2648

THE

# HIND RAJASTHAN

**VOL. I**

# RAJPUTANA

BY

**KALIDASS DEVSHANKER PANDYA**

(*Author of the Gujarat Rajasthan*)

**BHADARVA IN REVAKANTHA.**



A. D. 1887 Samvat 1943

**PRICE Rs. 2-8-0**

हिंद राजस्थान.

પુસ્તક પહેલું.

# રાજપુતાણા.

રચનાર.

काळीदास देवशंकर पंड्या.

(गुजरात राजस्थानना कर्त्ता)

भादरवा इलाके रेवाकांठा.



ઈ. સ. ૧૮૮૭. સંવત ૧૯૪૩.

કીંમત ૨—૮—૦

श्रीमंत पाटवी कुमारश्री छत्रसिंहजी,

संस्थान—राजपीपळा.

मु० नांदोद.

श्री राज्यवंशी—

आप राजपीपळाना प्रसिद्ध अने पहेला वर्गना राज्यना वारसछो. इंग्रेजी अने गुजराती भाषामां उंची जातनी तालम लइ हाल आप खीलती जुवानीना वखतमां राजकीय अनुभव मेळववामां गुंथायलाछो; तेवा वखतमां देशी राज्योना हेवाल संबंधीना ग्रंथो वांचवा उपर आपनी विशेष प्रीतिछे, तथा मारा उपर आपनी ममता भरेली नजरछे; तेनी निशानी तरीके; वळी ग्रंथ शोभे अने तेनी साथे आपनु नाम अमर रहे; इत्यादि कारणोने माटे आ राजपुताणानां राज्योनो हेवाल आपने प्रेमपूर्वक अर्पण करुंछुं, ते स्वीकारशो.

काळीदास देवशंकर पंड्या.

भादरवा. ग्रंथकर्त्ता.

ता. १ली माहे जान्युआरी सने १८८७

# પ્રસ્તાવના.

---

આખા જગતમાં ભૂગોળ અને ઇતિહાસના વિશયો સર્વોપરી ગણાયલાછે. મેં પણ તેજ વિશયને વધારે પસંદ કર્યોછે. હિંદમાં વધારે પ્રખ્યાતિ પામેલાં, એવાં સેંકડો દેશી રાજ્યોછે, પરંતુ તે રાજ્યોના હેવાલ જાણવાને ગૂજરાતી ભાષામાં કંઇપણ સાધન નહી હોવાથી તે ખોટ ટાળવા મેં આરંભ કીધેલોછે. સને ૧૮૮૪ ની આખરે ગૂજરાત પ્રાંતમાં આવેલાં રાજ્યોના હેવાલ સંબંધીનું "ગૂજરાત રાજસ્થાન" નામનું પુસ્તક બહાર પાડી દેશની સેવા બજાવીછે. એ પુસ્તક; રાજા, પ્રજા, કેળવણી ખાતું અને વિદ્વાન વર્ગ તરફથી સારૂં માન પામ્યું. તે પછી આ રાજપુતાણાનાં રાજ્યો વિશેનો હેવાલ બહાર પાડી વાંચનારાઓની સેવામાં મુકવાને શક્તિવાન થયોછું.

ભૂગોળનો વિશય જેમ જમીન ઉપરની રચનાનો ચીતાર દર્શાવી આપેછે, તેમ ઇતિહાસ જુની વાતોને તાણી લાવી આપણી નજર આગળ ખડી કરી દેછે. એ બંને વિશય એક બીજાને વળગેલાછે અને તેથીજ મેં પણ આ પુસ્તકમાં તે બંનેને જોડ્યાછે. શિવાય તેને લગતું બીજું પણ કેટલુંએક વર્ણન કરવામાં આવ્યુંછે. વળી રાજપુતાણાનો નકશો પણ દાખલ કરવામાં આવ્યોછે. આ પુસ્તકના ઉપયોગીપણા વિશે મારે મોઢેથી કહેવું, એ વ્યાજબી નથી, તોપણ એટલુંતો કહેવાની જરૂર જણાયછે કે તે રાજપુતાણાનાં દેશી રાજ્યોમાં એક ભોમીયા તરીકેની ગરજ પુરી પાડશે.

આ પુસ્તક રચવામાં મુખ્ય મદદ કરનલ માલસનનું "નેટિવ સ્ટેટસ ઓફ ઇંડીઆ," કરનલ ટાડનું "રાજસ્થાન," "એચિનસન્સટ્રીટિ," "હીસ્ટ્રિ ઓફ બ્રિટિશ ઇંડીઆ" અને "ભૂગોળનું વર્ણન;" વિગરે ઇંગ્રેજી તથા ગૂજરાતી ઘણાં પુસ્તકો, વારસિક રીપોર્ટો; તેમજ ઘણી જાતનાં વર્તમાન પત્રોની પ્રસંગોપાત મદદ લીધીછે; અને તેથી તેના કર્તાઓનો ભારે આભારી થયોછું. કેટલીએક હકીકત બહારથી પણ મેળવીછે; જેને માટે મુખ્ય કરીને શ્રી નારાયણ હેમચંદ્ર, તેમજ ઇંગ્રેજી પુસ્તકો ઉપરથી ટાંચણો કરવામાં મારા પરમ મિત્રો: મી૦ ભાઇલાલ વરજભાઈ પટેલ ભાદરવાના માજી કારભારી, અને મી૦ જેઠાલાલ નાથજી પંડ્યા વાસદના પોસ્ટ માસ્તર; એમણે કીંમતી મદદ આપીછે, તેથી એ સર્વેનો આભારી થયોછું. પુસ્તકને તૈયાર કરતી વખત તેને લખવાના કામમાં મારા ભત્રિજા ચી. કાશીરામ ઉત્તમરામ પંડ્યાએ સારો શ્રમ લીધોછે. તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૮૭

**કાળીદાસ દેવશંકર પંડ્યા.**

# અનુક્રમણિકા.



## જાહેર ખબર.





૨૯૫૪

# રાજપુતાણા.



## રાજપુતાણાની સરહદો અને હકીકત, ઈત્યાદી.

એ દેશ હિંદુસ્થાનના ઘણું કરીને વાયવ્યકોણ તરફના ભાગમાં છે. તેમાં મુખ્ય કરીને રાજપુત રાજ્યોનો મોટો જથો હોવાથી દેશનું નામ "રાજપુતાણા" એવું પડેલું છે. એ દેશ એક મોટો ચોરસ મુલક છે. એની ઉત્તર અને ઇશાનકોણે પંજાબ ઈલાકાના જીલ્લા; પૂર્વે વાયવ્ય પ્રાંતોના ઇલાકાનો આગ્રા જીલ્લો તથા મધ્યહિંદ એજન્સિ તાબામાં આવેલું સિંધિયા સરકારનું ગ્વાલિયરનું રાજ્ય; દક્ષિણે માળવાપ્રાંતના મંડીસર (મંદુસર) વિગરે જીલ્લા તથા ગૂજરાત પ્રાંતનો પંચમહાલ જીલ્લો, રેવાકાંઠા, મહીકાંઠા અને પાલનપુરની એજન્સિઓ; નૈરુત્યકોણે કચ્છનું રણ; પશ્ચિમે સિંધપ્રાંત અને વાયવ્યકોણે પંજાબ ઇલાકામાં આવેલું ભાવલપુરનું રાજ્ય છે.+

આ દેશમાં આશરે ૧૩૦૦૦૦ (એક લાખ ત્રીશહજાર) ચોરસ મૈલ જમીન અને વસ્તી આશરે ૧૦૩૦૦૦૦૦ (એક કરોડ ત્રણલાખ) માણસની છે. આ દેશ હિંદના ગવરનર જનરલ તરફના બ્રિટિશ એજંટની દેખરેખ નીચે છે. એ અમલદાર સિરોહીના રાજ્યમાં આવેલા આબુ પર્વત ઉપર રહે છે.

**દેશનું સ્વરૂપ**—દેશ ચોરસ છે. મારવાડનો પશ્ચિમ ભાગ, જેસલમેર, વિકાનેર અને જેયપુર તાબાનો શેખાવતીનો ભાગ, એટલો દેશ રેતીનાં મોટાં મોટાં મેદાન અને ટેકરાઓવાળો છે. રણમાં ઘાસ ઘણું ઉગે છે, તે ખાઇને ઉંટ, ઘેટાં અને ઢોર ઉછરે છે. રણમાં જંગલી ગધેડાં અને બીજી જાતનાં જંગલી જનાવરો ઘણાં હોય છે. વિકાનેરની સાંઢણીઓ બહુ ઝડપથી ચાલનારીઓ હોય છે. આરાવલી પર્વતની પૂર્વનો દેશ રસાળ છે, તેમાં વળી મેવાડથી શરુ થઈ આગ્રા તરફ જે ઉંચાણ દેશનો ઢાળ

+રાજપુતાણાના મધ્ય ભાગમાં ઇંગ્રેજી અજમેર જીલ્લો છે. જે કમિશનરના તાબામાં છે. એ જીલ્લામાં ૨૭૧૦ ચોરસ મૈલ જમીન અને આશરે ૪૬૦૦૦૦ (ચાર લાખ સાઠહજાર) માણસની વસ્તી છે.

છે, તે ઉપર તથા ડુંગરોમાં જે રાજ્યો છે, તેની જમીન વધારે રસાળ છે. આરાવલી પર્વતની પશ્ચિમના દેશ કરતાં પૂર્વના દેશમાં વરસાદ ઘણો વરસે છે. પશ્ચિમના દેશમાં વરસાદ નૈરૂત્ય કોણમાંથી અને પૂર્વમાં ઇશાન કોણ તરફથી વરસે છે. નીપજમાં મુખ્ય કરીને અનાજ, કપાસ, તમાકુ, અફીણ અને તમામ જાતનાં કઠોળ તથા તેલ નીકળે તેવી જણસો થાય છે. **નદીઓ**—૧ ચંબલ, ૨ કાળીસિંધ, ૩ પાર્વતી, ૪ બનાસ, ૫ બાણગંગા, ૬ લુણી અને ૭ ઘુઘર; એટલી મુખ્ય છે તથા તે શિવાય બીજી નાની નદીઓ ઘણી છે, પણ તે જાણવા જેવી નથી. ચંબલ, એ વિંધ્યાદ્રી પર્વતમાંથી નીકળી માળવામાં થઇને મેવાડના પૂર્વભાગમાં થઇ અગાડી જતાં કોટાના મુલકમાં થઈ થોડા ભાગમાં કોટા તથા બુંદીની સરહદ કરી અગાડી જેયપુર, કિરોલી અને ધોળપુરનાં રાજ્યની દક્ષિણે અને ગ્વાલિયરના રાજ્યની ઉત્તરે થઈ, ઇશાનકોણ તરફ ગ્વાલિયરનો મુલક છોડ્યા પછી ૨૦ મેલને અંતરે જુમનાં નદીને મળે છે. કાળીસિંધ અને પાર્વતી, એ નદીઓ મધ્યહિંદ એજન્સિ તરફથી આવી ઝાલાવાડના મુલકમાં થઇને ઘણું કરી કોટાના રાજ્યમાં દક્ષિણથી તે ઉત્તર તરફ વહીને કાળીસિંધ, કોટા અને બુંદીની સરહદ ઉપર તથા પાર્વતી, જેયપુર અને કોટાની સરહદ ઉપર ચંબળનૂં મળે છે. બનાસ નદી, મેવાડના નૈરૂત્યકોણ તરફના ડુંગરમાંથી નીકળી ઇશાનકોણ તરફ ચીતોડથી નજીકમાં થઈ અગાડી જેયપુર તથા ટોંકનાં રાજ્યોમાં થઈ જેયપુર અને કિરોલીની સરહદ કરી ચંબલ નદીને મળે છે. બાણગંગા, એ નદી જેયપુરના રાજ્યની વાયવ્યકોણ તરફથી ઉત્પન થઈ અંબરથી થોડા મેલને છેટે પૂર્વ તરફ ભરતપુરના મુલકમાં થઇ અગાડી ધોળપુરનું રાજ્ય અને આગ્રા જીલ્લાની સરહદ કરી કેટલાએક મેલ અગાડી ગયા પછી જુમનાને મળે છે. લુણી નદી, રાજપુતાણાના ઇશાનકોણ તરફના ભાગમાંથી ઉત્પન થઈ, જેયપુર, કિશનગઢ અને અજમેર જીલ્લામાં થઈ મારવાડના મુલકમાં જાય છે અને અગાડી જતાં મારવાડની નૈરૂત્યકોણ આગળ એ રાજ્યની હદ છોડ્યા પછી કચ્છના રણમાં થઈ અગાડી જતાં કચ્છના અખાતને મળે છે. અને ઘુઘરનદી, એ પૂર્વમાં પંજાબ ઇલાકામાંથી પેદા થઇ બિકાનેરના રાજ્યની ઉત્તરમાં વહે છે. અને ત્યાંથી પશ્ચિમમાં ભાવલપુરના મુલકમાં થઇને સિંધમાં જાય છે. ભાવલપુરના રાજ્યમાં ગયા પછી તેનું નામ બદલાઇ "વહેંડ" એવું ચાલતું થાય છે. **ભાષા**—મેવાડ અને તેની નજીકનાં ડુંગરપુર, પર-

તાપગઢ અને વાંસવાડાના દેશમાં મેવાડી; મારવાડ અને સિરોહીમાં મારવાડી, જેયપુર, અલવર, ભરતપુર, ધોળપુર અને કિરોલીમાં હિંદુસ્થાની, બુંદીનું રાજ્ય તથા કોટાના ઉત્તરભાગમાં હાડોતી, કોટાનો દક્ષિણ ભાગ અને ઝાલાવાડમાં માળવી, વિકાનેરના દક્ષિણ ભાગમાં મારવાડી તથા ઉત્તરમાં પંજાબી અને જેયસલમેરના પૂર્વભાગમાં મારવાડી, તેમજ પશ્ચિમમાં સિંધી બોલી બોલાય છે. રેલવે—અમદાવાદથી અજમેર ઉપર થઈને દિલ્હી સુધીની રેલવે લાઈન છે, તે આ દેશમાં નૈરત્યકોણમાં સિરોહીની દક્ષિણ હદથી લાગુ થઈ સિરોહી, ઇરનપુરા, મારવાડનો પૂર્વભાગ, અજમેર, કિશનગઢ, જેયપુર અને અલવરનો મુલક પસાર કરી ત્યાંથી દિલ્હી તરફ જાય છે. આગ્રા તરફ જવાની લાઈન અલવરની દક્ષિણે બંદીકુઇના રેલવે સ્ટેશનથી જુદી પડી અલવર તથા ભરતપુરનાં રાજ્ય પસાર કરી આગ્રા તરફ જાય છે. આગ્રા અને ગ્વાલિયર વચ્ચે જે લાઈન છે. તે ધોળપુરના પૂર્વભાગમાં થઈને જાય છે. અજમેરથી નસીરાબાદ ઉપર થઈને દક્ષિણે ઈંદોર સુધીની લાઈન છે તે મેવાડના મુલકમાં થઈને પસાર થાય છે. અમદાવાદથી અજમેર જવાની લાઈન ઉપરના "જોધપુર જંકસન" નામના રેલવે સ્ટેશનથી જોધપુર સુધીનો એક જુદો કાંટો ૬૪ મૈલનો છે.

**ઐતિહાસીક ટુંકનોંધ**—આ દેશમાં ઘણા જુના વખતથી રાજપુત રાજાઓ રાજ્ય કરતા આવ્યા છે, પણ જેમ જેમ વખત જતો ગયો; તેમ તેમ રાજ્યકર્તાઓમાં ફેરફાર થતો ગયો. પાદશાહી વખતમાં મેવાડના રાણા શિવાયના રાજપુતાણાના બધા રાજા પાદશાહના તાબેદાર હતા. મરેઠી અમલમાં તેઓમાંના ઘણાખરા મરેઠાને ખંડણી આપતા હતા. હાલ તેઓ ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે છે. વધારે જુનામાં જુનું જે મેવાડનું રાજ્ય, તેમાં મોરીવંશનો પરમાર રાજા રાજ્ય કરતો હતો. તેની પાસેથી ઈ. સ. ૭૨૮ માં બાપારાવળે એ રાજ્ય છીનાવી લીધું; જેમના વંશજો સૂર્યવંશી સિસોદીયા રાણા આજ મેવાડમાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઈ. સ. ૧૮૧૮ ના કોલકરારથી ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. **જેયસલમેર**—એ ભાટી જાતના રાજપુત રાજાનો દેશ છે. એ દેશમાં તેઓની સ્થાપના ઇ. સનના દશમા સૈકામાં થઈ અને હાલ તેમના વંશજો ત્યાં રાજ્ય કરે છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૧૮ ના કોલકરા-

રથી ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. જેયપુરના રાજ્યકર્તા, એ સૂર્યવંશી કછવા જાતના રાજપુત છે. એ રાજ્યની સ્થાપના ઈ. સ. ૯૫૭ માં ઢોલારાય નામના રાજાએ કરી, જેમના વંશજ હાલ જેયપુરમાં રાજ્ય કરે છે. એ રાજ્યને પેહેલવેલાં સને ૧૮૦૪ ની સાલમાં ઇંગ્રેજો સાથે સલાહના કોલ કરાર થયા પણ તે સલાહ લૉર્ડ કોર્નવાલીસની નવી રાજ્ય પધ્યતી દેશી રાજ્યોના વિરૂદ્ધમાં હોવાથી તુટી, તોપણ સને ૧૮૧૮ ની સાલના કોલ કરારથી હમેશને માટે એ રાજ્ય ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. **મારવાડ**ના રાજ્યકર્તા સૂર્યવંશી રાઠોડ છે. એ રાજ્યની સ્થાપના સીઓજીથી ઇ. સનના તેરમા સઇકાની શરૂઆતમાં થઇ. જેમના વંશજ આજ મારવાડમાં રાજ્ય કરે છે. આ રાજ્યને પેહેલ વેલાં સન ૧૮૦૪ ની સાલમાં ઇંગ્રેજો સાથે સલાહના કોલ કરાર થયા, પણ તે સલાહ લૉર્ડ કોર્ન વાલીસની નવી રાજ્ય પધ્યતી દેશી રાજ્યોના વિરૂદ્ધમાં હોવાથી તુટી, તોપણ સને ૧૮૧૮ ની સાલના કોલ કરારથી એ રાજ્ય હમેશને માટે ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. **સિરોહી**ના રાજ્યકર્તા ચહુઆણ જાતના રાજપુત છે. એ દેશમાં પ્રથમ પરમાર જાતના રાજપુતનું રાજ્ય હતું, તેની પાસેથી ચહુઆણોએ ઇ. સ. ૧૩૦૦ માં ઝીતી લીધું. તેજ વંશમાં સિરોહીના હાલના રાજા છે. આ રાજ્ય ઇ. સન ૧૮૨૩ ના કોલ કરારથી ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. **ડુંગરપુર, પરતાપગઢ,** અને **વાંસવાડા**ના રાજ્ય કર્તાઓ મેવાડના રાણાજીના વંશજ સૂર્યવંશી સિસોદીયા રાજપુત છે. તે મેવાડના કુટુંબની જુના વખતથી જુદી પડેલી શાખાઓ છે, તથી હાલ પણ તેજ કુટુંબોના વંશજો રાજ્ય કરે છે. એમ અનુમાન થઈ શકે છે કે આ કુટુંબ ઇ. સનના ચૌદમા સૈકામાં મેવાડથી જુદાં પડ્યાં. એ રાજ્યો ઈ. સન ૧૮૧૮ ના કોલ કરારથી ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યાં. **બુંદી**ના રાજા, એ ચહુઆણ જાતમાંથી નીકળેલી હાડા શાખાના રાજપુત છે. તેમના વંશજો પ્રથમ આસીરના સરદાર હતા. તે કુટુંબમાંના રાવ દેવાએ બુંદીના રાજ્યની સ્થાપના ઇ. સન ૧૩૪૨ માં કરી, જેમના વંશજ આજ બુંદીના રાજ્યકર્તા છે. આ રાજ્યને પેહેલવેલાં સને ૧૮૦૪ ની સાલમાં ઇંગ્રેજો સાથે સલાહના કોલ કરાર થયા, પણ તે સલાહ લૉર્ડ કોર્ન વાલીસની નવી રાજ્ય પધ્યતી દેશી રાજ્યોના વિરૂદ્ધમાં હોવાથી

તોપણ સને ૧૮૧૮ ની સાલના કોલ કરારથી હમેશને માટે એ રાજ્ય ઇં-ગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. કોટાના રાજ્યકર્તા, એ બુંદીના કુટુંબી છે. એ રાજ્ય ઈ. સન ૧૬૨૫ માં બુંદીથી જુદું પડ્યું અને તેના મૂળ પુરૂષ માધુસિંહ થયા. જેમના વંશજ આજ કોટામાં રાજ્ય કરે છે. એ રાજ્ય સને ૧૮૧૭ ના કોલ કરારથી ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. વિકાનેરના રાજ્યકર્તા, એ મારવાડના કુટુંબી રાઠોડ રાજપુત છે. એ રાજ્યની સ્થાપના ઇ. સ. ૧૪૮૯ માં વિકાએ કીધી, જેમના વંશજ આજ વિકાનેરમાં રાજ્ય કરે છે. એ રાજ સને ૧૮૧૮ ના કોલ કરારથી ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. કિશનગઢના રાજ્ય કર્તા, એ મારવાડના કુટુંબી રાઠોડ રાજપુત છે. એ રાજ્યની સ્થાપના ઇ. સ. ૧૬૧૩માં કિશનસિંહે કીધી, જેમના વંશજ આજ કિશનગઢમાં રાજ્ય કરેછે. એ રાજ્ય સને ૧૮૧૮ ના કોલ કરારથી ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. ભરતપુરના રાજ્યકર્તા જાતના જાટ છે. જાટલોકો પ્રથમ પાદશાહી અમલમાં દેશમાં ઘણો ઉપદ્રવ કરતા હતા. ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગજેબ પાદશાહ મરણ પામ્યો, તે પછીથી પાદશાહી નબળી પડી, તે વખતનો લાભ લઇને તેમના (જાટોના) એક સરદાર ચુડામણે રાજ્યની સ્થાપના કીધી, જેમના વંશજ આજ ભરતપુરમાં રાજ્ય કરે છે. આ રાજ્યને પેહેલવેલાં સને ૧૮૦૪ ની સાલમાં ઈંગ્રેજો સાથે સલાહના કોલ કરાર થયા, પણ તે સલાહ લૉર્ડ કોર્ન વાલીસની નવી રાજ્ય પધ્યતી દેશી રાજ્યોના વિરૂદ્ધમાં હોવાથી તુટી, તોપણ સને ૧૮૧૮ ની સાલના કોલ કરારથી એ રાજ્ય હમેશને માટે ઈંગ્રજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. ધોળપુરના રાજ્ય કર્તા પણ ભરતપુરની માફક જાટ છે. એ રાજ્યની સ્થાપના પણ ભરતપુરની માફક અને તેજ સમયમાં પ્રથમ ગોહદમાં થઈ. ધોળપુરના રાજ્ય કર્તા રાણા કિરતસિંહના વખતમાં એટલે ઇ. સન ૧૮૦૫ માં ગોહદનું રાજ્ય સિંધિયાના તાબામાં જવાથી, તેના મોહબદલામાં ધોળપુરનું રાજ્ય રાણાના કબજામાં વંશપરમપરાને માટે આવ્યું તથા તે વખતથી રાણાની ગાદીનું શેહેર ગોહદ મટીને ધોળપુર થયું. હાલ તેમના વંશજ ધોળપુરમાં રાજ્ય કરેછે. આ રાજ્યને ઈંગ્રેજો સાથે સને૧૮૦૫ માં સલાહના છેવટના કોલ કરાર થયા. અને તેથી એ રાજ્ય ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. અલવરના રાજ્યકર્તા, એ જેયપુરના કુટુંબી કછવા રાજપુત છે. તેઓ મેવાત દેશ ઉપરથી મેવાતીની શાખાથી ઓળખાય છે. મેવાતીઓ પ્રથમ

લુંટારાનો ધંધો કરતા હતા. ઇ. સન ૧૭૦૭ માં ઓરંગજેબ પાદશાહ મરણ પામ્યો અને પાદશાહી નબળી પડી, તે વખતનો લાભ લઇને એ જાતમાંના એક "નરુખા" શાખાના રાજપુતોની ટોળીના સરદાર પ્રતાપસિંહ, કે જે માચેરીના જાગીરદાર હતા. તેમણે સ્વતંત્રતા મેળવી; જેમના વંશજ હાલ અલવરમાં રાજ્ય કરે છે. આ રાજ્યને પેહેલવેલાં સને ૧૮૦૪ ની સાલમાં ઇંગ્રેજો સાથે સલાહના કોલકરાર થયા, પણ તે સલાહ લૉર્ડ કોર્ન વાલીસની નવી રાજ્ય પધ્ધતી દેશી રાજ્યોના વિરૂધ્ધમાં હોવાથી તુટી તોપણ સને ૧૮૧૧ માં ફરીથી કોલ કરાર થયા અને તેથી આ રાજ્ય ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. ટોંકના રાજ્ય કર્તા જાતના મુસલમાન નવાબ છે. એ રાજ્યની સ્થાપના પ્રખ્યાત અમીરખાન, કે જે પીંઢારી લુટારાઓના સરદાર હતા, તેમણે ઇ. સ. ૧૮૧૭ માં કરી, જેમના વંશજ હાલ ટોંકમાં રાજ્ય કરે છે. સને ૧૮૧૭ થી એ રાજ્ય ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. ઝાલાવાડના રાજ્ય કર્તા કાઠીયાવાડમાં આવેલા વઢવાણના રાજ્યના કુટુંબી ઝાલા રાજપુત છે. એ રાજ્યની સ્થાપના ઇ. સને ૧૮૩૮ માં પ્રખ્યાત જાલમસિંહના પૌત્ર મદનસિંહથી થઇ, જેમના વંશજ હાલ ઝાલાવાડમાં રાજ્ય કરે છે. એ રાજ્ય સને ૧૮૩૮ થી ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. કિરોલીના રાજ કર્તા જાદવ જાતના રાજપુત છે. તેમના રાજ્યની સ્થાપના વિશે જાણવામાં આવ્યું નથી. એમ કહેવાય છે કે મરેઠી અમલમાં તેઓ મરેઠાના તાબેદાર હતા તથા તેમને ખંડણી ભરતા હતા; જેમના વંશજ હાલ કિરોલીમાં રાજ્ય કરે છે. આ રાજ્ય સને ૧૮૧૭ ના કોલ કરારથી ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું.

આ રાજ્યો ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યાં તથા તેમને દિલ્હીના રેસીડેન્ટની દેખરેખ નીચે મુકવામાં આવ્યાં હતાં. હાલ તે રાજપુતાણાના એજંટ. ટુ. ધી. ગવરનર *જનરલ ની દેખરેખ નીચે છે; જે અમલદારનું સદર સ્ટેશન સિરોહી તાબામાં આવેલા આબુ પર્વત ઉપર છે. આ સ્ટેશન બાંધવા માટે એ જગા સિરોહીના મહારાવ પાસેથી સને ૧૮૪૫ માં લેવામાં આવી હતી.

રાજપુતાણામાં સ્થાનીક પોલીટીકાલએજંટ અને આસિસ્ટંટ એજંટ

* આ દરજ્જો લેફટેનેન્ટ ગવરનર કે ચીફકમિશનરના દરજ્જાને મળતો છે.

નીમવામાં આવ્યા છે, જેમના તાબામાં નીચે મુજબ રાજ્યો સોંપવામાં આવ્યાં છે.

૧ મેવાડના પોલીટીકાલ એજંટના તાબામાં-મેવાડ (ઉદયપુર), ડુંગરપુર, પરતાપગઢ અને વાંસવાડા.

૨ જેયપુરના પોલીટીકાલ એજંટના તાબામાં-જેયપુર અને કિશનગઢ.

૩ મારવાડના પોલીટીકાલએજંટના તાબામાં-મારવાડ (જોધપુર), જેયસલમેર અને સિરોહી.

૪ હાડોતીના પોલીટીકાલ એજંટના તાબામાં-બુંદી, કોટા, ટોંક અને ઝાલાવાડ.

૫ રાજપુતાણાના પૂર્વ તરફના રાજ્યોની એજન્સિના પોલીટીકાલ એજંટના તાબામાં-ભરતપુર, ધોળપુર, અલવર અને કિરોલી.

૬ વિકાનેરના આસિસ્ટંટ એજંટના તાબામાં-વિકાનેર.

આ પોલીટીકાલ એજંટો અને આસિસ્ટંટ એજંટ, એ અધિકારીઓ જેમ રાજપુતાણાના એજંટ ટુ ધી ગવરનર જનરલને જવાબદાર છે. તેમ તે અમલદાર ગવરનર જનરલને જવાબદાર છે.

ઉપરનાં ૧૮ રાજ્યોને ગવરનર જનરલ તરફથી દત્તક લેવાની સનદ મળી છે જેની અંદર નીચે મુજબ લખવામાં આવ્યું છે:—

"હિંદુસ્થાનમાં જે રાજા અને સરદારો હાલમાં પોતાના દેશમાં હુકુમત ચલાવે છે, તેઓનાં મહારાજ્યો હમેશાં કાયમ રહે તથા તેઓના ખાનદાનનો મરતબો અને વંશ જારી રહે એવી મહારાણી સરકારની ઇચ્છા હોવાથી, તે ઇચ્છાબર લાવવાને માટે હું આથી તમને ખાતરે જમા કરી આપુછું કે, તમારા ખરા વારસને અભાવે, તમે અથવા તમારા પછી તમારી ગાદી ઉપર રાજ્ય કરનારે હોય, તેમણે હિંદુશાસ્ત્ર (મુસલમાન રાજ્યને માટે "મુસલમાની સરેહ") પ્રમાણે અને દેશાચાલ તથા કુળાચાર પ્રમાણે દત્તક લેવો, તેને કબુલ કરી અમે કાયમ રાખીશું.

જ્યાં સુધી તમારી ગાદી સરકાર તરફ રાજભક્તી રાખી રહેશે અને બ્રિટિશ સરકારના કરેલા ઉપકાર, કોલકરાર અને તહનામાં લખ્યાં આપેલાં, તેની સરત પ્રમાણે પાક નેયતથી ચાલશો, ત્યાં સુધી તમારે ખાત્રી કરી જાણવું કે એ બંદોબસ્તમાં કંઇપણ રીતે વાંધો ઉઠાવવામાં આવશે નહીં."

**રાજપુતાણાનાં રાજ્ય, રાજ્યકર્ત્તાનાં નામ, કીતાબ, ઉંમરનાં વરસ, જાત, કુલ્લ જમીનનું ક્ષેત્રફળ, વારાસક પેદાશનો સુમારે આંકડો અને બ્રિટિશ સરકાર તરફથી મળતાં તોપનાં માનનું પત્રક.**

| ચાલતો નંબર. | રાજ્યનું નામ. | હાલના રાજ્ય કર્તા. | | | | કુલ્લ જમીનનું ક્ષેત્રફળ ચોરસ મૈલ. | વારસિક ઉપજનો સુમારે આંકડો (રૂપીઆ) | બ્રિટિશ સરકાર તરફથી મળતાં તોપનાં માન. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | નામ. | કીતાબ. | ઉમર. | જાત. | | | |
| ૧ | મેવાડ | ફતેસિંહજી | મહારાણા | ૩૧ | સિસોદીયા રાજપુત | ૧૧૬૧૪ | ૬૫૦૦૦૦૦ | ૨૧ |
| ૨ | જેયપુર | સવાઈ માધુ સિંહજી | મહારાજા | ૨૯ | કછવા રાજપુત | ૧૫૦૦૦ | ૬૦૦૦૦૦૦ | ૨૧ |
| ૩ | મારવાડ | જસવંતસિંહજી | ,, | | રાઠોડ રાજપુત | ૩૫૬૭૨ | ૩૦૦૦૦૦૦ | ૧૯ |
| ૪ | બુંદી | રામસિંહજી | મહારાવરાજા | ૭૬ | ચહુઆણ રાજપુત(હાડા) | ૨૨૯૧ | ૧૦૦૦૦૦૦ | ૧૭ |
| ૫ | કોટા | છત્રસાલજી | મહારાવ | ૪૫ | ,, | ૫૦૦૦ | ૨૫૦૦૦૦૦ | ૧૭ |
| ૬ | વિકાનેર | ડુંગરસિંહજી | મહારાજા | ૩૪ | રાઠોડ રાજપુત. | ૧૭૬૭૬ | ૧૨૦૦૦૦૦ | ૧૭ |
| ૭ | કિશનગઢ | પૃથિવિસિંહજી | ,, | ૫૩ | ,, | ૭૨૦ | ૧૫૦૦૦૦૦ | ૧૭ |
| ૮ | કિરોલી | અરજુનપાલજી | ,, | | જાદવ રાજ[પુત | ૧૮૭૬ | ૫૦૦૦૦૦ | ૧૭ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | ટોંક | ઈબ્રાહિમ અલીખાન | નવાબસાહેબ | ૩૯ | રોહીલા પઠાણ | ૧૮૩૪ | ૧૨૦૦૦૦૦ | ૧૭ |
| ૧૦ | ભરતપુર | જસવંતસિંહજી | મહારાજા | ૩૬ | જાટ | ૧૯૭૪ | ૩૦૩૦૦૦૦ | ૧૭ |
| ૧૧ | ધોળપુર. | નેહાલસિંહજી | મહારાણા | ૨૫ | ,, | ૧૬૨૬ | ૧૨૦૦૦૦૦ | ૧૫ |
| ૧૨ | અલવર | મંગળસિંહજી | મહારાવરાજા | ૩૧ | કછવા રાજપુત | ૩૩૦૦ | ૨૨૦૦૦૦૦ | ૧૫ |
| ૧૩ | ઝાલાવાડ | વખ્તસિંહજી | રાજરાણા | | ઝાલા રાજપુત | ૨૫૦૦ | ૧૬૦૦૦૦૦ | ૧૫ |
| ૧૪ | જેયસલમેર | વૈરીસાલજી | મહારાવળ | ૩૯ | ભાટીરાજપુત | ૧૨૨૫૨ | ૧૫૦૦૦૦ | ૧૫ |
| ૧૫ | સિરોહી | કેશરીસિંહજી | મહારાવ | ૩૦ | ચહુઆણ રાજપુત | ૩૦૨૦ | ૧૨૫૦૦૦ | ૧૫ |
| ૧૬ | ડુંગરપુર | ઊદયસિંહજી | મહારાવળ | ૪૯ | સિસોદિયા રાજપુત | ૧૦૦૦ | ૨૦૦૦૦૦ | ૧૫ |
| ૧૭ | પરતાપગઢ | ઊદયસિંહજી | મહારાજા | ૪૨ | ,, | ૧૪૬૦ | ૭૦૦૦૦૦ | ૧૫ |
| ૧૮ | વાંસવાડા | લક્ષ્મણસિંહજી | મહારાવળ | ૫૪ | ,, | ૧૫૦૦ | ૩૦૦૦૦૦ | ૧૧ |

# મેવાડ.

## ( ઉદયપુર )

મેવાડનું રાજ્ય, એ "મેવાડ અથવા ઉદયપુરનું રાજ્ય," એ નામથી ઓળખાય છે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી સિસોદિયા રાજપુત અને તે "મહારાણા"ની પદવિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે ઇંગ્રેજી અજમેર જીલ્લો; વાયવ્યકોણ તરફ મારવાડ; પશ્ચિમે સિરોહીનું રાજ્ય તથા પરનપુરા; દક્ષિણે ગૂજરાત પ્રાંતનો મહીકાંઠા ઇલાકો તથા ડુંગરપુર અને વાંસવાડાનાં રાજ્ય; અગ્નિકોણ તરફ પરતાપગઢનું રાજ્ય; પૂર્વે ઈંગ્રેજી નીમચ વિગેરે માળવાનો ભાગ તથા કોટાના રાજ્યનો મુલક અને ઈશાનકોણ તરફ બુંદીનું રાજ્ય છે. આ રાજ્યની વાયવ્યકોણ તરફ મેરવાડા પ્રાંત છે, જેનો થોડોક ભાગ મેવાડ તાબે છે પણ વહિવટ ઈંગ્રેજોના હાથમાં છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૧૬૧૪ ચોરસ મૈલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૧૨૦૦૦૦૦ (બાર લાખ) માણસની છે. **વારસિક પેદાશ** ૩૬૫૦૦૦૦૦ (છાંસટ લાખ) ને આશરે થાયછે, આ રાજ્ય ઈંગ્રેજ સરકારને ખંડણી ભરેછે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્યના મુલકમાં પશ્ચિમ તરફ "આરાવલી" નામે ડુંગરની એક મોટી ઓળછે, તથા તેના ફાંટા ઘણું ખરૂં આખા મેવાડ દેશમાં પથરાઈ ગએલા છે. જેથી મુલક પહાડી અને ખરબચડો છે. ઝાડી પુષ્કળ અને ભયંકર છે. ઈશાનકોણ તરફનો ભાગ જરા ખુલ્લો છે, શિવાયનો આખો દેશ પહાડી અને મોટાં અરણ્ય વાળો છે. **નદીઓ**, ૧ બનાસ એ આ દેશનાં નૈરૂત્યકોણના ભાગ તરફના ડુંગરમાંથી નીકળી ઈશાનકોણ તરફ ચીતોડની નજીકમાં થઈ અગાડી જતાં આ દેશની હદ છોડી જેપપુર તથા ટોંકનાં રાજ્યોમાં થઈ જેયપુર અને કિરોલીની સરહદ કરી ચંબલ નદીને મળેછે. બનાસને મળનારી બીજી નાની નદીઓ ઘણી છે, જેમાંની કેટલીક આરાવલી ડુંગરની મોટી ઓળમાંથી નીકળીને અને કેટલીએક માળવામાંથી ઉત્પન થઈને આવેલી છે. ૨ ચંબલ એ વિંધ્યાદ્રિ પર્વતમાંથી નીકળી માળવામાં થઈને આ રાજ્યના પૂર્વ ભાગમાં થઈ અગાડી જતાં આ રાજ્યની હદ છોડી કોટાના મુલકમાં થઈ થોડા ભાગમાં કોટા તથા બુંદીની સરહદ કરી અગાડી જેયપુર, કિરોલી અને ધોળપુરનાં રાજ્યની દક્ષિણે અને ગ્વાલી-

વરના રાજ્યની ઉત્તરે થઈ ઈશાન કોણ તરફ ગ્વાલીયરનું રાજ્ય છોડ્યા પછી વીશ મૈલને અંતરે જુમનાં નદીને મળેછે. **સરોવર**—કાંકરોલી ગામની પાસે મેવાડના રાણા રાજસિંહે ઈ. સ. ૧૬૬૧ માં ૧૦૦૦૦૦૦૦ (એક કરોડ) રૂપીઆ ખરચીને આરસ પહાણની સુંદર બાંધણીનું આશરે ૧૨ મૈલના ઘેરાવમા એક મોટું સરોવર બંધાવેલું છે, જે "રાજસાગર" ને નામે ઓળખાય છે. બીજું એક સરોવર આ રાજ્યના અગ્નિ કોણ તરફના ભાગમાં રાણા જયસિંહે બંધાવ્યું છે, જે "ઘેબર" અથવા "જયસંમધ" એ નામથી ઓળખાય છે. એમ કહેવાયછે કે આ સરોવર ત્રીશ મૈલના ઘેરાવનું છે. **હવા**—સાધારણ છે, વરસાદ ઈશાન કોણ તરથી અને તે પુષ્કળ વરસે છે. **જમીન તથા નિપજ**—આખા દેશની જમીન પહાડી અને ખરબચડી છે, પણ પથ્થરના ઝરણને લીધે જમીન ટાઢી રહીને રસાળ હોય છે. તેમાં કપાસ, શેરડી, તમાકુ અફીણ, ઘઉં, ચણા, જુવાર, ડાંગર, મકાઈ, બાજરી, અળસી અને તમામ જાતનાં કઠોળ તથા ગળી વિગેરે નિપજે છે. ડુંગરોમાં અબરખ, ગંધક અને લોઢાની ખાણો છે પણ અબરખ શિવાય બીજી ધાતુનો શોધ થતો નથી. જંગલમાં સાગ, સીસમ, વાંસ, અને ઘણી જાતનાં પરચુરણ ઝાડો ઉગે છે, જેમાંનાં કેટલાંક ઈમારતી વિગેરે કામમાં અને કેટલાંક બાળવાના કામમાં આવે છે. **જનાવર**—ઘણું ખરૂં આખા દેશમાં ડુંગરો અને ઝાડીની અંદર વાઘ, ચીત્રા, વરૂ. સાબર અને હરણ વિગેરે અનેક જાતનાં જંગલી જનાવરો હોય છે. આ દેશના વાઘ ઘણા કૃર હોય છે. બળદ, ગાયો અને ભેંશો સારી થાય છે, **લોક તથા ભાષા**—વસ્તી મુખ્ય કરીને ભીલ, રાજપુત, જાટ અને થોડા પરચુરણ જાતના લોકોની છે. મુસલમાન પણ થોડા વસે છે. આ દેશની ભાષા મેવાડી છે. **રેલવે**—અજમેરથી નસીરાબાદ અને ચીતોડ ઉપર થઈને ઈંદોર સુધીની રેલવે લાઈન કે જે "નસીરાબાદ અને નીમચ બ્રેન્ચ" ને નામે ઓળખાય છે. તે લાઈનનો ઉત્તર તરફનો ઘણો ખરો ભાગ આ દેશમાં છે. ચીતોડથી નાથદ્વારા ઉપર થઈને ઉદયપુર સુધી ૮૪ મૈલની "મેવાડ સ્ટેટ રેલવે" એ નામની રેલવે લાઈન તૈયાર થાય છે. **મુખ્ય શેહેરો**—**ઉદયપુર.** એ આ દેશની રાજધાનીનું કીલ્લાવાળું શેહેર છે અને તેમાં મહારાજા મહારાણાજી સાહેબના મેહેલ છે તથા ઉજળી વરણના લોકોનાં મકાન છે. એ શેહેર આ દેશના નૈરૃત્ય કોણ તરફના ભાગમાં આરાવળી પર્વતની તળેટીમાં છે, તથા તે આબુરોડના રેલવે

સ્ટેશનથી પૂર્વમાં ૬૦ મૈલને છેટે છે. પોલીટીકાલ એજંટની છાવણી તથા પોસ્ટ ઓફીસ છે. ચીતોડની તારઓફીસથી અહીં તાર આવે છે. **નાથદ્વારા** એ શેહેર ઉયદપુરથી ઇશાન કોણ તરફ ૧૨ મૈલને છેટે બનાસ નદીના ડાબા કીનારા ઉપર છે, અને તેમાં જગત પ્રસિદ્ધ "શ્રી નાથ બાવા" નું મોટું ધામ છે. અહીં વૈશ્નવ ધર્મના આચાર્ય શ્રી ૧ગોસાઇજીની

૧ ગોસાંઇજી, એ કોણ અને તેમની ઉત્પતિ શી રીતે થઈ, એ જાણવું અગત્યનું છે. તેમના મૂળ પુરૂષ લક્ષ્મણભટ, કે જે તૈલંગણ બ્રાહ્મણ હતા, તેમની સ્ત્રીને રસ્તે ચાલતાં પ્રસવ થયો, અને તેથી જે બાળક જન્મ્યું, તેનું નામ "વલ્લભ" એવું પાડ્યું. વલ્લભનો જન્મ સંવત ૧૫૩૫ ના વૈશાખ વદી ૧૧ (ઇ. સ. ૧૪૭૯) ના રોજ થયો દંતકથા એવીછે કે તેમના બાળપણમાં તેમનું રક્ષણ અગ્નિ નારાયણે કર્યું અને તેથી તેમનું કુળ "અગ્નિકુળ"ને નામે ઓળખાયું. તેમણે નાની ઉંમરમાં વિદ્યાભ્યાસ કીધો અને અગાઉ જે વિષ્ણુ સ્વામી થઈ ગયા હતા તથા તેમણે જે મત (ધર્મ) ચલાવ્યો હતો, તે મતમાં પેઠા. એમને ઉપાસના બાળકૃષ્ણની મૂર્તિની, ગોત્ર ભારદ્વાજ, શાખા તૈતરીય, આપસ્તંબ સૂત્ર અને અટક વિલ્લાટ, બંપાટીવાર હતી; જે હાલ બધું તેમના વંશજો ભોગવે છે. વલ્લભે લોકોને વિષ્ણુસ્વામીના મતનો ઉપદેશ કરવા માંડ્યો તથા જે લોકે ઉપદેશ પસંદ કર્યો, તેમણે કંઠી બાંધવી અને બાળકૃષ્ણની સેવા રાખવી, એવો રીવાજ પડ્યો. એ પ્રમાણે કરતાં તેઓ કાશી અને ઉડીશા તરફ ગયા, ત્યાં એમનો દિગ્વિજય થયો, તેમની બરોબર કોઈ પંડીત નીકળી આવ્યો નહી. એ પ્રમાણે કરતાં તેઓ ગોકુળ તથા મથુરાં તરફ ગયા, ત્યાંથી ગૂજરાત તરફ આવ્યા. ગૂજરાતમાં તેમના શીષ્ય ઘણુંકરીને વાણીઆલોકો થયા. તેમનાં મંદીરો બંધાણાં તથા લોગા બંધાયા અને તેમનું નામ "વલ્લભાચાર્ય આચાર્યજી મહાપ્રભુજી" એવું ચાલતું થયું. તેમને એક પુત્ર થયા જેમનું શ્રી ગોસાંઇજી અથવા "વિઠલરાયજી" એવું નામ પાડ્યું. એમનો જન્મ સંવત ૧૫૭૨ ના પોસવદી ૯ (ઇ. સ. ૧૫૧૬) ના રોજ થયો. શ્રી ગોસાંઇજીના સાત પુત્ર થયા, જેમનાં નામ—૧ શ્રી ગીરધરજી, ૨ શ્રી ગોવિંદરાયજી, ૩ શ્રી બાળકૃષ્ણજી, ૪ શ્રી ગોકુળનાથજી, ૫ શ્રી રઘુનાથજી, ૬ શ્રી જદુનાથજી અને, ૭ શ્રી ઘનસ્યામજી. એ સાતેએ ગોકુળ પાસે શ્રી ગોવર્ધનપર્વત ઉપર શ્રી બાળકૃષ્ણજીની સાત મૂર્તિઓ બેસાડી હતી તથા તે દરેક જણે એક એક મૂર્તિને પોતાના સ્વાધિનમાં રાખી તે મૂર્તિની સેવાનું કામ કરવા માંડ્યું. શાહજહાં પાદશાહે (ઇ. સ. ૧૬૨૭-૧૬૫૮) આગ્રામાં તાજમેહેલ બંધાવ્યો, તે મેહેલ ઉપર અ-

એ ગાદીઓ છે, તેમજ કાંક્રોલીમાં પણ ગોસાંઇજીની ગાદી છે. ચીતોડ

દીને તેણે ચારે દીશા તરફ જોયું, ત્યારે દૂરથી ગોવર્ધનપર્વત ઉપર અજવાળુ જણાયું, પછી તેણે તે વિશે તપાસ કરાવ્યો તેથી એમ માલમ પડયું કે, એ અજવાળુ ગોસાંઇજીના દીકરાઓના મંદીરના દીવાનું હતું. આથી તેના મનમાં એમ આવ્યું કે તાજમેહેલ કરતાં કોઇનું મકાન ઉંચુ ન જોઇએ; તેમ ધારી તે મંદીરો તોડી પાડવા સંબંધી પાદશાહના વિચારની તૈયારી થતી જાણી, એ સાતે મંદીરના ગોસાંઇજીઓએ પોતપોતાની મૂર્તિઓ લઇને જુદે જુદે ઠેકાણે મુર્તિનો બચાવ થઇ શકે તેવી જગાઓમાં જઇ સ્થાપના કીધી. તેમણે જે જુદે જુદે ઠેકાણે સ્થાપના કીધી હતી તે નીચે પ્રમાણે—

| ગાદીનું ઠેકાણું. | મૂર્તિનું નામ. | મૂર્તિની સેવા કરનાર હાલના ગોસાંઇજીનું નામ. |
|---|---|---|
| ૧ મુખ્ય શ્રી નાથદ્વારા... | શ્રી નાથજી તથા નવનીત પ્રીયાજી... | શ્રી ગોવર્ધનેશજી. |
| ૨ શ્રી નાથદ્વારા... | ...શ્રી વિઠલેશરાયજી. ... | શ્રી કાકા ગીરધરજી. |
| ૩ શ્રી કાંક્રોલી.... | ...શ્રી દ્વારકાંનાથજી. ... | શ્રી બાળકૃષ્ણજી. |
| ૪ શ્રી કોટા... ... | ...શ્રી મથુરેશજી... ... | શ્રી કનૈયાલાલજી. |
| ૫ શ્રીજેયપુર(હાલ કામવન) | શ્રી ગોકુળચંદ્રમાજી. | શ્રી દેવકીનંદનાચાર્ય. |
| ૬ ,, ,, | શ્રી મદનમોહનજી.... | શ્રી જેયદેવલાલજી. |
| ૭ શ્રી ગોકુળ .. ... | શ્રી ગોકુળનાથજી.... | શ્રી લક્ષમણલાલજી. |

સદરહુ સાત ગાદીઓમાંની વડી (ટીલાયત) ગાદી શ્રી નાથજીની શ્રી નાથદ્વારામાં છે અને તે ૧ શ્રી ગીરધરજી મહારાજના વંશની છે. શ્રી ગીરધરજી પછી ૨ શ્રી દામોદરજી, ૩ શ્રી વિઠલરાયજી, ૪ શ્રી ગીરધરજી (બીજા) ૫ શ્રી દામોદરજી (બીજા), ૬ શ્રી ગીરધરજી (ત્રીજા), ૭ શ્રી રઘુનાથજી, ૮ શ્રી ગોવિંદરાયજી, ૯ શ્રી ગોકુળ ઓછવજી, ૧૦ શ્રી ગોપીકેશ્વર, ૧૧ શ્રી બાળકૃષ્ણરાયજી, ૧૨ શ્રી ગોકુળ ઓછવજી (બીજા), ૧૩ શ્રી ગીરધરજી (પદભ્રષ્ટ થયા) અને ૧૪ શ્રી ગોવર્ધનેશજી; એ પ્રમાણે અનુક્રમે ગાદીએ બેઠા. શ્રી ગોવર્ધનેશજી, એ હાલના ગોસાંઇજી છે. ઉપલા મંદીરોનો સંપ્રદાય પુજા, એટલે ઉપાસનાકાંડનો વિશેષ કરીને છે. તેમાંઃ— કૃષ્ણલીલામાં જે ઓછવ વિગરે લખ્યા છે તે મુજબ ઓછવ વિગરે લીલા થાયછે. મોટામાં મોટું અનુષ્ટાન "છપ્પનભોગ" ને નામે ઓળખાયછે. એ મંદીરોમાં દર્શણના બાંધેલા નિયમ આ પ્રમાણે છેઃ—મંગળા, શણગાર, ગોવાળ, રાજભોગ, ઉથાપન, ભોગસમો, ગૌઆર્તી; અને શયન આરતી; એ પ્રમાણે આખા દીવસમાં આઠ વખત થાયછે.

એ આ મેવાડ દેશની જુની રાજધાનીનું શેહેર છે. તે ઈ. સ. ૧૫૬૮ સુધી રાણાની રાજધાનીનું નગર હતું, ત્યાર પછી ઉદયપુર વસ્યું ચીતોડનો કીલ્લો બહુ વખાણવા લાયક બાંધણીનો છે. એ શેહેર આ રાજ્યના પૂર્વ ભાગમાં અને તે રેલવેનું સ્ટેશન છે. સ્ટેશન ઉપર તારઓફીસ છે. કોમલમેર એ રાણા પ્રતાપના વખતમાં મેવાડની રાજધાનીનું શેહેર હતું, ત્યાંનો કીલ્લો વખાણવા જેવો છે. શિવાય **માંડલગઢ** અને **બેદનુર** એ પ્રસિદ્ધ શેહેરો છે. **દત્તકની સનંદ**—આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોય તો વગર નજરાણે આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ મળી છે. વળી [૨]**પાદશાહી વાવટો** નામદાર "કૈસરેહિંદ વિકટોરીયા" તરફથી સને ૧૮૭૭ માં મળ્યો છે, **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્યતી ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફયુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૧૩૯૦૦ પેદલ, ૬૨૦૦ સ્વાર ૨૬૩ તોપ અને ૧૩૩૮ ગોલંદાજ રાખવાની સત્તા છે.

**ઈતિહાસ.**—મેવાડના રાણાજીનું કુળ ઘણું જુનું અને પ્રસિદ્ધ છે, તથા તેઓ સૂર્યવંશની પૃટવી શાખામાંના સીસોદીયા રાજપુત છે. મેવાડમાં પ્રથમ મોરી જાતના પરમાર રાજાનું રાજ્ય હતું અને રાજગાદી ચીતોડમાં હતી. પરમાર કુટુંબ પાસેથી એ રાજ્ય આ કુટુંબના વડીલ બાપા રાવળે ઈ. સ. ૭૨૮ માં જીતી લીધું, બાપા રાવળ એ કોણ અને તે કયા પ્રસિદ્ધ વંશમાંથી ઉત્પન થયા, એ હકીકત જાણવા જેવી છે, તેથી પ્રથમ તેમના

---

૨ આવા વાવટા રાજપુતાણાના તમામ રાજાઓને આપવામાં આવ્યા છે. તથા દરેકમાં તે રાજ્યનાં નામ લખવામાં આવ્યાં છે. એ વાવટા સુશોભિત સ્થંભ ઉપર લટકાવેલ છે. તે તંબોળના આકારે છે. રેશમી ઉંચી જાતના કપડાની ફરતી રંગ બેરંગી ઝાલરો તથા ભરગચ્ચીના ફુમતાઓથી શણગારેલા છે. સ્થંભને મથાળે કૈશરેહિંદ મહારાણી વિકટોરીયાના તાજનો આકાર બનાવી તેની નીચે ચોરસ તકતીમાં ઈંગ્રેજી અક્ષરે "હીઝ હાયનેસ (રાજાનો કીતાબ અને રાજ્યનું નામ)" તથા એ તકતીમાં બીજી બાજુએ ઈંગ્રેજી અક્ષરે "ફ્રોમ વિકટોરીયા એમપ્રેસ ઑફ ઈંડીયા તા. ૧ લી જાન્યુઆરી સને ૧૮૭૭"—એ પ્રમાણે લખેલું છે. વચેના ભાગમાં બાળબોધ અક્ષરે "કૈસરેહિંદ કે હુજુરસે;" એ પ્રમાણે લખવામાં આવ્યું છે.

કુળની ઘણા જુનાં વખતથી તે બાપા રાવળ સુધીની બીના લખવા શરૂ કરીએછીએ.

સૂર્યવંશના પેહેલા રાજા મનુ નો કુંવર ઈક્ષ્વાકુ કે જે મનુની સ્ત્રી રંભાદેથી ઉત્પન થયો હતો, તે અયોધ્યાનો પેહેલો રાજા થયો. તે કુળમાં મોટા મોટા નામી રાજાઓ થયા, જેમાં સૌનું ભૂષણ તેની ૫૭ મી પેડીએ. રાજા શ્રી રામચંદ્ર થયા. રામ એ અયોધ્યાના રાજા હતા, તેમની રાણી પ્રખ્યાત સીતાનું હરણ લંકાનો રાજા રાવણ (બ્રાહ્મણ જાતનો હતો) કે જે મહા અભીમાની અને વિષયી હતો તેણે કર્યું. તેથી રામે લંકા ઉપર સ્વારી કરી શ્રી હનુમાનજી (તેમના વંશજ આજ કાઠીઆવાડમાં પોરબંદરના રાણાછે) વિગરેની મદદથી લંકાંની જીત કરી. તેમણે રાવણને માર્યો અને સીતાને પાછી લાવ્યા. આ વખત તે પોતાના યુદ્ધ ચાતુર્યથી એટલા બધા પ્રખ્યાત થયા કે પ્રાચિન વખતના લોકે તેમને દેવાંશી અવતાર તરીકે માન્યા અને આજપણ તેમની મૂર્તિઓ સાક્ષાત ઈશ્વર રૂપે પુજાય છે. રામના વડા કુંવર લવે *અયોધ્યા છોડયું અને પંજાબમાં જઈ રાવી નદીને

*એ વખત પછી અયોધ્યાના રાજ્ય ઉપર જુદી જુદી જાતના રાજપુત રાજાઓએ રાજ્ય કર્યા, મુસલમાનોના અમલ૰ પેહેલાં ત્યાં રાજપુત રાજા રાજ્ય કર્તા હતા. મુસલમાન પાદશાહોએ તેને જીતી લીધું. ઈ. સ. ૧૭૨૪ માં દિલ્હીનો પાદશાહ મહુમદશાહ હતો, તેનાં વખતથી દિલ્હીની પાદશાહત છેક પડી ભાગ્યા, જેવી થઇ, એ વખત સાહદત અલીખાન નામે એક મોટો પાદશાહી અમલદાર હતો, તેણે અયોધ્યા દબાવી પડવા ધાર્યું ઇ. સ. ૧૭૫૦ ની લગભગમાં શાહદત અલીખાનનો ભત્રીજો સફદરજંગ દિલ્હીનો પાદશાહ અહમદશાહ તરફથી અયોધ્યાનો સુબેદાર હતો; તે "નવાબ" એવો કીતાબ ધારણ કરી રાજ્ય કરવા લાગ્યો. તેના પછી સુજાઉદદૌલા ઈંગ્રેજોની મદદથી ઈ. સ. ૧૭૬૫ માં અયોધ્યાની ગાદીએ બેઠો. એના વંશમાં જે નવાબ થયા, તેમાંના એકે ઈ. સ. ૧૮૧૯ માં "અયોધ્યાનો પાદશાહ," એવો કીતાબ ધારણ કર્યો, અયોધ્યાના નવાબ પ્રજા ઉપર ઘણો જુલમ કરતા હતા. તેથી ઈંગ્રેજોનો વિચાર અયોધ્યાનું રાજ્ય ખાલસા કરવા સંબંધીનો ચાલતો હતો. છેલો નવાબ વાજીદ અલીખાન કે જે દંતકથા પ્રમાણે ઘણોજ જુલમી અને બાયલો હતો તથા તે ખુલ્લી રીતે નાચતો હતો; તેને તા. ૧૩ મી ફેબ્રુઆરી સને ૧૮૫૬ના રોજ પદભ્રષ્ટ કરી અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું. વાજીદઅલીને દર વરસે રૂ૧૨૦૦૦૦૦) (બાર લાખ)નું પેનશન

કીનારે પોતાના નામથી લાહોર નામનું નગર વસાવી ત્યાં સ્થાપના કીધી. લવ પછી અનોથ, નૈસદ, નળ, પુંદ્રિક, મેઘધુન, બળ, શુલ, બજરંભ, સોજન્સ, વીસીત્સ્વ, વીદરીથ, હીરંભ, પુશ્પક, સુદરસેન, ઉગનવર્ણ, સીઘ્રમરૂ, પ્રીસીસુત, સેતસંદ, અમરસંધ, અવસ્વાન, દીવસ્વસાવ, પ્રાસીનજીત, તખ્યાક, બ્રેહીદબલ, બ્રેહીતવીર, ઓરૂકી, બચવ્રિદ, પ્રીયીતવ્યોમ, ભજુ, સ્યદેવ, બ્રેહીદીસ્વ, વહમન, પ્રીતીકુસ્પ, સુપ્રીતીક, મરોદકવા, સોનીખેત્ર, પુશ્કર, રેખ, સુથ, ઉમીત્ર જીત, બ્રેહીતરાજ, બરીકેતુ, ક્રેતિંજય, રીનીનજય. સંજેહ, શકય, સુદીપ, સંગલ, અસમનજીત, રોમીક, સુરીત, સુમિત્રા, (તે પછીનાં પાંચ નામ જાણવામાં આવ્યાં નથી.) મહરીત, અંત્રીત, અચીલસેન અને કનકસેન એ નામના રાજા લાહોરની ગાદીએ થયા.

આ કનકસેન એ લવથી ૬૩મા પુરૂષ હતા, તેમણે ગૂજરાત તરફ આવી કોઇ પરમાર કુળના રાજા પાસેથી ઇ. સ. ૧૪૪માં ગાદી છીનાવી લીધી અને વડનગર વસાવી તે શેહેરમાં પોતાની રાજગાદી સ્થાપી. કનકસેન પછી મહામદનસેન, સુદંત અને વિજયસેન થયા. આ વિજયસેને *વલ્લભીપુરમાં સ્થાપના કરી. સેનાપતિ ભટારક, એ આ વિજયસેનનું બીજું નામ હશે એમ માનવાને કારણ મળે છે. તેમના પછી ધારાસેન, દ્રોહણસિંહ, ધ્રુવસેન, ધારાપત, ‡ગોહાસેન ધારાસેન (બીજો) સીલાદીત્ય,

---

બાંધી આપી કલકત્તામાં રાખ્યો. ઇ. સ. ૧૮૫૬નો બલવો સમ્યા પછી અયોધ્યાની બેગમ કે જે ઘણી ખુબસુરત તથા બહાદુર હતી, વળી આદમીના જેવો પોશાક પેહેરતી હતી; તેણીએ બંડ ઊઠાવ્યાં, પણ તે બંડ સને ૧૮૫૮ ની આખર સુધીમાં બેસાડી દેવામાં આવ્યાં. અયોધ્યાના નવાબની ગાદીનું શેહેર લખનોર હતું, જે મુસલમાની પ્રસિદ્ધ ઇમારતોને માટે ઘણું જાણીતું છે. એ શેહેર રેલવેનું સ્ટેશન છે. અયોધ્યા, એ હાલ ખંડેર થઇ ગએલું શેહેર છે. એને હાલ આપણે કદી જુના નામથી શેહેર કહીએ પણ તે હવે ખરૂ શેહેર રહ્યું નથી. જુનાં પ્રાચિન ખંડેર અને દેવ દેવસ્થાનની જગાઓ નજરે પડે છે. તેમાં વેરાગીની જગાઓ તથા આ રામચંદ્રજીનાં દેવાલય ઘણાં છે. અયોધ્યા, એ લખનોરથી ૩૦ મૈલને છેટે છે.

* એ નગર ભાવનગરેથી વાયવ્ય કોણમાં ૧૮ મૈલને છેટે વળા શેહેરની નજીકમાં હતું જેની જુની નીશાનીઓ આજ પણ જણાય છે.

‡ ભરતખંડના ઇતિહાસમાં લખ્યું છે કેઃ—પારસી મેહારાજા નસરવાનની કુંવરીને વલ્લભીનો ગોહા રાજા પરણ્યો હતો. એ કુંવરીની મા ઇસ્તા-

ખારાગ્રહ, ધારાસેન (ત્રીજો), ધૃવસેન (બીજો), ધારાસેન(ચોથો), ધૃવસેન (ત્રીજો), પદમદિત્ય અથવા ખારાગ્રહ (બીજો), સેવદીત્ય અથવા સીલાદિત્ય (બીજો), હરદિત્ય અથવા સીલાદિત્ય (ત્રીજો), સુર્યદિત્ય અથવા સીલાદિત્ય (ચોથો), સોમદિત્ય અથવા સીલાદિત્ય (પાંચમો), અને સીલાદિત્ય (છઠ્ઠો), એ નામના રાજા અનુક્રમે વલ્લભીપુરની ગાદીએ થયા.

આ છેલા સીલાદિત્ય ( છઠ્ઠા ) ના વખતમાં તેમના ઉપર યવનો ચઢી આવ્યા અને માહાભારત યુદ્ધ થયું. તેમાં સીલાદિત્ય મરાયા અને વલ્લભીપુરનો નાશ થયો.—આ નાશ વિષેની સાલ કેટલાએક ગ્રંથકારો ઈ.સ. ૪૮૦ અને કેટલાએક ઈ. સ. ૫૨૪ બતાવેછે. સીલાદિત્ય મરાયા, તે પેહેલાં તેમની રાણી પૂષ્પાવતિ અંબાભવાનીની યાત્રાએ ગઈ હતી, તે ત્યાં બચી. આ બાઇને પેટે ગર્ભ હતો, તેથી પતિ મરાયાની ખબર જાણી પોતાના ગર્ભનું રક્ષણ કરી પોતાના પતિનો વંશ કાયમ રાખવા ઝાડી અને ડુંગરની ગુફામાં સંતાઈ, ત્યાં તેણીએ એક કુંવરને જન્મ આપ્યો, જે કુંવરને વડનગરની એક કમળાવતિ નામની બ્રાહ્મણીના તાબામાં સોપ્યો અને રાણીએ તેને ભલામણ કરી કે કુંવરને સંસ્કૃત વિદ્યા ભણાવજે તથા રાજપુતાણી સાથે પરણાવજે. આ પ્રમાણે કહી પોતે ચીતા ખડકી તેમાં પડી બળી મોઈ. કમળાવતિએ કુંવરનો જન્મ ગુહા ગુફામાં થયો, તેથી તેનું નામ ગોહો પાડ્યું. ગોહો જ્યારે દશ વરસનો થયો, ત્યારે તેણે ઇડરના ભીલો સાથે જંગલમાં ભટકવા માડ્યું. પછવાડેથી તે ભીલોનો ઘણો માનીતો થઈ પડ્યો અને છેવટ ભીલોએ તેને પોતાનો રાજા કરવા મરજી બતાવી. ભીલોના આગેવાને પોતાની આંગળી કાપી, જેના લોહીવડે ગોહાને રાજતીલક કર્યું અને ઇડરની ગાદીએ બેસાડ્યો. કરનલ ટાડ સાહેબે વંશાવળી આપીછે તેમાં ગોહાને ગોપ અથવા ગ્રહદિત્ય કરીને લખ્યોછે. ટાડ સાહેબ કહેછેકે–તેને નાશીને ભાંડેરના જંગલમાં સંતાઈ જવું પડ્યું હતું. આ રાજાના નામ ( ગ્રહદિત્ય ) ઉપરથી તેના કુંવર નાગાદિત્ય અને તે પછીનાઓ "ઘેલોત" જાતના રાજપુતની અટકથી ઓળખાવા લાગ્યા. ઈડરની ગાદીએ ગોહા પછી નાગાદિત્ય, ભગદિત્ય, દેવદિત્ય, આસાદિત્ય, ખળભોજ અને ગ્રહદિત્ય; એ નામના રાજા તેની વંશમાં થયા. આ ગ્રહદિત્યનું બીજું નામ નાગાદિત્ય(બીજો)હતું; તે એક વખત જંગલમાં સીકારે ગયા હતા;

મ્યુલના ખ્રિસ્તી પાદશાહ મારીસની બેટી હતી. ઘણું કરીને આ ગોહાસેન એજ વલ્લભીપુરનો ગોહારાજા હશે.

જ્યાં તેમને ભીલોએ પરભાર્યાં મારી નાખ્યા અને ઈડર પાછું કબજે કર્યું. ગ્રહદિત્ય અથવા નાગાદિત્ય મરાયા તે વખત તેમને ત્રણ વરસનો એક બાળ કુંવર હતો, જેનું નામ "બાપા" એવું પાડવામાં આવ્યું હતું. આ કુંવરને વિધવા રાણીએ છુપી રીતે ઝારોળની નૈરૃત્ય કોણના ભાગમાં એક મૈલને છેટે ભાંડીરના કિલ્લામાં લઈ જઈ એક ભીલના રક્ષણ નીચે મુક્યો. થોડા દિવસ પછી તેને હાલ જ્યાં આગળ ઉદયપુર શેહેર છે. તેની ઉત્તરે ૧૦ મૈલને છેટે નાગદાગામની પાસે પારાસરના જંગલમાં રાખ્યો. બાપા જ્યારે ૧૫ વરસના થયા ત્યારે મેવાડમાં ચીતોડની ગાદીએ જે મોરીવંશનો પરમાર રાજા રાજ્ય કરતો હતો તેણે તેમને શૂરવિર અને બુદ્ધિશાળી જોઈ પોતાના રાજ્યમાં એક સરદારની પદવિ આપી. બાપા જન્મથી પરાક્રમી હતા અને ચીતોડના રાજ્યમાં તેમની આબરૂ દિનપરદિન વધતી જતી જોઈ બીજા સરદારોથી દેખી ખમાયું નહી. તે લોકે તેમના ઉપર અદેખાઈ કરવા માંડી અને છેવટ રીસાઈને પોતાના પટ્ટા પાછા આપી ચીતોડમાંથી નીકળી ગયા; તોપણ પછવાડેથી તે તમામ સરદારો બાપાને માન આપી તેમને પોતાના એક મુખ્ય તરીકે ગણવા લાગ્યા.

હવે બાપાના મનમાં ચીતોડ (મેવાડ) નું રાજ્ય પડાવી લેવાના વિચાર થવા માંડ્યા અને જે સરદારો ચીતોડમાંથી તેમના ઉપર અદેખાઈ કરીને નીકળી ગયા હતા, તેમનીજ મદદથી પરમાર વંશના મોરી રાજાને ઇ. સ. ૭૨૮ માં પદભ્રષ્ટ કરી બાપા પોતે મેવાડ [1](ચીતોડ)ની ગાદીએ બેઠા. આ વખતથી બાપા ચીતોડના રાજા થયા અને તેમણે "હિંદુસૂર્ય," "રાજગુરૂ" અને "ચક્રવર્તિ," એવાં એવાં ઉપનામ ધારણ કર્યાં.

મેવાડના રાજા થયા પછી તેમણે નિર્ભયતાથી રાજ્ય કર્યું પણ ઇ. સ. ૭૬૪ માં તેમણે ઇરાનની જીત કરવા માટે તે દેશ ઉપર સ્વારી કરી, ત્યાં લડાઈમાં મરાયા. તેમના મરણ પછી કુંવર અપરજીત મેવાડની ગાદીએ બેઠા તથા તે પછી કુંવર કાળભોજ અને કાળભોજના ઈ.સન ૮૧૨ માં મરણ પછી કુંવર ખુમાન ગાદીએ બેઠા. ખુમાન ઉપર જાબુલીસ્થા-

---

૧ બાપાના વંશજ ઉદયસિંહ પાસેથી ઇ. સ. ૧૫૬૮ માં અકબરશાહ પાદશાહે ચીતોડ લઈ લીધું. તેમના કુંવર પ્રતાપસિંહે મેવાડની રાજધાની કોમળમેરમાં કરી અને ઇ. સ. ૧૫૮૬ માં પોતાના પીતાએ ખોએલો મુલક પાછો મેળવી ઉદયપુરમાં રાજગાદી કરી. મેવાડની ગાદી આજ પણ ઉદયપુરમાં છે.

નના મુસલમાનો ચઢી આવ્યા, પરંતુ તેમને નસાડી મુક્યા, તથા તે લશ્કરના સરદાર મહમુદને પકડી કેદ કીધો હતો. ખુમાન ઈ. સ. ૮૩૯ માં મરણ પામ્યા. તે પછીનો ૩૦૦ વરસનો ઇતિહાસ જાણવામાં આવ્યો નથી. એ વંશમાં ચીતોડની ગાદીએ સમરસિંહ નામના રાજા થયા તેમનો જન્મ ઈ. સ. ૧૧૫૦ માં થયો હતો અને તેમનું લગ્ન દિલ્હીના છેલા રાજપુત રાજા પૃથુરાજ ચહુઆણની બેન સાથે થયું હતું. ઈ. સ. ૧૧૯૨ માં પૃથુરાજ અને ગીઝનીનો પાદશાહ શાહબુદ્દીન ઘોરી, એમની વચે કાગર નદીના કીનારા પાસે લડાઈ થઈ, તેમાં પૃથુરાજ તરફથી સમરસિંહ મુખ્ય હતા. લડાઇને ત્રીજે દીવસે તે મુસલમાનો સાથે લડતાં મરાયા અને તેથી પૃથુરાજની મુખ્ય મદદમાં ભંગાણ પડ્યું.

સમરસિંહને ચાર કુંવર હતા, જેમાંનો એક ઉપલી લડાઇમાં મરાયો હતો, બીજાને બીદરની જાગીર મળી હતી અને ત્રીજાએ [૨] ગુરખાઓનો વંસ સ્થાપ્યો. ચોથો કુંવર કરણ, જે છેક બાળક હતો તેને રાજ્યના

---

૨ નેપાળદેશ ઉપર હાલ ગુરખા લોકનો અમલ છે. એ દેશની ઉત્તરે તીબેટદેશ; પૂર્વે સિક્કિમનું રાજ્ય અને બંગાળા ઇલાકાનો દાર્જીલિંગ જીલ્લો; દક્ષિણે બંગાળા ઇલાકો, વાયવ્ય પ્રાંતોનો ઇલાકો, તથા અયોધ્યા દેશ અને પશ્ચિમે વાયવ્ય પ્રાંતોનો કમાઉન પ્રાંત છે. એ દેશની લંબાઈ પૂર્વ પશ્ચિમ સુમારે ૫૦૦ મેલ અને ઉત્તર દક્ષિણ પોહોળાઈ ૧૬૦ મૈલને આશરે છે. જમીનનું કુલ ક્ષેત્રફળ ૫૪૦૦૦ મૈલ છે. હિમાલય પર્વતનો ઘણો ભાગ એ દેશમાં આવેલો છે. એ પર્વત ઉપરનાં ઊંચામાં ઊંચાં શીખર અવરેસ્ત અથવા ગૌરીશંકર વિગરે છે. હિમાલયની વધારેમાં વધારે ઊંચાઈ દરીયાની સૈપાટીથી ૩૦૦૦૦ (ત્રીશ હજાર) ફુટ સુધીની છે. દેશનો ઉત્તર ભાગ મોટા મોટા પહાડો અને વિકટ જંગલોવાળો છે. મોટી મોટી ખીણોછે, તે ભાગ ઘણો રસાળ છે. હિંદમાં ગંગા અને જુમનાં નામની જે પ્રખ્યાત નદીઓ છે, તેનાં મૂળ આ દેશમાં હિમાલય ઉપરછે. તરી પ્રાંત શિવાયના આખા દેશની હવા ઘણી ઉત્તમ છે. ડુંગરો ઉપર બરફ ઘણો પડેછે. નિપજમાં ડાંગર, ઘઊં અને કઠોળ તથા સરસ જાતની શાક તરકારી થાયછે. જંગલોમાં હાથી, સિંહ, વાઘ અને ગેંડા પુષ્કળ હોયછે. જમીનમાંથી તાંબાની ખાણો અને કોયલા પુષ્કળ નિકળે છે. સીસુ, સોમલ અને સુવર્ણમુખીની ખાણો પણ કેટલેક ઠેકાણે હોયછે. આ દેશમાં તોપો, બંદુકો, છરીઓ, અને ભાલા તથા તાંબા પીતળ વિગરેનાં વાસણ અને ઘંટ ઘણા સરસ થાયછે. વસ્તી ઘણું કરીને ગુરખા, નેવર, ભુતિયા, ધનવડ અને

સરદારોએ ગાદીએ બેસાડ્યો. બાળરાજા કરણની વતી તેમની મા રાજકારભાર કરતી હતી. આ બાઈ એવી બહાદુર હતી કે, દિલ્હીના પાદશાહ કુતુબુદ્દીન (ઈ. સ. ૧૨૦૬ થી તે ૧૨૧૦ સુધીમાં)નું લશ્કર પોતાના રાજ્ય ઉપર આવેછે, એમ જાણી તે લશ્કરના સામે અંબર આગળ જઈ બહુ બહાદુરીથી લડી તથા ઘણા મુસલમાનોને કાપી નાખ્યા. આ લડાઈ વખત કુતુબુદ્દીન જખમી થયો હતો.

કરણ જ્યારે જુવાન થયા ત્યારે કારભાર તેમણે પોતે કરવા માંડ્યો. જ્યારે તેમનું મરણ થયુ ત્યારે કુંવર મહપ પોતાને મોસાળ હતો, તેથી કરણનો જમાઈ, જે ઝાલોરનો રાજા હતો તેણે મેવાડના સરદારોને મારી પોતાના કુંવરને ગાદીએ બેસાડ્યો. આ ખબર કરણનો ભત્રીજો રહપ જે સિંધમાં રાજ્ય કરતો હતો, તેણે જાણી, એટલે તે એક મોટા લશ્કર સાથે ચીતોડ આવ્યો અને ઈ. સ. ૧૨૧૧ માં ઝાલોરવાળાને કાઢી મુકી પોતે ગાદીએ બેઠો. રહપ મેવાડના રાજા થયા, તેમને મુસલમાનો સાથે ઘણી વખત લડાઈઓમાં ઉતરવું પડ્યું હતું. તે પોતે બહાદુર અને બુદ્ધિશાળી હતા, તેમણે પોતાની કુળ શાખા જે "ઘેલોત," હતી. તે બદલી "સીસોદીયા," એવી ચલાવી, અને પદવિ "રાવળ," એવી હતી તે બદલી "રાણા," એવી ચલાવી, જે આજ સુધી તેમના વંશજો ભોગવેછે.

---

માનજી જાતના લોકની છે. ગુરખાઓ શુરવિર છે અને તે સિપાઇગીરી કરે છે; નેવરલોક કારીગર છે અને બાકીના ઘણું કરીને ખેતી કરનારા છે. રાજધાનીનું શેહેર ખટમાંડુ, તે ખાસ નેપાળ પ્રાંતમાં બીશનમતી નદીને કીનારે છે. એ શેહેર બંગાળા ઇલાકાના વાયવ્ય કોણ તરફના છેક છેવાડા ભાગમાં આવેલા બેટીઆના રેલવે સ્ટેશનથી ઉત્તરમાં આશરે ૭૫ મેલને છેટે છે. એ શેહેરમાં ગુરખા મહારાજાના મેહેલ છે. એ મહારાજાની દરબારમાં બ્રિટિશ સરકાર તરફનો ઇંગ્રેજ રેસીડેન્ટ રહેછે, પણ તે એ દેશના કંઈપણ કામોમાં હાથ ઘાલી શકતો નથી. મહારાજા સ્વતંત્ર છે. નેપાળદેશના રક્ષણનાં સાધન ઇશ્વરના ઘરથી બક્ષીસ મળેલાં છે. દૂનિયામાં જે ઊંચામાં ઊંચા પહાડોછે, તેમાંનો હિમાલય આ દેશમાં છે. દેશ પહાડી તથા તેના રસ્તા છાતીભેર ચઢાવના અને સાંકડા તથા ઊંચા હોય છે. ત્યાંના રહેવાસીઓ લાકડાના કીલ્લા બાંધીને લડતા. ગુરખા લોકે સેંકડો વરસો ઉપર એ દેશને જીતી તેનું ધણીપણું મેળવ્યું છે. આ દેશનો વેપાર તીબેટ, બંગાળા અને અયોધ્યા દેશ સાથે ચાલેછે. વેપારના મુખ્ય જણશોમાં, ચોખા, કાઠ, મધ, મેવા, સુંઠ અને હાથી તથા પશુનાં ચામડાંછે.

રાણા રહપ ૨૮ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૨૩૯ માં મરણ પામ્યા. તેમના પછી ઈ. સ. ૧૨૩૯ થી તે ૧૨૭૫ સુધીનાં ૩૬ વરસોમાં તેમના વંશમાં ૯ રાણા ચીતોડની ગાદીપર થયા, જેમાંના ૬ રાણાઓએ કાશી અને પ્રયાગ વિગરે હિંદુનાં પવિત્ર સ્થળોમાંથી મુસલમાનોને હાકી કાઢવામાં પોતાના જીવ ખોયા હતા.

ઈ. સ. ૧૨૭૫ માં એ વંશમાં લખમસી નામના રાણા ગાદીએ બેઠા. તેમના ઉપરે અલ્લાઉદ્દીન પાદશાહે હુમલો કર્યો, પણ શૂરવિર મેવાડીઓએ તેના સામે થઇ તેને નસાડી મુક્યો; તે ફેર ઇ. સ. ૧૩૦૩ માં ચીતોડ ઉપર ચઢી આવ્યો. આ બીજી વખત આવવાનો તેનો વિચાર જુદીજ તરેહનો હતો. તે એમ હતું કે રાણા લખમસીના કાકા ભીમસીની ઠકરાણી ઘણી ખુબસૂરત હતી, જેના માટે તેના મનમાં બુરો વિચાર હતો. અલ્લાઉદ્દીને આ વખત તે ઠકરાણીને જોવા માટે ઘણી જાતના પ્રપંચ રચ્યા, પણ જ્યારે તે જોઈ શક્યો નહી, ત્યારે રાણા લખમસીને કહેવરાવ્યું કે જો તમે તમારી કાકીનું મોઢું ગમે તો આડો કાચ રાખીને પણ નહી બતાવો તો હું તમને અને તમારા રાજ્યને પાયમાલ કરી નાખીશ. આ વખત પેલી ઠકરાણીનું મોઢું તેના જોવામાં આવ્યું અને પોતાની છાવણીમાં જતાં તેણે ભીમસીને કેદ કર્યો, તથા બોલ્યો કે:—"જ્યાં સુધી તારી ઠકરાણી તું મને આપશે નહી, ત્યાં સુધી તને કેદમાંથી છોડીશ નહી." આથી ચીતોડમાં ભારે ગરબડ ઉઠી. આ ઠકરાણી, એ એક બહાદુર રાજપુતાણી હતી, તેની સાથે તે ડાહી અને યુક્તિવાળી પણ હતી. તેણીએ રાજપુત સરદારોને ભેગા કરી એક યુક્તિ બતાવી, તે પ્રમાણે તેમણે અલ્લાઉદ્દીનને કહેવરાવ્યું કે, જે દીવસે તમારો મુકામ ઉપડવાનો હોય તે દીવસે ઠકરાણીને બીજા રાજપુત સરદારોની સ્ત્રીઓ સહીત તમારી છાવણીમાં મોકલી દઇશું. જ્યારે તેનો મુકામ ઉપડવાનો હતો, ત્યારે રાજપુતોએ ૭૦૦ મ્યાના તૈયાર કરાવી તે દરેકમાં એક એક સરદાર બેઠો અને દરેક મ્યાનાને ઊંચકનાર ભોઇને બદલે છ છ હથીઆરબંધ આદમી રાખ્યા હતા. જ્યારે મ્યાના પાદશાહી છાવણીમાં ગયા ત્યારે તમામ રાજપુત સરદારો તલવારો લઈ કુદી પડ્યા અને મુસલમાન લશ્કરને કાપી નાખ્યું. આ વખત અલ્લાઉદ્દીન નાઠો તે દિલ્હી જતો રહ્યો અને ભીમસીને છોડવી પાછો ચીતોડ આણ્યો. તે ફેર ત્રીજી વખત ચીતોડ ઉપર એક મોટા દળ સાથે ચઢી આવ્યો અને રાજપુત તથા મુસલમાનો

વચે બારે કાપા કાપી ચાલી. રાણા લખમસીને ૧૨ કુંવર હતા, જેમાંના ૧૧ આ લડાઇમાં કપાઈ મુઆ અને ફક્ત એક અજયસિંહ રહ્યો હતો તેને રાણા તથા બીજા સરદારોએ બહુ બહુ સમજાવી કેલવાડે મોકલ્યો. લડાઈ બહુ ત્રાસદાયક હતી. રાજપુતો કેશરીઆ બની લઢતા હતા તેથી કીલ્લાની અંદર રાણીઓ અને સરદાર પટાવતોની ઠકરાણીઓ વિગરે દેવાંગના જેવી રાજપુતાણીઓએ વિચાર કર્યો કે જો કદી આપણા મેવાડીઓની હાર થશે તો મુસલમાનો આપણને પકડી જશે અને તેથી આપણા પતીવૃતપણાનો ભંગ થશે, તેમ ધારી તેણીઓએ મેહેલની અંદરના ભોંયરામાં ચીતા ખડકી અને તેમાં પડી બળી મોઇઓ. લડાઇમાં રાણો લખમસી અને ઘણા રાજપુત સરદારો મરાયા તથા લોહીની નદીઓ ચાલી. હવે અલ્લાઉદ્દીન પાદશાહ ઉજ્જડ થઇ પડેલા ચીતોડમાં પેઠો.

ઉપલી લડાઈ વખત રાણા લખમસીએ કુંવર અજયસિંહને કેલવાડે મોકલ્યા હતા તે મેવાડના રાણા થયા. તેમને કોઈ મુજ નામના દુશ્મન સાથે લડાઇમાં ઉતરવું પડ્યું હતું. એ વખત રાણાએ તેને હરાવીને નસાડી મુકયો હતો. આ વખત અજયસિંહને બે કુંવર હતા, તેમને કહ્યું હતું કે તમે મુજનું માથું કાપી લાવો ત્યારે મારા કુંવર ખરા; આ બંને જણની મુજ ઉપર જવા હીમ્મત ચાલી નહી પણ રાણાના ભત્રીજા હમીરે તે વાત કબુલ કરી મુજના પછાડી જઈ તેનું માથું કાપી લાવી રાણા આગળ રજુ કર્યું. રાણાએ પોતાના બંને કુંવરોને બહુ હલકાં વચન કહ્યાં, તેથી તેમાંનો એક આપઘાત કરી મરણ પામ્યો. અને બીજો ડુંગરપુર જતો રહ્યો તથા તેના વંશમાં દક્ષિણમાં મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજી થયો.*

---

*જે કુંવર ડુંગરપુર ગયો, તેનાથી તેરમો પુરૂષ સજ્જનસિંહ થયો. તે દક્ષિણમાં બિજાપુર ગયો અને ત્યાંના પાદશાહની સારી નોકરી બજાવી, તેના બદલામાં તેને ૮૪ ગામનું મોધલ પ્રગણું અને રાજાનો કીતાબ મળ્યો. એના વંશમાં પ્રખ્યાત સીવાજી થયો, જેણે ઇ. સ. ૧૬૬૪ માં રાયગઢમાં ગાદી કરી દક્ષિણમાં મરેઠી રાજ્ય સ્થાપ્યું. સીવાજીના વંશજ સાહુએ ઇ. સ. ૧૭૦૮માં ગાદી રાયગઢમાંથી ઉઠાવી અને સતારામાં સ્થાપી. સતારાની ગાદીએ સાહુ પછી રામરાજા અને તે પછી સાહુ (બીજો) થયો, તેની પાસેથી તેના પ્રધાન બાજીરાવ પેશ્વાએ ઇ. સ. ૧૮૦૧માં સતારા છીનાવી લીધું અને રાજાને કેદ કર્યો. સાહુ કેદમાં મરણ પામ્યો, એ રાજાના

રાણા અજયસિંહ ઈ. સ. ૧૩૧૦ માં મરણ પામ્યા, તેમના પછી તેમનો ભત્રીજો હમીર કેલવાડામાં ગાદીએ બેઠા. પાદશાહે ચીતોડ જીત્યા પછી માલદેવ નામના ઝાલોરના રાજપુત સરદારને ચીતોડનો સુબો નીમ્યો હતો, તેણે વિચાર કર્યો કે આપણી કુંવરી રાણા હમીરને આપીએ તો વધારે સારૂં, કેમકે સીસોદીઆ જેવા શ્રેષ્ટ કુળનો તેમજ બહાદુર રાજપુત મળવો ઘણો કઠણ છે. પછી તેણે હમીરને નાળીએર મોકલ્યું, અને તે હમીરે કબુલ રાખ્યું. હમીર ૫૦૦ સ્વારો સાથે ચીતોડ ગયા અને માલદેવની કુંવરી સાથે લગન કર્યાં. જ્યારે વરકન્યા એકાંતમાં ભેગાં થયાં ત્યારે કન્યાએ કહ્યું કે મને બાળપણમાં પરણાવેલી, પણ પરણનારો તુરત મરી ગયો. તમારી સાથે આ જે લગન થયાં તે બીજી વખતનાં છે. આથી તમારે દીલગીર થવું નહી, હું તમને તમારૂ ચીતોડ પાછું અપાવીશ. હમીરે માલદેવ પાસેથી ચીતોડના જુના કારભારીનો વંશજ જાલ નામનો હતો તેને માગ્યો અને તેણે તેને રાણાના તાબામાં સોંપ્યો. હમીર કેલવાડે આવ્યા. આ રાણીથી ખેતસી નામનો કુંવર થયો, કુંવર એક વરસની ઉમ્મરનો થયો એટલે રાણી કુંવરને લઈને બાધા મુકવા સારૂ ચીતોડ ગઈ, આ વેળા

---

બે પુત્રોને પણ કેદ કર્યા હતા, જેમાંના વડા બાળાસાહેબ (પ્રતાપસિંહ) ને ઈંગ્રેજ સરકારે ઈ. સ. ૧૮૧૯ ના સપટેમ્બર માસની તારીખ ૨૫ મીએ તેની પાસે તહનામુ કરાવી લઈ સતારાની ગાદીએ બેસાડ્યો, તથા રૂ. ૧૪૦૦૦૦૦) (ચૌદ લાખ)ની ઉપજનો મુલક તેના તાબામાં સોંપ્યો. એ મુલક નીરા અને વારણા એ નદીઓની વચે હતો અને પૂર્વે ત્રીકોણાકૃતિ થઈ પંઢરપુર તથા બીજાપુર સુધી પહોંચ્યો હતો. બાળાસાહેબ ઉપર ફીતુરનો વહેમ આવ્યાથી તેને પદભ્રષ્ટ કરી બનારસ (કાસી)માં રાખ્યો અને તેની ગાદીએ તેના નાના ભાઈ આપાસાહેબને તા. ૫ સપટેમ્બર સને ૧૮૩૯ના રોજ બેસાડ્યો. આપાસાહેબ સને ૧૮૪૮માં અપુત્ર મરણ પામ્યો, તેથી સતારાનું રાજ્ય બીન વારસીયું થયું જેથી ઈંગ્રેજ સરકારે તેને ખાલસા કર્યું અને મરનારના દત્તપુત્ર રાજારામને દર વરસે રૂ૫૦૦૦૦ (પચાસ હજાર)નું પેનસન બાંધી આપ્યું. એ રીતે પ્રખ્યાત સીવાજી કે જેણે મરેઠી રાજ્ય સ્થાપ્યું હતું, તેના વંશની વડી શાખાનો નાશ થયો અને તેની છોટી શાખા, એટલે સીવાજીના પુત્ર સંભાજીના બીજા પુત્ર રાજારામનો પુત્ર સંભાજી, કે જે કોલ્હાપુરનો મૂળ પુરૂષ થયો હતો; તેની વંશમાં કોલ્હાપુરનો હાલનો રાજા સાહુ છત્રપતિ છે. કોલ્હાપુરની વારસિક પેદાશ રૂ૩૦૦૦૦૦૦) (ત્રીશલાખ)ને આશરે થાયછે.

તેણીની સાથે જાલ કામદાર પણ હતો. જાલે ચીતોડના લશ્કરને ફોડયું, તથા આ વખત માલદેવ મેર લોકો સાથે લડવા ગયો હતો, તેની ગેરહાજરીનો લાભ લઈ રાણા હમીર પણ ચીતોડ આવ્યા તથા તેને પાછું જીતી લીધું. ચીતોડ હમીરે જીત્યું, એ ખબર દિલ્હીના તે વખતના પાદશાહ મહમદને થઇ, એટલે તે ચીતોડ ઉપર આવવા નીકળ્યો. હમીર પણ તેના સામે ગયા અને ગીંગોલી આગળ બંનેના લશ્કરની ભેટ થઈ. રાણા હમીરે ઘણા મુસલમાનોને કાપી નાખ્યા અને મહમદને કેદ કરી ચીતોડ આણ્યો. તે ત્રણ મહીના સુધી ચીતોડમાં કેદ રહ્યો; ત્યાર પછી તેણે અજમેર, રણથંભોર, નાગોર અને સુઇસોપુર આપ્યાં, તથા ૧૦૦ હાથી અને ૫૦ લાખ રૂપીઆ દંડના આપ્યા, ત્યારે હમીરે તેને છુટો કરી દિલ્હી જવા દીધો. માજી સુબા માલદેવનો દીકરો વનવિર રાણા હમીરની નોકરીમાં દાખલ થયો અને હમીરે તેને જાગીરો આપી. હમીરે પોતાની બહાદુરીથી મેવાડના રાજ્યને વધાર્યું અને ઘણા, રાજાઓને તાબે કર્યા.

રાણા હમીર ઇ. સ. ૧૩૬૫માં મરણ પામ્યા. તેમના પછી કુંવર ખેતસી ચીતોડની ગાદીએ બેઠા. તેમણે નવો મુલક મેળવ્યો અને માંડલગઢ દસોર અને છપ્પનનાં પ્રગણાંને મેવાડ સાથે જોડી દીધાં. એક વખત દિલ્હીના પાદશાહ તરફથી હુમાયુ નામનો સરદાર અને રાણા ખેતસી, એમની વચે બાકરોલ આગળ લડાઇ થઈ, તેમાં રાણાએ મુસલમાનોને હરાવ્યા અને હુમાયુ નાશી છુટ્યો. બુંદીના હાડા રાજાની કુંવરી સાથે રાણા ખેતસીનાં લગ્ન થવાનાં હતાં તે વખત કોઈ ચંડાળે રાણાને મારી નાખ્યા. ઇ. સ. ૧૩૮૩.

રાણા ખેતસીના મરણ પછી લાખો ગાદીએ બેઠા. લાખા રાણાએ મેરવાડાનો પહાડી ભાગ જીતી લીધો તથા ત્યાંનો વેરાટગઢ નામનો કીલ્લો તોડી પાડી તેની નજીક બેદરનો નવો કીલ્લો બાંધ્યો. રાણા લાખાના ઘરડપણના વખતમાં એક વેળા મારવાડના રાજાના કુંવર રણમલ તરફથી રાણાના કુંવર ચંદને માટે નાળીએર (સગપણ) આવ્યું. આ વખત ચંદ કચેરીમાં હાજર નહોતો અને રાણા લાખાએ મુછપર હાથ ફેરવી નાળીએર લાવનારને કહ્યું કે:—"તમે આવાં રમકડાં મારા જેવા સફેત દહાઢી વાળાને માટે લાવ્યા હશો?" આ બોલની વાત ચંદે જાણ્યા પછી તે કચેરીમાં આવ્યો અને બોલ્યો કે આ કન્યા સાથે લગ્ન કરવાનો વિચાર બાપજીનો છે માટે હું નાળીએર લેનાર નથી. રાણાએ તેને ઘણું સમજા-

ઓ, પણ નાળીએર લીધું નહિ. છેવટ રાણાએ કહ્યું કે જો તું ગાદીનો હક છોડીદે અને જો મારા પછી ગાદીએ બેસનારને હરકત કરે નહી તો હું નાળીએર લઉં. ચંદે પોતાના કુળદેવ ×એકલીંગજીના સોગન ખાઇને કહ્યું કે મારે રાજગાદી જોઇતી નથી. રાણા લાખાએ નાળીએર લીધું અને મારવાડની કુંવરી સાથે લગ્ન કર્યાં. આ લગ્નથી રાણાને કુંવર થયો, જેનું નામ મોકલસિંહ પાડયું. તે પાંચ વરસનો થયો ત્યારે રાણાએ પ્રયાગ (અલ્હાહાબાદ) તીર્થમાં જઈ રહેવા વિચાર કર્યો. રાણાએ આ વખત ચંદને પુછ્યું કે મોકલસિંહને કેટલી જાગીર આપીશું? તેના જવાબમાં ચંદે કહ્યું કે તેને મેવાડનો રાણો બનાવી ચીતોડની ગાદીએ બેસાડવો અને હું તેની તાબેદારી ઉઠાવીશ. ચંદે આ પ્રમાણે કરવા સોગન ખાધા એટલે મોકલસિંહને ગાદીએ બેસાડી રાણો પ્રયાગ ગયા. આ વખત ચંદને માટે ઠરાવ્યું કે દરબારમાં પેહેલી પદવિ ચંદની અને રાજ્ય તરફથી કોઇપણ સરદારને જાગીર આપવામાં આવે તો તેની સનંદો ઉપર રાણાની સહીની સાથે ચંદ અને તેના વંશજોએ ભાલાની નીશાની કરવી.

બાળરાણા મોકલસિંહની વતી કારભાર ચંદે કરવા માંડ્યો, પરંતુ તેની માને વહેમ આવ્યાથી ચંદ પોતે મેવાડ છોડી માંડુના રાજ્યમાં ગયો તથા જતી વખત રાજમાતાને કહેતો ગયો હતો કે સીસોદીયાના રાજ્યનું રક્ષણ કરજે. થોડા દિવસમાં મોકલસિંહનો મામો કે જે મારવાડના રાજાનો કુંવર રણમલ હતો તે અને બીજા રાઠોડો ચીતોડ આવ્યા. મોકલસિંહ બાળક હોવાથી રણમલે પોતાના ભાણેજ મોકલસિંહને ખોળામાં લઇને મેવાડની ગાદી ઉપર બેસવા માંડયું. થોડા દિવસ પછી રાજમાતાએ પોતાના ભાઇ રણમલને કહ્યું કે આ રીત સારી નહી પણ રણમલે તે બોલને ગણગાર્યો નહિ. રાણીએ છેવટ ચંદને બોલાવા માટે માંડુ હલકારો મોકલ્યો. ચંદ આવ્યો અને તમામ રાઠોડોને હાકી કાઢ્યા, તથા રણમલને માર્યો. અને મેવાડના રાજ્યને નિર્ભય કર્યું.

રાણા મોકલસિંહનું ઈ. સ. ૧૪૧૯ માં ખુન થયું. તેમના પછી કુંભોજી ગાદીએ બેઠા. મેવાડના ૮૪ કીલ્લાઓમાંના ૩૨ રાણા કુંભાએ બંધાવ્યા હતા. આ રાણો જેવા બાહાદુર હતા, તેવાજ વિષયી પણ હતા. ઝાલાવાડ, (ધ્રાંગદરાના ઝાલારાજા કે જેમની રાજગાદી તે વખત કુવામાં હતી અને ત્યાંરાજ જેતસિંહ રાજ્ય કરતા હતા, તે ઘણું કરીને હશે)ની કું-

×એકલિંગજીનું દેવાલય ઉદયપુરથી ૭ મૈલને છેટે છે.

વરીનો વિવાહ મારવાડના રાજા સાથે કીધો હતો, તેણીનું હરણ કરીને રાણા કુંભોજી ચીતોડમાં લાવ્યા હતા. આથી મારવાડના રાઠોડો મેવાડ ઉપર ચઢી આવ્યા, પણ તેમાં તે ફાવ્યા નહી. ઈ. સ. ૧૪૪૦ માં રાણા કુંભાજીએ ગૂજરાત અને માળવાના એકત્ર મળેલા મુસલમાન લશ્કરને હરાવ્યું, એટલુંજ નહીં પણ માળવાના મહાપરાક્રમી પાદશાહ મહમદને કેદી બનાવ્યો હતો. આ મોટા જયની યાદગીરીને માટે રાણાએ ચીતોડગઢ ઉપર પથ્થરનો એક મોટો અને સુંદર કીર્તિસ્થંભ અથવા જયસ્થંભ બંધાવ્યો હતો, જે આજ સુધીછે. તેના ઉપર શૂરવિર રાજપુતાણીઓ અને શૂરવિર મહા પુરૂષોનાં પુતળાં કોરી કાઢેલાંછે. પછવાડેથી મુસલમાનોએ તેઓનાં નાક કાન ભાગી નાખી બેડોળ બનાવ્યાંછે. રાણો કુંભો, એ જાતે કવિ હતા અને તે પ્રખ્યાત મીરાંબાઈના વર થતા હતા.

રાણા કુંભાને તેમના કુંવર ઉદાએ રાજલોભને માટે ઈ. સ. ૧૪૬૯ માં દગાથી માર્યા અને પોતે ચીતોડની ગાદીએ બેઠો. તેણે પોતાના પીતાને મારી દૂષ્ટ કામ કર્યું. તેથી મેવાડના બધા સરદારો તેને હત્યારો ગણી તેના ઉપર કોપ્યા અને કુંવર રાયમલ કે જેને રાણા કુંભાએ તેના તીખા સ્વભાવને લીધે કહાડી મુક્યો હતો, તેને પાછો બોલાવી ઉદાને પદભ્રષ્ટ કરી ગાદીએથી ઉઠાડી મુકચો અને તુરતજ એટલે ઈ. સ. ૧૪૭૪ માં રાયમલને ગાદીએ બેસાડચો. હવે ઉદો દિલ્હી ગયો અને લોદી પાદશાહ બહલોલને કહ્યુંકે જો તમે મને મદદ કરી ચીતોડની ગાદીએ બેસાડોતો હું તમને મારી કુંવરી પરણાવું. મેવાડની આબરૂ સાચવવાનું જાણે ઈશ્વરે નીર્માણ કરી રાખ્યું હોય ( મેવાડની કુંવરી કોઈ વખત મુસલમાનને વરી નથી ) તેમ ઉદો પાદશાહના દિવાનખાનામાંથી બહાર આવ્યો કે ઓચીંતી તેના ઉપર વીજળી પડી અને ત્યાંજ મરણ પામ્યો. રાણા રાયમલના વખતમાં માળવાના મુસલમાનો તેમના ઉપર વખતે વખત ચઢી આવતા હતા, જેથી બંને તરફનાં માણસોની ખુવારી થતી. રાણા રાયમલને સાંગો, પૃથુરાજ અને જેમલ; એ નામના ત્રણ કુંવર હત, જેમાંના સાંગાને પૃથુરાજ તલવાર તાણી મારવા જતો હતો, તેટલામાં તેમનો કાકો સુરજમલ વચ્ચે પડવાથી તે બચ્યો, પરંતુ તેને પાંચ ઝટકા અને આંખમાં તીર વાગ્યો હતો.

રાણા રાયમલ ઈ. સ. ૧૫૦૯ માં મરણ પામ્યા, તેમના પછી વડા કુંવર સાંગો ગાદીએ બેઠા. આ રાણાના વખતમાં માળવા અને દિલ્હીનાં

મુસલમાન લશ્કર મેવાડ ઉપર ચઢી આવતાં હતાં, તેમના સામે સાંગો રાણો ૮૦ હજાર સ્વાર, ૭ રાજા, ૯ રાવ, ૧૦૪ રાવલ તથા રાવત પદવિના સરદાર અને ૫૦૦ હાથી. એટલો રસાલો લઇને રાણો તે લશ્કરોના સામે થતા હતા. રાણાએ માળવા અને દિલ્હીનાં મુસલમાન લશ્કર સામે ૧૮ લડાઇઓમાં જીત મેળવી હતી. એક વેળા એટલે તા. ૧૬ મી માહે માર્ચ સને ૧૫૨૮ ના રોજ દિલ્હિના પાદશાહ બાબર અને સાંગા રાણા વચે કનુવાથી બે મૈલને છેટે બીઆણાના રણક્ષેત્રમાં ભારે લડાઈ થઈ, જેમાં પ્રથમના હલ્લામાં રાજપુતોએ મુસલમાનોને હઠાવ્યા, પણ તુંવાર જાતનો રાયસીનનો રાજા ફુટી બાબરને મળ્યો, જેથી રાણાને બીજા હલ્લામાં પાછું હઠવું પડયું. આવેળાની લડાઇમાં રાણો સાંગો જખમી થયા હતા, તથા તેમના તરફના ડુંગરપુરના રાવલ ઉદયસિંહ ૨૦૦ રાજપુતો સાથે, સલુંબરનો રતનસિંહ ૩૦૦ ચંદાવતો સાથે, મારવાડનો કુંવર રાયમલ, સોનગઢનો રાવ રામદાસ, ઝાલો ઉજ્જો, પરમાર ગોકળદાસ અને ચહુઆણ સરદારો માણકચંદ તથા ચંદ્રભાણ અને બીજા ઘણા રજપુતો કપાઈ મુઆ હતા. આ વખત રાણાએ આરાવલીના ડુંગરોમાં જઇને મુકામ કીધો હતો તથા નીયમ લીધો હતો કે મુસલમાનો ઉપર ફતેહ મેળવું તોજ ચીતોડમાં પેસું; પરંતુ કોઈ દૂષ્ટ માણસે ઈ. સ. ૧૫૨૯ માં તેમને બસવા મુકામે ઝેર દીધું તેથી મરણ પામ્યા. રાણા સાંગાને પ્રથમ તેમના ભાઈ પૃથુરાજે તીર મારી એક આંખ ફોડી નાખી હતી, દિલ્હીના લોદી વંશના પાદશાહ સાથે લડતાં એક હાથ કપાઈ ગયો હતો, બંદુકની એક ગોળી વાગવાથી એક પગ ભાગી લંગડા થયા હતા અને તેમના સરીરપર ભાલા તથા તલવારોના મળીને આશરે ૮૦ જખમ થયા હતા.

રાણા સાંગા પછી કુંવર **રતનો** ગાદીએ બેઠા. રતનો પણ પોતાના પીતાની માફક રણક્ષેત્રને રાજધાની ગણતા હતા. વળી તેમની એક એવી ખુબી હતી કે ચીતોડગઢ ઉપર ગમે તે લોકો હુમલા કરવા આવે તેમના સામે થવામાં કીલ્લાના દરવાજા ખુલ્લા રાખી વઢવું એમ નીયમ લીધો હતો. રાણો રતનો બુંદીના રાવ સુરજમલ સાથે લડતાં ઈ. સ. ૧૫૩૫ માં મરણ પામ્યા.

રાણો રતનો અને તેમના પેહેલાં જે જે રાણા થયા, તેમણે મેવાડની એક વીઘુ પણ જમીન જવા દીધી નથી. રાણા રતનાના મરણ પછી તેમના ભાઈ **વીક્રમાજીત** ગાદીએ બેઠા. આ રાણો ઓડીઆ અને ખારીલા

સ્વભાવના હતા, તેથી મેવાડના તમામ સરદાર પટાવતો તેમના માટે નાખુશ હતા. એક વેળા ગૂજરાતનો પાદશાહ બહાદુરશાહ મેવાડ ઉપર ચઢી આવ્યો, તેના સામે રાણો થયા પણ છેવટ હાર્યા અને ચીતોડને બહાદુરશાહે જીતી લીધું. થોડા દીવસમાં દિલ્હીનો પાદશાહ હુમાયુ રાણાની મદદે આવ્યો અને તેણે બહાદુરશાહને ચીતોડમાંથી કાઢી મુક્યો તથા રાણાને ફેર ગાદીએ બેસાડ્યા. આટલી બધી આફત વેઠ્યા છતાં રાણો વખતે વખત સરદાર પટાવતોનાં મન વધારે નાખુશ થાય તેમ વર્તવા લાગ્યા, જેથી છેવટ તે લોકોએ એક સંપ કરી વીક્રમાજીતને ગાદીએથી ઉઠાડી મુક્યા. સાંગો રાણો મરણ પામ્યા ત્યાર પછી થોડા દીવસે તેમની રાણીને ઉદયસિંહ નામનો કુંવર થયો હતો, પણ તે બાળક હોવાથી વિક્રમાજીતને ઠેકાણે તેને ચીતોડની ગાદીએ નહી બેસાડતાં વનવીરને બેસાડવાની તજવીજ ચાલી. વનવીર, એ સાંગા રાણાના ભાઈ પૃથુરાજની રાખેલી સ્ત્રીનો દીકરો હતો. વનવીરને ગાદી આપવા તજવીજ ચાલી, તેવામાં વીક્રમાજીતનું ખુન થયાની બુમ ઉડી. વનવીરે વિચાર કર્યો કે હાલ ઉદયસિંહ બાળક છે પણ જ્યારે તે મોટો થશે ત્યારે મારા હાથમાંથી કારભાર જતો રહેશે, તેમ ધારી બાળ રાજા ઉદયસિંહ છ વરસનો થયો, તે વખત એક દીવસ રાત્રે પારણામાં ઊંઘતો હતો, તેને મારવા માટે પોતે તલવાર તાણીને ગયો, પણ કુંવરની જે દાઈઆણ હતી તેને ખબર પડી કે તે મારવા માટે આવે છે, તેથી પારણામાં પોતાના બાળકને સુવાડયું અને બાળરાજા ઉદયસિંહને ચુપકીથી કીલ્લાની બહાર કહાડી ભરૂસાવાળી જગાએ મોકલ્યા. વનવીર મેહેલમાં આવ્યો અને પેલી દાઈઆણના છોકરાને તે ઉદયસિંહ છે એમ સમજી મારી નાખ્યો. દાઈઆણ પછવાડેથી ઉદયસિંહને લઈને ડુંગરપુરના રાવળજીને ત્યાં જતી રહી. રાવળે કહ્યું કે હું રાખવાને તૈયાર છું પણ વનવીરને ખબર પડશે તો પરીણામ ઘણું ખરાબ આવશે, જેથી પેલી બાઈ કુંવરને લઈને ડુંગરપુરથી પાછી વળી અને કોમલમેર ગઈ, ત્યાં જૈનધર્મનો અમલદાર આશાશા નામનો હતો તેના ખોળામાં કુંવરને મુક્યો, અને કહ્યું કે તું એનું રક્ષણ કરીશ તો કોઇ વખત એ તારૂં પણ રક્ષણ કરશે. પ્રથમતો આ અમલદાર ગભરાયો પણ તેની (આશાશાની) માએ કહ્યું કે આફતના વખતમાં કુંવરને રાખવો એ આપણો ધર્મ છે, તેથી તેણે તેને રાખ્યો. થોડા દીવસ પછી સોનગઢનો રાવ આશાશાને મળવા આવ્યો, તેણે ઉદયસિંહને જોયો, તે ઉપરથી તેના મનમાં વિચાર

આવ્યો કે આ કોઇ જૈન નથી, પણ રાણીજાયો છે. વળી પેલી દાઇ-અણે સરદારોને ખબર પહોંચાડી હતી કે બાળ રાજાને હું કોમલમેર મુકી આવી છું. હવે બધા સરદારો કોમલમેર ભેગા થયા અને ઉદયસિંહને રાજતીલક કર્યું, તથા તેના નામની આણ વરતાવી. આ ખબર વનવી-રને થઇ એટલે તે સામે થવા તજવીજમાં હતો, પણ સરદારોએ તેને નસાડી મુક્યો, એટલે તે દક્ષિણ તરફ જતો રહ્યો.

રાણા ઉદયસિંહ પોતાની ૧૧ વરસની ઊંમરે ઇ. સ. ૧૫૪૧ માં ચીતોડમાં ગાદીએ બેઠા. રાણો લાયક ઊંમરના થયા પણ તેમનામાં ન-હોતું સૂરાપણ કે નહોતી બુદ્ધિ. એમના ઉપર અકબરશાહ પાદશાહે હુમલા કીધા. પ્રથમના હુમલામાં રાણાની રાખેલી સ્ત્રી બહુ બહાદુરીથી લડી. અને મુસલમાન લશ્કરને પાછું હઠાવ્યું, પણ બીજી વાર જ્યારે તે મેવાડ ઉપર ચઢી આવ્યો ત્યારે રાણો ગભરાયા અને ચીતોડ છોડી દેવા ધાર્યું. પરંતુ રાજપુત સરદારો મુસલમાન સૈન્યની સામે થયા, જેમાં ઘણા રાજ-પુતો કપાઈ મુઆ. જ્યારે સલુંબરવાળો સરદાર મરાયો ત્યારે મેવાડના લશ્કરની સરદારી કેલવાડાના ફતાને મળી. આ વખત ફતો ૧૬ વરસની ઊંમરનો હતો, જેને આ બખતની લડાઇમાં જવા તેની દેવાંગના જેવી માતાએ કેશરીયાં કરાવ્યાં. જ્યારે ફતો લડાઈપર ચઢ્યો, ત્યારે તેની ઠક-રાણી હાથમાં ભાલો લઇને સાથે ગઇ હતી. શું આજના વખતમાં એવા રાજપુતો, એવી માતાઓ અને એવી ઠકરાણીઓ પાકવાની છે? ના કદી નહી. ફતાની સાથે ૮ હજાર રાજપુતો કેશરીયાં કરી ચીતોડના દરવાજા ખુલ્લા મુકી રણ સંગ્રામમાં ઉતર્યા હતા. લડાઈ ખુબ જોશમાં ચાલી, ભાટ ચારણો તેમના પૂર્વજોનાં પરાક્રમ ગાતા હતા, તથા નગારાં અને રણસીં-ગાંના નાદ થતા હતા. સૂરવિરોની, તલવારો વીજળીની માફક ઝબકારા મારી રહી હતી અને મારો!! મારો!! ના પોકાર થઈ રહ્યા હતા, પણ "એકનું ઓસડ બે" એ કહેવત પ્રમાણે રાજપુતો ૮ હજાર અને પાદ-શાહી સૈન્ય ગણતી વગરનું એટલે અસંખ્ય હતું. ઘણો વખત સુધી લડાઈ ટકી પણ છેવટ રાજપુતો થોડા હોવાથી મરણીયા થઇને મુસલમાનો ઉપર તુટી પડ્યા, જેમાં તમામ મરાયા. મેવાડીઓ હાર્યા અને અકબર સંવત ૧૬૨૪ ના ચૈત્ર સુદી ૧૧ (ઇ. સ. ૧૫૬૮)ના રોજ ચીતોડમાં પેઠો. આ વખત મેવાડની આબરૂ સાચવવા ખાતર ૯ રાણીઓ, ૫ કુંવરીઓ, ૨ બાળક અને સરદારોનાં કુટુંબની સ્ત્રીઓ રાજગઢમાં ચીતા ખડકી તેમાં

પડી બળી મોઇ. દંત કથા એવીછે કે ૮ હજાર રાજપુતોએ પાદશાહી લ-શ્કરમાંના ૩૦ હજાર મુસલમાનોને કાપી નાખ્યા હતા. તેમજ ચીતોડ શેહેરમાં ૩૦ હજાર માણસ અકબરના લશ્કરથી કપાઈ મુઉ હતું.

રાણો ઉદયસિંહ ચીતોડથી નાઠા તે પ્રથમ રાજપીપળાના પહાડોમાં જઇને સંતાઈ રહ્યા, તથા ત્યાર પછી તે પોતાના દેશમાં પાછા આવી આરાવલીના ડુંગરોમાં ભરાયા. તેમણે આરાવલી ડુંગરની તળેટીમાં જે ઠેકાણે પોતાનું રેહાણ કર્યું હતું તે જગાએ ઉદયપુર શેહેર વસ્યું. રાણા ઉદયસિંહ ઈ. સ. ૧૫૭૨ માં મરણ પામ્યા, તેમને ૨૫ કુંવર હતા, જે-માંના જગમાલ રાણો થયા. આ રાણો નહોતા બહાદુર કે નહોતા બુદ્ધિ-શાળી તેથી સરદારોએ તેમનો હક રદ કરી બહાદુર કુંવર પ્રતાપને રાણો ઠરાવ્યા. રાણો પ્રતાપ ગાદીએ બેઠા પણ નહોતું રાજ્ય, કે નહોતી રાજ-ધાની, તેમ નહોતા લડવૈયા કે નહોતો પૈસો. બધી બાબતમાં તે દુઃખી હતા. પડતી હાલતમાં ગમે તેવો બહાદુર પુરૂષ હોય, તો પણ તેની હીંમત ટકી શકે નહીં, તોપણ રાણા પ્રતાપે પોતાના જુસ્સાથી ચીતોડ મુસલમા-નો પાસેથી પાછું જીતી લેવું એમ નિશ્ચય કર્યો. પોતાના જે વિશ્વાસુ સર-દારો રહ્યા હતા તેમની સહાયતાથી કોમલમેરને રાજધાની કરી તથા કો-મલમેર અને ગંગુદા વિગરેના કીલ્લા મજબુત કર્યા; વળી મેદાનમાં લડ-વાને પોતે અશક્ત હોવાથી પોતાની રૈયતને પહાડોમાં વસવાને હુકમ કર્યો. આથી યુરોપનો જે માલ સુરતથી મેવાડ થઇને પાદશાહના મુલકમાં જતો હતો તે તેમણે લુટવા માંડ્યો. આ ખબર સાંભળી અકબરે અજમેર આવ્યો અને ત્યાં છાવણી કરી, વળી પ્રતાપના બે ભાઇઓ, એક શકતો અને બીજાના નામની ખબર મળી નથી તે, એ બે જણા ફુટી પાદશા-હને જઈ મળ્યા. મારવાડ, અંબર (જેયપુર) અને વિકાનેર વિગરેના રા-જાઓ પણ અકબરને પોતાની કુંવરીઓ આપી તાબે થયા હતા તેથી રાણો પ્રતાપ ગભરાયા. અંબર (જેયપુર) નો કુંવર માનસિંહ કે જે પાદ-શાહનો એક માનીતો સરદાર થઈ પડ્યો હતો, તે ઈ. સ. ૧૫૭૬ માં દક્ષિણમાંથી સોલાપુરની જીત કરી પાછો આવતો હતો; તે વખત રાણા પ્રતાપે તેને પોતાની રાજધાની કોમલમેરમાં બોલાવ્યો. પ્રતાપ ઉદયસાગર સુધી સામે લેવા ગયા, અને એ ઠેકાણે રસોઈ તૈયાર કરાવી માનસિંહને જમવા બોલાવ્યો;તે ત્યાં આવ્યો પણ રાણાને નહી જોયાથી રાણાના કુંવર અમરસિંહને પુછ્યું, ત્યારે કુંવરે જવાબ દીધો કે રાણાજીનું માથું દુઃખેછે

માટે આપ એકલા જમી લો. માનસીંહે કહ્યું આનું કારણ હું સમજ્યો છું અને રાણાજીને કહો કે તેમનું માથુ દુખવાનું કારણ હું સમજ્યો છું, પણ જે ભુલ થઈ તે સુધરે તેમ નથી. જો રાણાજી મારી જોડે બેસીને નહી જમે તો કોણ જમશે? જવાબમાં અમૂરસિંહે કહ્યું કેઃ-જે રાજપુતે તુર્ક (મુસલમાન)ને કુંવરી દીધી તેની સાથે બેસીને રાણોજી જમશે નહી. આ અપમાનથી માનસિંહ જમ્યા વગર ઉઠયો અને બોલ્યો કે રાજપુતોની આબરૂ જાળવવા ખાતર અમે અમારી બેનો દીકરીઓ મુસલમાનને આપી, અને અમારી આબરૂ ગુમાવી છે, પણ હવે આ દેશમાં તમે સુખમાં રેહી પોતાની આબરૂ જાળવજો. એટલામાં રાણો પ્રતાપ ત્યાં આવી પહોચ્યા પણ માનસિંહ ઘોડેસ્વાર થઈ ચાલી નીકળ્યો. ચાલતી વખત તેણે કહ્યું કે "જો હું તારો અહંકાર ઉતારૂં નહી તો મારૂં નામ માન નહી." માનસિંહ દિલ્હી ગયો અને અકબરને બધી હકીકત કહી. અકબર એકદમ ઉશ્કેરાયો અને પોતાના શાહજાદા સલીમ તથા માનસિંહની સરદારી નીચે મોગલાઈ લશ્કરને મેવાડ ઉપર મોકલ્યું. પાદશાહનું અસંખ્ય દળ ચઢી આવ્યું, તેનાં સામે પ્રતાપ પોતાના ૨૨ હજાર મેવાડીઓનું લઈને આરાવલી પર્વતની તળેટી પાસેના હળદીઘાટના મેદાનમાં ખડા થયા. ઈ. સ. ૧૫૭૬ ના જુલાઈ માસમાં મહાભારત યુદ્ધ થયું. આ યુદ્ધ વખત રાજપુતો મુસલમાન દળમાં મહાસૂરમાં ઘુમતા હતા. સલીમ અને માનસિંહની પાસે તેમનાં રક્ષણ કરનારા જે ખાસ ભરૂંસાવાળા સરદારો હતા, તેમના ઉપર રાજપુતોએ હલ્લો કરી તે લોકને કાપી નાખ્યા. સલીમ હાથી ઉપર બેઠો હતો તેથી તેના ઉપર ભાલાનો ઘા કીધો પણ તેના હાથીનો હોદ્દો લોઢાનાં પતરાંથી મજબુત કરી લીધો હતો, તેથી તે બચી ગયો. આ લડાઇમાં જેમ મોગલાઈ લશ્કર સલીમ તથા માનસિંહને સાચવતું હતું, તેમ રાજપુતો રાણા પ્રતાપને સાચવતા હતા. રાણો પ્રતાપ પંડે ઘા કરતા હતા અને તે ત્રણ વખત દુશ્મનોના ઘાથી મરતાં મરતાં બચ્યા, ચોથીવાર પડવાની તૈયારીમાં હતા, તેવામાં સાદરીના ઝાલારાજા માન પ્રતાપના માથા ઉપરનું રાજચીન્હ જે છત્ર તે પોતાને માથે ધરાવી આગળ ધસ્યો, તથા તે પ્રતાપ પોતે છે એમ જાણી રાજપુતો પણ ઝાલા રાજાની સાથે આગળ ધસ્યા. આ વખત ઝાલો રાજા માનસિંહ અને ઘણા રાજપુતો મરાયા. ૨૨ હજાર રાજપુતોમાંથી ફક્ત પ્રતાપ પોતે અને ૮ હજાર રાજપુતો મેવાડની શોભા રાખવા માટે મરેતા મરતા બચ્યા.

પ્રતાપ પોતાના ચેતક નામના ઘોડા ઉપર સ્વાર થઈને લઢતા હતા, તે એકલા નાઠા. તેમણે દૂર ગયા પછી પાછું વાળીને જોયું, ત્યારે પછવાડે બે પાદશાહી સરદાર ઘોડેસ્વાર થઈ પકડવા માટે આવતા જોયા. તે બહુ ઝડપથી આવતા હતા; જેમાંનો એક પોતાનો ભાઈ સકતો, કે જે ફુટી પાદશાહને જઈ મળ્યો હતો તે અને બીજો મુસલમાન હતો. સકતાના મનમાં પોતાના ભાઈ પ્રતાપની હાર થઈ એમ વિચારી કુળાભીમાન અને દેશાભીમાન થઈ આવ્યું, જેથી તેણે પ્રતાપને કહ્યું કે "ભાઈ ઉભા રહો, આપણ બંને ભાઈ છીએ, કંઈ દગો સમજશો નહી." બંને ભાઈ ભેગા થયા તથા ઘણા હેતથી મળ્યા. ચેતક ઘોડો ઘવાયો હતો તેથી આ વખત તે તમ્મર આઇને પડ્યો, એટલે સકતાએ પોતાનો ઘોડો આપ્યો અને પ્રતાપને ત્યાંથી વિદાય કર્યા, તથા પોતે સલીમ પાસે પાછો ગયો. સલીમે પુછ્યું કે તારો ઘોડો ક્યાં? ત્યારે સકતાએ પ્રથમ તો કહ્યું કે પ્રતાપે કાપી નાખ્યો, પણ જ્યારે ફેર પુછ્યું ત્યારે કહ્યું કે મારો ભાઈ આફતમાં છે અને તેનો ઘોડો મરી ગયો ત્યારે મેં મારો ઘોડો તેને આપ્યો. સલીમે આ વખત તેનો ગુન્હો માફ કીધો, પણ તેજ વખત તેને રજા આપી, એટલે તે પોતાના ભાઈ પ્રતાપને આવી મળ્યો. હિંદુઓમાં એક કહેવત બોલાય છે કેઃ—

કડવા હોજ્યો લીમડા, શીતળ જેની છાંય;
બંધવ હોજ્યો બોલણા, તોય પોતાની બાંય.

આ કહેવત કહેનારે બહુજ વિચાર કરીને કહેલીછે. મતલબને ખાતર બીજાં બધાં સગાં ગમે તેમ મીઠા બોલ બોલે પણ જ્યારે કોઈ માથાનો કાપનારો આવે ત્યારે ભાઈ વગર બીજો કોઈ આવીને વચ્ચે પડે નહી.

ઈ. સ. ૧૫૭૭ માં સલીમ અને માનસિંહે કોમલમેરને ઘેરો ઘાલ્યો, તેમના સામે પ્રતાપ અને તેમના તાબાના મેવાડીઓ બહાદુરીથી લડયા પણ આ લડાઈમાં મોટા મોટા મેવાડી સરદારો મરાયા. માનસિંહે ધરમેટી અને ગંગુદાના કીલ્લાને ઘેરા ઘાલ્યા. મોહોબતખાને ઉદયપુરને કબજે કર્યું અને માનસિંહ તરફનો ચંદ નામનો એક નાનો સરદાર એક વખત પ્રતાપની નજીકમાં તેમને મારવા માટે આવ્યો, પણ પ્રતાપે તેનો ઘા બચાવી લીધો હતો. દરેક વખતની લડાઈમાં પ્રતાપ દુશ્મનો ઉપર જેમ લાગ આવે તેમ સિંહની માફક કુદી પડી મોગલોનો ઘાણ કાઢી નાખતા હતા. ફરીદ નામના મુસલમાન સરદારે પ્રતિજ્ઞા કીધી હતી કે જો હું પ્રતાપને પકડું તોજ ખરો, નહીતો આપઘાત કરીને મરૂ. રાણા પ્રતાપે આ સર-

દારના લશ્કરની ટુકડી ઉપર તુટી પડી તેને તથા તેના લશ્કરને કાપી નાખ્યું. તે વખતે વખત જેમ દાવ આવે તેમ પાદશાહનો મુલક લુંટતા હતા, તેથી પાદશાહે છેવટ કંટાળીને લડાઈ બંધ રખાવી.

મેવાડી સરદારો મરાવાથી હવે, દીનપરદીન રાણા પ્રતાપની મદદ ઓછી થતી ગઈ અને તેથી ગભરાવા માંડયું. રાણા પાસે હવે તેમનાં વિશ્વાસુ માત્ર જંગલના ભીલ લોક રહ્યા હતા, જે રાણાની પ્રજામાંના હતા. આ ભીલ લોકે રાણા પ્રતાપ, તેમનું કટુંબ અને જે થોડા સરદારો રહ્યા હતા, તેમનું પોશણ તથા રક્ષણ કરવા માંડયું. રાણાના પરાક્રમ વિશે અકબર-શાહે એક નોંધ કરીછે, જેમાં લખ્યુંછે કે—"આ જગતની અંદર કોઈ ચીજ અમ્મર નથી, જમીન અને પૈસો જતાં રહેછે, પણ સારા નામની નિશાની હમેશાં કાયમ રહેછે. રાણાપ્રતાપે રાજ્ય અને પૈસો બધું ખોયું પણ પોતાનું માથું નીચું નમાવ્યું નથી. કોઈ પણ રાજાએ પોતાના ખાનદાનપણાની આબરૂ સાચવીછે, એમ કહીએ, તો તે પ્રતાપ એકલોજ છે."

રાણો પ્રતાપ ડુંગરની ખોઓમાં અનાજ અને પૈસા વગર બહુ બહુ દુઃખ પામતા હતા. તેમને અને તેમનાં કુટુંબ તથા સરદારોને ખાવાને માટે ઘાસનાં મુળીઆંના લોટના રોટલા શિવાય બીજાું કંઈજ મળતું નહોતું; ઘણી વખત તેવા રોટલા પણ બીલાડાં કે જંગલનાં જનાવર લઈ જતાં હતાં, અથવા દુશ્મનોના ડરને લીધે તે પડતા મુકીને નાશી જવું પડતું હતું. આવી આફતને લીધે તે બહુજ કંટાળ્યા અને છેવટ અકબરને તાબે થવા વિચાર કર્યો, તથા તે વિશે અકબરને એક કાગળ લખ્યો. એ કાગળ પાદશાહે પોતાના મેહેલમાં પોતાના તાબાના રાજપુત રાજાઓની એક મોટી કચેરી ભરી તેની વચ્ચે વાંચી બતાવ્યો. આ વખત વિકાનેરના રાજા રાયસિંહનો ભાઈ પૃથુરાજ ત્યાં હાજર હતો, તેને જાતીભિમાન થઈ આવ્યું અને તેથી તેણે પાદશાહને અરજ કરી કે એ કાગળ રાણા પ્રતાપનો નહી પણ બનાવટનો છે. પ્રતાપ તમને નમે એવો નથી. જો તમારી મરજી હોયતો એ કાગળ ખરો છે, કે કેમ? તે વિશે પ્રતાપને લખી ખુલાસો મંગાવું. અકબરે હા કહી, તે ઉપરથી તેણે રાણા પ્રતાપને કાગળ લખીને એટલો બધો ઉશ્કેર્યો કે, રાણાનો વિચાર પાદશાહને તાબે થવાનો થયો હતો તે ફરી ગયો. (એ વિશેની વધારે હકીકત આ પુસ્તકમાં અગાડી વિકાનેરના પ્રકરણમાં જોવી).

રાણા પ્રતાપે અકબરને તાબે નહીજ થવું એમ નક્કી કર્યું, પણ

જ્યારે તેમને એમ લાગ્યું કે જોઇતાં સાહીત્ય મળતાં નથી અને તેથી દેશમાં રહેવું એ ઠીક નથી. ત્યારે તેમણે મેવાડ છોડી બીજા કોઈ દેશમાં જવું એમ નક્કી કર્યું અને પોતે કુટુંબ કબીલો તથા જે થોડા સરદારો રહ્યા હતા તેમને લઇને આરાવલી પર્વતની પેલીમેર રણની નજીકમાં ગયા, પણ તેટલામાં તેમનો વજીર ભામાશાહ તેમની પાસે આવી પહોંચ્યો. ભામાશાહે કહ્યું કે—"મારી પાસે જે દોલત છે તે આપનીજ છે અને તે આપને નજર કરૂંછું. આ દોલત એટલી મોટી છે કે જો તમે ૧૨ વરસ સુધી ૨૫ હજાર માણસનું લશ્કરી ખરચ રાખશો તો ત્યાં સુધી તે ખુટશે નહી." આથી પ્રતાપને ભારે હીમ્મત આવી અને રણ તરફથી પાછા વળી પ્રથમ દેવડાના કીલ્લાને ઘેરો ઘાલ્યો અને મુસલમાનોને કાપી નાખ્યા, તથા ત્યાર પછી કોમલમેર અને બીજા ૩૨ કીલ્લા પાછા જીતી લીધા. ઈ.સ. ૧૫૯૦ સુધીમાં ચીતોડ, અજમેર, માંડલગઢ અને તે શિવાય મેવાડનો આખો દેશ તાબે કરી લીધો તથા ઉદયપુર ને રાજધાની ઠરાવી.

ઇ. સ. ૧૫૯૭માં આ મહા પરાક્રમી, દેશાભિમાની, શુરવીર અને હીંમતવાન રાણા પ્રતાપનું મરણ થયુ. તેમના મરણ વખત તમામ સરદારોને ભેગા કરી તેમનો દેશ અને રાજભક્તિના ગુણોને માટે ઉપકાર માન્યો તથા તમનની વચ્ચે કહ્યું કે "મારા કુંવરોમાં કંઈ દમ નથી અને તેથી સરદાર પટાવતો નીરાશ થઇ ગયા છે, વળી મેં ઝુંપડાં કે ઝાડની છાયા તળે પડી રહીને તમો સર્વેની મદદથી દેશનું રક્ષણ કર્યું છે. એ દેશ મુસલમાનોને હાથ જાય નહી. તથા તે સ્વતંત્ર થાય એવી કાળજી રાખવા પ્રતિજ્ઞા કરો તો મારો જીવ ગતે જાય" સર્વે સરદારોએ મળીને કહ્યું કે "જ્યાં સુધી મેવાડને અમે સ્વતંત્ર કરીએ નહી, ત્યાં સુધી મેહેલ કે હવેલીઓ બાંધીએ નહી." એમ કહી બાપારાવળની ગાદીના સોગન ખાધા એટલે રાણા પ્રતાપનો આત્મા ઈશ્વર ભેગો મળી ગયો.

રાણા પ્રતાપને ૧૭ કુંવર હતા, જેમાંના વડા **અમરસિંહ** મેવાડની ગાદીએ બેઠા, આ રાણો મોજ શોખમાં પડ્યા. ઈ. સ. ૧૬૦૫ માં અકબર પછી ગાદીએ આવનાર જહાંગીર (સલીમ) પાદશાહે ઇ. સ. ૧૬૦૮ માં રાણા અમરસિંહને પાદશાહી સત્તા કબુલ કરવાને કહ્યું. આ વખત તમામ સરદારોએ ભેગા થઈ રાણાને કહ્યું કે ચાલો તૈયાર થાઓ, પણ રાણે કાંઈ જવાબ આપ્યો નહિ ત્યારે સલુંબર વાળા સરદાર ચંદાવતે કહ્યું કે "રાણો પ્રતાપ શું કહી ગયા છે! શું તે ભુલી ગયા"! આટલાથી

પણ રાણાને કાંઇ હીંમત આવી નહિ ત્યારે તે સરદારે રાણા અમરસિંહ-નો હાથ પકડી ગાદી પરથી ઉઠાડી મૂક્યા, અને બીજા સરદારોને કહ્યું કે તૈયાર થાઓ. તમામ સરદારોએ ચંદાવતના કહેણને કબુલ રાખ્યું અને તૈયાર થઈ કુચ કરી. હવે રાણો અમરસિંહ પ્રથમ વિચારમાં પડ્યા, પણ પછવાડેથી પોતાનું જે લશ્કર હતું તેને લઇને પોતે પણ નીકળ્યા, તે પોતા-ના સરદારોના લશ્કરને જઈ મળ્યા. આ વખત રાણાની આંખમાં પાણી આવ્યું, પણ મુછ ઉપર હાથ ફેરવી બધા સરદારોને કહ્યું કે મેં તમારૂં જે અપમાન કીધું તે માફ કરજો. આથી સરદારોને રાણા ઉપર દયા આવી અને દેવર આગળ ખાનખાનાનના ભાઇની સરદારી નીચેના લશ્કર સાથે લડાઈ લડ્યા. તેમાં રાણાના કાકા સકતાએ મોગલોને હરાવ્યા. આ લડાઇ પછી તુરતજ રાણો અને પાદશાહ વચ્ચે કોલકરાર થઇ સલાહ થઇ, પણ તે સલાહ વધારે વખત સુધી ટકી નહિ. બે વરસ પછી એટલે ઇ. સ. ૧૬૧૦માં રાણપુર આગળ ફેર લડાઈ થઈ તેમાં મોગલો હાર્યા અને મેવાડીઓનો જય થયો. મેવાડીઓએ પાદશાહના લશ્કર ઉપર ઉ-પરા ઉપરી હુમલા કરવા માંડ્યા, જેથી જહાંગીરશાહે ચીતોડમાં એક જુદો રાણો સ્થાપવો એમ ધારી રાણા અમરસિંહનો કાકો સકતો કે જે પાદશા-હતમાં થોડી મુદતથી કરતા ફરતા થઇ પડ્યો હતો તેને ચીતોડ મોકલ્યો, પણ સકતાના મનમાં આ પ્રમાણે કરવાથી સીસોદીયાના એક મોટા રા-જ્યના ટુકડા કરવાથી રાજ્યની આબરૂ ઘટે અને તેથી વડીલોના નામને બટ્ટો લાગે, તેમ ધારી ચીતોડ પોતાના ભત્રીજા રાણા અમરસિંહને સોંપી દીધું તથા પોતે દિલ્હી ગયો. આ વખત પાદશાહે તેને ઠપકો આપ્યો. જેથી તે પાદશાહી દરબાર વચ્ચે પોતાના પેટમાં કટાર મારી મરણ પામ્યો.

ઈ. સ. ૧૬૧૧ માં જહાંગીર પાદશાહે પોતાના બેટા પરવીઝને લ-શ્કર આપી મેવાડ ઉપર મોકલ્યો. આ વખત ખાનોર આગળ રાણો અને પરવીઝ વચ્ચે લડાઈ થઈ, તેમાં મેવાડીઓએ પાદશાહી લશ્કરને હરાવ્યું. તે લશ્કર અને પરવીઝને પાછા વળતાં પહાડી રસ્તાઓને લીધે સપડાઈ જવું પડયું હતું અને તેથી ઘણા મુસલમાનોની ખુવારી થઈ હતી. પાદશાહે ફેર પરવીઝના બેટાની સરદારી નીચે લશ્કર મોકલ્યું. તેને મેવાડીઓએ હરાવી પાછું કહાડયું. રાણો અમરસિંહ મોગલો સાથે ૧૭ લડાઇઓ લડ્યા તથા તે દરેકમાં જીત મેળવી, પણ તેમાં તેમના ઘણા સરદાર કપાઈ મુઆ હતા. હવે જહાંગીરશાહે પોતાના બેટા શાહજહાંની

સરદારી નીચે એક મોટું લશ્કર મેવાડ ઉપર મોકલ્યું. આ વખતની લડાઇમાં રાણો હાર્યા અને મોગલ લશ્કરે જીત પામ્યું. મોગલોએ રાણાના કેટલાએક સરદારો તથા સ્ત્રીઓને પકડી,તેથી રાણાએ શાહજહાંને કહેવરાવ્યું કે હું સલાહ કરવા રાજીછું અને જેમ બીજા રાજપુત રાજા પાદશાહીમાં નોકરછે, તેમ હું મારા કુંવર કરણને મોકલીશ. આથી શાહ રાજી થયો અને રાણાને એક ફરમાન મોકલ્યું; જેમાં લખ્યું હતું કે "અમે તમારૂ રક્ષણ કરીશું."

રાણો અમરસિંહ ઈ. સ. ૧૬૨૧ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર કરણ ગાદીએ બેઠા. આ રાણો બહાદુર હતા પણ પોતાના દેશમાં લડાઈ ટંટા નહી હોવાથી દેશના કોટ કીલ્લા મજબુત કર્યા અને "રાવળા" નામનો મેહેલ બંધાવ્યો. આ રાણાએ એક વખત મેવાડથી સુરત જઈ તે શેહેરને લુંટ્યું હતું.

રાણો કરણ ઈ. સ. ૧૬૨૭ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર જગતસિંહ ગાદીએ બેઠા. શાહજહાં પણ એજ સાલમાં દિલ્હીના તખ્ત ઉપર બેઠો હતો. તેણે એ વખત રાણા જગતસિંહને પાંચ પ્રગણાં અને એક કીંમતી લાલ બક્ષીસ આપી હતી. આ રાણાએ "જગતનિવાસ" એ નામનો એક આરસપહાણના પથ્થરોથી મેહેલ બંધાવ્યો. તેમના વખતમાં તેમના દેશમાં નાથદ્વારા અને કાંકરોલીમાં ગોસાંઇજીની ગાદીઓ અને તેમનાં મંદીરની સ્થાપના થઈ.

રાણા જગતસિંહ ઈ. ૧૬૫૪ માં મરણ પામ્યા તેમના પછી કુંવર રાજસિંહ ગાદીએ બેઠા. શાહજહાંના ચાર બેટાઓ વચ્ચે પાદશાહાતને માટે લડાઇઓ થઇ, જેમાં રાણા રાજસિંહ અને બીજા રાજપુતરાજાઓએ ખરો હકદાર જે દારા, તેનો પક્ષ પકડ્યો હતો; પરંતુ પાદશાહી ઓરંગજેબને મળી તેથી તેનું મન રાજપુતરાજાઓ ઉપરથી ઉઠી ગયું. રાણાએ પણ આ વખતથી એટલે ઈ. સ. ૧૬૫૮ થી પોતે સ્વતંત્રપણે અમલ કરવા માંડ્યો; વળી મારવાડમાં રૂપનગઢના ઠાકોરની કુંવરી સાથે લગ્ન કરવા ઓરંગજેબ પોતાની ફોજ લઈ રૂપનગઢ ગયો. રૂપનગઢની કુંવરીએ રાણા રાજસિંહને લખ્યું કે "મને મુસલમાન વરવા આવ્યોછે અને તેમાંથી છુટવા માટે રાજપુતોમાં શ્રેષ્ટ એવો જે તું સીસોદીયો રાણો, તેની હું મદદ માગુંછું. જો તું મારા રક્ષણ માટે નહી આવે તો હું આપઘાત કરીને મરીશ." આ કાગળ વાંચી રાણો પોતાના લશ્કરમાંથી વીણી

કહાડેલા એવા સ્વારો લઈ રૂપનગઢ ગયા. તેમણે મુસલમાનોને કતલ કર્યા અને પેલી કુંવરીને ઉદયપુર આણી. ઔરંગજેબ આ હારથી શરમાઇને નાશી ગયો પણ રાણા સામે વેર લેવા પોતાના બેટા અજીમ તથા અકબરને મેવાડ સાથે લડવા મુકી ગયો હતો. આ બંને શાહજાદાઓ સાથે રાણાના વડા કુંવર જયસિંહ અને દિવાન દયાળશાહ તથા મારવાડનું રાઠોડ લશ્કર લઢ્યું તથા તેમને હરાવીને નસાડી મુક્યા.

રાણા રાજસિંહ ઇ. સ. ૧૬૮૧માં મરણ પામ્યા, તેમના પછી કુંવર **જયસિંહ** ગાદીએ બેઠા. આ રાણાએ ઔરંગજેબ પાદશાહ સાથે સલાહના કોલકરાર કર્યા. રાણો મોજમઝાહમાં પડ્યા અને રાજકારભાર કુંવર અમ્મર તથા પ્રધાનને સોંપી પોતે રાજધાનીથી દુર જઇને રહ્યા. એક વેળા કુંવર અમ્મરે એક ગાંડા હાથીને છુટો મુક્યો, તથા તેમ કરી શેહેરમાં ઘણા લોકોને નુકશાન કર્યું. આ વિશે પ્રધાને ઠપકો દીધો, ત્યારે કુંવરે તોફાન કરવા માંડ્યું. આ ખબર રાણાને થઈ એટલે તે પાછા રાજધાનીમાં આવ્યા, પણ તેમના આવતા પેહેલાં કુંવર પોતાને મોશાળ બુંદી જતો રહ્યો. અમ્મર બુંદીથી ૧૦ હજાર હાડાને લઇને ઉદયપુર પાછો આવ્યો. રાણાએ વિચાર કર્યો કે કુંવર સામે લડવું તે ઠીક નહિ, તેમ ધારી પોતે ગોદવાડ તરફ ગયા અને એક સરદારને કુંવર પાસે મોકલ્યો. સરદાર સાથે કહેવરાવ્યું હતું કે આ પ્રમાણે કરવું એ યોગ્ય નથી, તો પણ અમ્મરે તે વાતને કબુલ નહી રાખતાં કોમલમેરમાં રાજ્યનો ખજાનો રહેતો હતો, તે ઉપર કબજો કરવા ગયો, પરંતુ ત્યાં જોરાવર સરદારોની ચોકી હોવાથી તેમાં તે ફતેહ પામ્યો નહિ. આ તકરારનો છેડો લાવવા બધા સરદારો સીસોદીયાના કુળદેવ એકલીંગજીના દેવળમાં ભેગા થયા. બધાએ મળી ઠરાવ્યું કે રાણો રાજધાનીમાં રહે અને કુંવર અમ્મર પોતાના પીતાની હયાતી સુધી બહાર રહે. આ ઠરાવથી રાણો હયાતી સુધી રાજધાનીના શેહેર ઉદયપુરમાં રહ્યા.

રાણા જયસિંહ ઈ. સ. ૧૭૦૦માં મરણ પામ્યા, તેમના પછી કુંવર **અમ્મર** ગાદીએ બેઠા. ઔરંગજેબ પાદશાહના બેટાઓ વચ્ચે ટંટો થયો, ત્યારે રાણા અમ્મરે શાહજાદા શાહઆલમ (બહાદુરશાહ) સાથે ખાનગી સલાહ કીધી હતી. આ રાણાએ મેવાડની આમદ્ર વધારી અને ખેતીવાડી તથા વેપાર રોજગારમાં સુધારો કરી દેશને આબાદીપર આણ્યો.

રાણો અમ્મર ઈ. સ. ૧૭૧૬માં મરણ પામ્યા, તેમના પછી કુંવર

**સંગ્રામસિંહ** ગાદીએ બેઠા. આ રાણાના વખતમાં મોગલાઈ રાજ્યની પડતી થવા માંડી તથા તેથી બીજાં નવાં રાજ્યો બંધાયાં. તેમજ જે રાજપુત રાજ્યો હતાં તેમણે પોતાની સત્તા વધારી દીધી. આ વખત મેવાડના રાણા પોતાના દેશને સાચવીને બેશી રહ્યા હતા.

રાણો સંગ્રામસિંહ ઇ. સ. ૧૭૩૪માં મરણ પામ્યા, તેમના પછી કુંવર **જગતસિંહ** ગાદીએ બેઠા. આ રાણાના વખતમાં ઇ. સ. ૧૭૩૫માં બાજીરાવ પેશ્વાની સરદારી નીચે મરેઠાઓ મેવાડ ઉપર ચઢી આવ્યા. રાણાના તાબાના સરદારોમાં અંદર અંદર ફુટ પેઠી હતી, વળી મરેઠા લુંટારાની માફક એકદમ દેશ ઉપર પડી દેશને ઉજ્જડ કરતા હતા, તેથી રાણાએ દર વરસે રૂ૧૬૦૦૦૦(એક લાખ સાઠ હજાર)ની ખંડણી આપવા કબુલ કરી.આ વખત રાણાએ મરેઠાનું ઉપરીપણું પણ કબુલ કરવું પડયું હતું. આ ખંડણીમાં પેશ્વા, સિંધિયા, હોલકર અને પુવાર, એટલા સરદારોના સરખે હીસ્સે ભાગ કર્યા હતા. જેયપુરનો રાજા જયસિંહ ઈ. સ. ૧૭૪૩માં મરણ પામ્યો, તેના પછી તેનો વડો કુંવર ઈશ્વરસિંહ ગાદીએ બેઠો.તે ઉપરથી ત્યાંગાદીના હકની તકરાર ઉઠી, અને જેયપુર,બુંદી તથા મેવાડનાં રાજ્યો લડવામે તૈયાર થયાં. મેવાડના રાણા, ઈશ્વરસિંહના વિરૂદ્ધમાં અને પોતાના ભાણેજ માધુસિંહના તરફમાં હતા. ઈશ્વરસિંહ તરફ સિંધિયા હતો, તેથી રાણાએ હોલકરની મદદ માગી, હોલકર જો ઈશ્વરસિંહને જેયપુરની ગાદીએથી ઉઠાડી મુકે તો રાણો તેને ૮૦લાખ રૂપીઆ આપે. આ વખત હોલકર બહુ જોરાવર હતો અને તેથી ઈશ્વરસિંહને ડર લાગ્યો કે તે મને ગાદીપરથી ઉઠાડી મુકશે, તેથી ઝેર ખાઇને મરણ પામ્યો. હવે રાણાનો ભાણેજ માધુસિંહ જેયપુરની ગાદીએ બેઠો.

રાણા જગતસિંહ ઈ. સ. ૧૭૫૨ માં મરણ પામ્યા. તેમના પછી **પ્રતાપસિંહ** (બીજા) ગાદીએ બેઠા. આ રાણાએ ત્રણ વરસ રાજ કર્યું અને ઇ. સ. ૧૭૫૫ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર **રાજસિંહ** (બીજો) ગાદીએ બેઠા. મેવાડના રાજ્ય ઉપર મરેઠાઓ પોતાનાં લશ્કર લઇને આવતા અને દેશને લુંટતા, પણ આ રાણાથી કંઇ અટકાવ થઇ શક્યો નહી. રાણા રાજસિંહ ઈ. સ. ૧૭૬૨ માં મરણ પામ્યા, તેમના પછી તેમનો કાકો **અરસી**, રાણો થયા. રાજસ્થાનોની અંદર અંદરની લડાઇઓને લીધે રાણાને હોલકરની મદદ માગવી પડી હતી. મરેઠાની ચોથ હોલકર ઉઘરાવતો હતો, તેથી તેને રૂ૬૦૦૦૦૦૦ (સાઠ લાખ) આપવા પડ્યા. ઈ.

સ. ૧૭૭૦ માં મેવાડ ઉપર સિંધિયા ચઢી આવ્યો અને રાજધાનીના શેહેર ઉદયપુરને ઘેરો ઘાલ્યો. આ ઘેરો ઉઠાવવાને રાણાએ તેને પૈસા આપવા જોઇએ, તે નહી હોવાથી દેશનો કેટલોએક ભાગ ગીરો મુકી સિંધિયાને પૈસા આપ્યા એટલે તે ઘેરો ઉઠાવી ચાલ્યો ગયો.

ઈ સ. ૧૭૭૨ માં રાણા અરસીં મરણ પામ્યા. તેમના પછી કુંવર હમીર ગાદીએ બેઠા. હમીર પણ ઈ. સ. ૧૭૭૮ માં મરણ પામ્યા એટલે તેમના ભાઇ ભીમસિંહ, રાણા થયા, ઇ. સ. ૧૮૦૨ માં ઇંદોર આગળ સિંધિયા અને હોલકર વચ્ચે લડાઇ થઈ, તેમાં સિંધિયાની જીત થવાથી તેણે મેવાડના રાજ્યને પોતાનું ખંડિયુ રાજ્ય ગણ્યું. ભીમસિંહને કૃષ્ણકુમારી નામની અતિ રૂપવંતી કુંવરી હતી, જેનાં માગાં જેયપુર અને મારવાડના રાજાઓએ કીધાં. એ બંને રાજાઓ વચ્ચે એ કુંવરીને માટે લડાઇ સળગી અને તેથી મારવાડી તથા જેયપુરી રાજપુતોનો ઘાણ નીકળી ગયો. લડાઈ હોલવવા રાણા ભીમસિંહે પોતાની કુંવરીને ઝેર દઇને મારી નાખી. આ બનાવ ઈ. સ. ૧૮૦૪ માં બન્યો. ઇ. સ. ૧૮૧૧ માં બાપુસિંધિયો "સુબેદાર" એવો હોદો ધારણ કરી મેવાડ ઉપર ચઢી આવ્યો તેણે દેશને લુંટી ઉજ્જડ કર્યો અને સરદાર ચ્ટાવૃતોને પકડી અજમેર લઈ ગયો, તથા ત્યાંના કીલ્લામાં કેદ કર્યા. મરેઠાઓના દરેક વખતના હુમલાથી થતી ખરાબી તથા પઠાણ અને મેવાડના ઠાકોરો કે જે એ દેશના ઘણા ભાગ ઉપર સત્તા ચલાવતા હતા તેને લીધે રાણો છેક કંટાળી ગયા. જેથી તેમણે સને ૧૮૧૮ માં ઈંગ્રેજોની ઉપરી સત્તાનું રક્ષણ કબુલ કરી તેમની સાથે કોલ કરાર કર્યા. આ કરાર રાણા તરફથી તેમના કુટુંબી ઠાકોર અજીતસિંહ અને ઈંગ્રેજો તરફથી મી. ચારલસ થીઓ ફાઇલ્સ મેટકીફે વચ્ચે તા. ૧૬ મી જાન્યુઆરી સને ૧૮૧૮ ના રોજ દિલ્હી મુકામે થયા. જે કરાર થયા તેની મતલબ મુખ્ય કરીને નીચે મુજબ હતી.

૧ ઈંગ્રેજ સરકાર અને મેવાડના રાણાએ પેઢી દર પેઢી સુધી દોસ્તી રાખવી તથા એક બીજાના વાજબી લાભને મદદ કરવી. એકનો દુશ્મન તે બીજાનો પણ દુશ્મન એમ સમજવું.

૨ ઈંગ્રેજ સરકારે મેવાડના રાજ્યનું રક્ષણ કરવું.

૩ મેવાડના રાણાઓએ ઈંગ્રેજોનું ઉપરીપણું માન્ય કરી તેમની સાથે મળીને ચાલવું તથા બીજાં રાજ્ય કે સરદારો સાથે આડો સંબંધ રાખવો નહી.

૪ રાણાએ બીજા કોઈ રાજ્ય ઉપર હુમલો કરવો નહી. જો કદાપી કોઇની સાથે તકરાર ઉઠે તો તે કામમાં ઇંગ્રેજ સરકારને વચ્ચે નાખી, તે સરકાર ઠરાવ કરે તે કબુલ રાખવો.

૫ મેવાડના રાણાએ ઇંગ્રેજ સરકારની મંજુરી વગર કોઇપણ રાજ્ય સાથે કોલકરાર કરવા નહી, પણ સગા કે સ્નેહીઓ સાથે સ્નેહરૂપી કાગળપત્રો લખવાને મના નથી.

૬ મેવાડના રાજ્યની વસુલાતમાંથી ઇંગ્રેજ સરકારને પાંચ વરસ સુધી દર વરસે ચોથાઈ આપવી અને ત્યારે પછી હમેશ છ આની પ્રમાણે આપ્યા જવું. કોઈપણ રાજ્યવાળા ખંડણી બાબત દાવો કરે તો તેનો જવાબ ઇંગ્રેજ સરકારે દેવો.

૭ મેવાડના રાજ્યનો જે ભાગ અઘટીત રીતે બીજાઓના તાબામાં ગયો હશે, તે પાછો અપાવવા રાણાની દરખાસ્ત છે, પણ તે વિશે ઇંગ્રેજ સરકાર ખરી હકીકતથી વાકેફ નથી તેથી કબુલ કરવામાં આવતું નથી, પરંતુ મેવાડના રાજ્યની આબાદી વધારવા તરફ સરકાર હમેશાં કાળજી રાખશે. દરેક બાબુતની ખરી હકીકત જાણ્યા પછી રાણાની ઉમેદ પુરી પાડવામાં જે જે બાબતો યોગ્ય લાગશે તેને માટે ઇંગ્રેજ સરકાર મદદ આપશે. ઇંગ્રેજની મદદથી જે જે જગાઓ રાણાને પાછી મળે, તે જગાની વસુલાતમાંથી પણ છ આની ઇંગ્રેજ સરકાર લેશે.

૮ ઇંગ્રેજ સરકારને જરૂર પડે ત્યારે રાણાએ પોતાની સત્તા પ્રમાણે લશ્કર પુરૂં પાડવું.

૯ રાણાજી હમેશાં પોતાના રાજ્યની સ્વતંત્રતા ભોગવશે તથા તેમના રાજ્યમાં ઇંગ્રેજી કાયદા દાખલ કરવામાં આવશે નહી.

ઉપર પ્રમાણે સરતો થઇ અને તેથી સિંધિયા તથા બીજા લુંટારા લોક મેવાડ ઉપર ચઢી આવતા, તે અટક્યા. રાજ્યની આબાદીને જે ભારે નુકશાન લાગ્યું હતું, તેને માટે ઇંગ્રેજ સરકારને વહિવટ પોતાના હાથમાં લઈ પોતાના તરફથી મેવાડમાં એક એજંટ નીમવાની જરૂર પડી. એજંટની જગાપર કરનલ ટાડની નીમનોક થઈ, તેણે જે જે જમીન સંબંધી સુધારા કર્યા, તે એવા સરસ હતા કે જેથી કરીને ત્રણ વરસમાં રાજ્યની ઉપજ બમણી થઈ. એ વખત પછી બ્રિટિશ સરકારે રાજ્યની લગામ ઉદયપુરના એક દેશી સરદારના હાથમાં આપી. તેના બે વરસના રાજ્ય કારભારમાં દેવું વધી ગયું અને ઇંગ્રેજ સરકારને જે ખંડણી ભરવાની તે પણ ભરી

શકાઈ નહીં. તેથી ફરીથી બ્રિટિશ એજંટ નીમવાની જરૂર પડી. આ અમલદારે રાજ્યકારભારની જેવી ઘટે તેવી ગોઠવણ કરી, તેથી દેશ અને રાજ્યની આબાદી વધવા માંડી. ઈ. સ. ૧૮૨૬ માં ફેર પાછો રાજકારભાર દેશી સરદારોના હાથમાં સોંપ્યો. થોડાજ મહીનામાં અંધેર ચાલવા માંડ્યું. પ્રથમ જે જુલમ અને અનિતીનાં ખરચ હતાં, તે દાખલ થયાં, તથા તેથી પ્રથમ ઈ. સ. ૧૮૧૮ માં જે ઉપજ હતી તેટલીજ માત્ર થવા લાગી; એટલુંજ નહી પણ દેશમાં ઠામ ઠામ લુંટફાટ અને કાપાકાપી ચાલવા માંડી, આથી દેશમાં થઈને કોઈ મુસાફર કે વેપારીને જવું અથવા આવવું એ ઘણું જોખમ ભરેલું થઈ પડ્યું અને તેથી દેશનો વેપાર છેક પડી ભાગ્યો.

રાણા ભીમસિંહ ઈ. સ. ૧૮૨૮ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર જુવાનસિંહ ગાદીએ બેઠા. આ રાણાના વખતમાં પણ પાછલા રાણાના વખત જેવુંજ અંધેર ચાલવા માંડ્યું, એટલુંજ નહીં પણ રાણો પોતે વ્યભિચારી અને ઉડાઉ નીકળ્યા; જેથી પૈસાની વધારે તાણ પડવા માંડી. ઉપજ ઘટી અને કરજ વધ્યું. ઇંગ્રેજ સરકારને ભરવાની ખંડણી બીલકુલ ભરી શક્યા નહી. સરકારે રાણાને ખબર આપી કે ખંડણી બરાબર નહી ભરો તો રાજ્યનો અમુક ભાગ કબજે કરી તેમાંથી તે રકમ પુરી કરી લેવામાં આવશે; પરંતુ તેજ વરસમાં એટલે ઈ. સ. ૧૮૩૮ માં રાણા જુવાનસિંહ મરણ પામ્યા. તેમના પછી તેમના દત્તક લીધેલા કુંવર સરદારસિંહ ગાદીએ બેઠા. આ રાણો સ્વભાવે મગરૂર અને જુલમી હતા તેથી તેમને મેવાડના સરદાર પટાવતો સાથે અણબનાવ ચાલતો હતો. તે ફક્ત ૪ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૮૪૨ માં મરણ પામ્યા. તેમના પછી તેમના નાના ભાઈ સરૂપસિંહ ગાદીએ બેઠા. તેમના વખતમાં સને ૧૮૪૬ ના જુન માસમાં ઇંગ્રેજ સરકારે દર વરસે ભરવાની ખંડણીમાંથી રૂ.૨) લાખ કમી કર્યા. પાછલા રાણાના વખતથી રાજ્યના સરદાર પટાવતો ખીજવાએલા હતા, તે લોકે બળવા કરવાથી લડાઇઓમાં કેટલાંએક વરસ નીકળી ગયાં. ઈ. સ. ૧૮૬૧ માં એ તકરારોનો ઇંગ્રેજ સરકારે નીવેડો કરાવી સલાહ કરાવી આપી.

રાણા સરૂપસિંહ ઈ. સ. ૧૮૬૧ માં મરણ પામ્યા. તેમને કુંવર નહોતો તેથી તેમના ભત્રીજા સંભુસિંહ ગાદીએ આવ્યા. તેમના ગાદીએ આવતી વખત તે બાળક હોવાથી રાજકારભાર પોલીટીકાલ એજંટની

દેખરેખ નીચે સરદારોની રીજનસી કૌંસિલ નીમી, તેની મારફત ચલાવવામાં આવ્યો. આ કૌંસિલના સરદારો અયોગ્ય રીતે વર્તવા લાગ્યા, તેમણે ખુન જેવા ઘાતકી ગુન્હાના અપરાધીઓને છોડી દેવા માંડ્યા, એટલુંજ નહીં પણ પોલિટીકાલ એજંટના વિચારની સામે થવા લાગ્યા. આથી ગમેતો કૌંસિલના મેમ્બરોને બદલવા અથવા તો કોઈ એક સારા લાયક સરદારને કારભાર સોંપી તેની મારફત રાજ્ય ચલાવવું એમ વિચાર થયો. આ કામનો નીવેડો એવી રીતે આવ્યો કે સરદારોમાંના એકને પ્રમુખ નીમ્યો અને બીજા બે સરદારોને મેમ્બર નીમી તે ઉપર બ્રિટિશ એજન્ટની સત્તા રાખી વહીવટ ચલાવવા શરૂ કર્યો.

આ કારભારથી રાજ્યને સારો ફાયદો થયો. સેંકડો વરસથી રાજ્યની ત્રીજોરીનું તળીયું ખોવાઈ ગયું હતું, પણ જ્યારે તા. ૧૭ મા નવેમ્બર સને ૧૮૬૫ ના રોજ સંભુસિંહને રાજ્ય સોંપવામાં આવ્યું, ત્યારે રૂ૩૦) લાખ રોકડા સોંપવામાં આવ્યા હતા. આ રાણાએ એવા સારા ડહાપણથી રાજ્ય ચલાવ્યું કે જેથી પ્રજા અને ઇંગ્રેજ સરકાર બંને તરફથી તેમણે સારો પ્યાર મેળવ્યો, ઈ. સ. ૧૮૭૪ માં તેમનું મરણ થયું. તેમને પણ કુંવર નહોતો તેથી કુટુંબમાંના **સજ્જનસિંહ** ને ગાદીએ બેસાડ્યા. આ રાણા ગાદીએ આવ્યા તે વખત તેમની કાચી ઉંમર હોવાથી રાજ્યનો વહિવટ બ્રિટિશ એજન્ટ અને સરદારોની મંડળી (રીજનસી કૌંસીલ) થી ચલાવ્યો. તેમના ગાદીએ બેઠા પછી તેમનો કાકો કે જે વાલાડનો ઠાકોર હતો. તેણે તકરાર ઉઠાવી કે ખરો હકદાર હું છું, એમ કહી બળવો કર્યો. તેમાં તે ગુન્હેગાર જણાયાથી તેને કેદ કરી કાશીમાં રાખવામાં આવ્યો. આ રાણા ગાદીએ બેઠા ત્યાર પછી ત્રણ વરસમાં એટલે સને ૧૮૭૭ ની સાલમાં રાજ્યનો કુલ વહીવટ તેમને સોંપી દીધો.

મહારાણી વિક્ટોરીયાએ હિંદને માટે "કૈસરેહિંદ," એ પદ ધારણ કર્યું; તે બાબત તા. ૧ જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદના ગવરનર જનરલ અને વાઈસરાય લૉર્ડ લીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો. તે દરબારમાં મહારાણાશ્રી સજ્જનસિંહજી દિલ્હી પધાર્યા હતા. તે દરબાર વખત તેમની તોપના માનમાં વધારો કરી ૧૯ ને બદલે ૨૧ તોપનું માન આપવા ઠરાવ્યું. તેમના રાજ્યમાં એક પાદશાહી વાવટો પહોંચાડવામાં આવ્યો. મહારાણી વિક્ટોરીયાના વડા શાહજાદા પ્રિન્સ ઑફ વેલ્સ હિંદમાં આવ્યા ત્યારે તેમની મુલાકાત માટે રાણાજી મુંબાઈ પધાર્યા હતા.

સને ૧૮૭૬ માં હિંદનો ગવરનર જનરલ અને વાઇસરાય લૉર્ડ નોર્થબ્રુક ઉદયપુર આવ્યો, તે વખત રાણાજીએ તેનું સારૂં સન્માન કીધું હતું. શ્રી નાથદ્વારાના ગોસાંઇજી શ્રી ગીરધરજી રાણાના સામે થવાથી તેમને પદભ્રષ્ટ કરી દેશપાર કર્યા અને તેમની ગાદીએ ગોવરધનજીને બેસાડયા. મેવાડ દેશમાં સેટલમેંટ અને ઇરીગેશન ખાતાં નવાં સ્થાપ્યાં. મેવાડના જાટ જાતના ખેડુતો તથા ભીલ લોકોએ જુદી જુદી વખત તોફાન ઉઠાવ્યાં હતાં, તે સમાવી દીધાં. ચીતોડથી નાથદ્વારા થઇ ને રાજધાનીના શેહેર ઉદયપુર સુધી ૮૪ મૈલની રેલવે લાઇન બાંધવા માટે ૨૨૦) લાખ ખરચ કરવાની મંજુરી આપી. ઘણું કરીને આવતા વરસમાં એ રેલવે તૈયાર થશે.

માહારાણા શ્રી સજ્જનસિંહજી પોતાની ૨૬ વરસની ભરે જુવાનીમાં એટલે તા. ૨૩ મી ડીસેમ્બર સને ૧૮૮૪ ના રોજ મધ્ય રાત્રીએ તાવના આજારથી કૈલાસ વાસી થયા. તા. ૨૪ મીની સવારમાં તેમને વેદ અને ધર્મશાસ્ત્ર પ્રમાણે કીયાઓ કરી અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો. ત્યારે પછી તેજ દિવસે મુખ્ય મુખ્ય સરદાર પટાવતો વિગ્રેએ મેહેલમાં ભેગા થઇ મરહુમ સજ્જનસિંહની નજીકના કુટુંબી શીવરતી વાળા કુંવર ફતેહસિંહજી ને દત્તક લેવા ઠરાવ કર્યો. એ ઠરાવને બ્રિટિશ સરકારે મંજુર કર્યો અને તેમના નામની દુવાઇ ફરી. નવા રાણાજી ગાદીએ બેઠા, તેમની ઊમર ૩૧ વરસની છે. તેમને ૧ કુંવર અને ૧ કુંવરી છે. કુંવરની ઊંમર એક વરસની છે. રાણાજી બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૨૧ તોપનું માન આપવામાં આવે છે.

---

# જેયપુર.

આ રાજ્ય, એ "જેયપુર," "અંબર" કે "ધુંડાર"નું રાજ્ય, એ પ્રમાણે જુદા જુદા નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી કછવા જાતના રાજપુત અને તે "મહારાજા"ની પદવિથી ઓળખાય છે. સીમા, આ રાજ્યની ઉત્તરે અલવરવું રાજ્ય તથા દિલ્હી પ્રાંતનો થોડો ભાગ; ઇશાન કોણ તરફ ભરતપુરનું રાજ્ય, અગ્નિ કોણ તરફ કિરોલીનું રાજ્ય; દક્ષિણે સિંધિયાનો મુલક, કોટા, બુંદી તથા ટોંકનાં રાજ્ય અને પશ્ચિમે કિશનગઢ તથા મારવાડનાં રાજ્ય છે. જેયપુરના રાજ્યના તાબાનો શેખા-

વતીનો ભાગ એ વાયવ્ય કોણ તરફ છે. શેખાવતીની ઉત્તરે પંજાબ પ્રાંતનો લોહાર જીલ્લો, પશ્ચિમે વિકાનેરનું રાજ્ય અને નેરૂત્ય કોણ તરફ મારવાડ છે. શેખાવતીનો ભાગ બ્રિટિશ વહિવટ નીચે છે.

જેયપુરના રાજ્યનો **વિસ્તાર**—૧૫૦૦૦ ચોરસ મૈલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૨૦૦૦૦૦૦ (વીશ લાખ) માણસની છે. **વાર્શિક પેદાશ**—૬૦૦૦૦૦૦ (સાઠ લાખ)ને આશરે થાય છે. આ રાજ્ય ઇંગ્રેજ સરકારને ખંડણી ભરે છે. **દેશનું સ્વરૂપ**—દેશ ડુંગરી એટલે પથ્થરીઆ પણ રસાળ છે. દેશ નથી ખુલ્લો કે નથી ઝાડીથી ઢંકાયલો, પણ સાધારણ ઝાડો વાળો છે. પશ્ચિમ તરફનો ભાગ જરા વધારે પથ્થરવાળો એટલે ખરબચડો છે. **નદીઓ**—૧ બનાસ, એ નદી મેવાડ તરફથી આ દેશમાં આવી વચ્ચે ટોંકના મુલકમાં થઈ આ રાજ્યના અગ્નિ કોણ તરફના ભાગમાં જઈ થોડા ભાગમાં આ રાજ્ય અને કિરોલીના રાજ્યની સરહદ કરી ચંબલ નદીને મળે છે. ૨ ચંબલ—એ નદી માળવા તરફથી આવી ઘણું ખરૂં બુંદી અને કોટાની સરહદ કરી આ રાજ્યની અગ્નિ કોણ તરફ આ રાજ્ય અને ગ્વાલિયરના રાજ્યની સરહદ કરી અગાડી એક બાજુ કિરોલી તથા ધોળપુરનાં રાજ્ય અને સામી બાજુ ગ્વાલિયરના મુલકની સરહદ કરી અગાડી ઇશાન કોણ તરફ ગ્વાલિયરના રાજ્યની હદ છોડ્યા પછી વીસ મૈલને અંતરે જુમનાં નદીને મળે છે. ૩ બાણગંગા—એ નદી આ રાજ્યની વાયવ્ય કોણ તરફથી આવી અંબરથી થોડા મૈલને છેટે થઈ પૂર્વ તરફ આ રાજની હદ છોડી ભરતપુરના મુલકમાં થઈ અગાડી ધોળપુરનું રાજ્ય અને આગ્રા જીલ્લાની સરહદ કરી કેટલાએક મૈલ અગાડી ગયા પછી જુમનાને મળે છે. શિવાય ઉત્તર અને વાયવ્ય તથા નૈરૂત્ય કોણ તરફથી કેટલીક નાની નદીઓ આવી બનાસના ભેગી થાય છે. **સરોવર**—રાજપુતાણામાં સંભર નામનું જે પ્રખ્યાત ખારૂ સરોવર છે, તે આ રાજ્યના પશ્ચિમ ભાગ તરફ છે, જેમાં મીઠું પાકે છે. **હવા**—દેશની હવા સાધારણ અને વરસાદ ઇશાન કોણ તરફથી વરસે છે. **જમીન તથા નિપજ**—ઘણું ખરૂં આખા દેશની જમીન પથ્થરીઆ છે તોપણ કેટલેક ઠેકાણે સાફ માટીવાળી જમીન પણ હોય છે. જમીન રસાળ છે. નિપજમાં કપાસ, સેરડી, તમાકુ, અફીણ, ઘઉં, ચણા, જુવાર, ડાંગર અને તમામ જાતનાં કઠોળ તથા ગળી વિગેરે થાય છે. **ખનીજ પદાર્થ**—આ મુલકમાં મુલ્યવાન ખાણો છે, જેમાંથી કોઇ કોઇ ઠેકાણે

અને કોઈ કોઈ વખતે સોનુ, રૂપુ, રતનો અને તાંબુ જડી આવે છે. જનાવર—જંગલી જનાવરો કોઈ કોઇ ઠેકાણે નદી, નાળાં કે ડુંગરના ભાગમાં જોવામાં આવે છે. તેમાં વાઘ, ચીત્તા, અને સાબર તથા હરણ વિગેરે હોય છે. આ દેશના બળદ, ગાયો અને ભેંશો વિગરે સારી થાય છે. લોક તથા ભાષા—વસ્તી મુખ્ય કરીને રાજપુત, જાટ અને મુસલમાન વિગરે લોકની છે, તોપણ મોટાં શેહેરોમાં વાણીઆ, બ્રાહ્મણ તથા બીજા કારીગરો વસે છે. દેશની ભાષા મુખ્ય કરીને હિંદુસ્થાની એટલે ઉર્દુ છે. રેલવે—અમદાવાદથી દિલ્હી કે આગ્રા તરફ જવાની જે રેલવે લાઇન છે, તેનો ઘણોખરો ભાગ જેયપુરના મુલકમાં છે; એટલે કિશનગઢના રાજ્યની હદ છોડ્યા પછી અલવરના રાજ્યની હદ સુધીનો બધો ભાગ જેયપુરના મુલકમાં છે. જેયપુર શેહેર, એ પણ એક રેલવે સ્ટેશન છે. મુખ્ય શેહેરો—જેયપુર એ આ દેશની રાજધાનીનું શેહેર છે. તેની પછાડી કીલ્લો છે. એ શેહેર ઈ. સ. ૧૭૨૦ ની લગભગમાં મહારાજા જયસિંહે (બીજા) વસાવ્યું. તેનો નુકશો દિવાન વિદ્યાધર કે જે એક બંગાળી બ્રાહ્મણ હતો તેણે બનાવ્યો હતો. હિંદુસ્થાનમાં સારામાં સારા દેખાવ વાળાં જે શેહેરો છે, તેમાંનું જેયપુર એ પણ એક છે. શેહેરનું મોટું બજાર ૨ મેલ લાંબુ અને તેની પોહોળાઈ ૧૨૦ ફુટની છે. આ બજારની બીજી શાખાઓ છે, જેની પોહોળાઈ પણ ૧૨૦ ફુટનીજછે. શેહેરનો દેખાવ ત્રીકોણાકારછે. મધ્ય ભાગમાં મહારાજાના મેહેલ, બાગ અને રાજકુટુંબીઓને રેહેવાનાં મકાનો છે. બાગ ઘણો મોટો અને સુંદર દેખાવનો છે. રાજવાડામાં "દીવાની ખાસ" અથવા "રાજકચેરી" છે. એ મકાન સંગેમરમરીના પથ્થરથી બાંધેલું છે. મહારાજા જયસિંહે જે તારા તથા ગ્રહોનું અવલોકન કરવાની જગા બાંધીછે તે સારી સ્થીતીમાં છે. મહારાજા રામસિંહજીએ શેહેરમાં સુધારો કર્યો તે વખત બાગમાં ઘણી જમીન દાખલ કરવામાં આવી હતી. એ બાગ "રામનિવાસ"ના નામથી ઓળખાય છે. બાગમાં ૭૦ એકર જમીન રોકી છે. એ બાગનો નુકશો ડાક્ટર ડી ફેબ્કે બનાવ્યો હતો અને તે પ્રમાણે બનેલો છે. એ બાગ બાંધતાં ૪ લાખ રૂપીઆ ખરચ થયા હતા. બાગની શોભા હિંદના બીજા બધા બાગો કરતાં વધારે છે. જેયપુરમાં મુસાફરી બંગલો સારો ભભકાબંધ બાંધણીનો છે. યુરોપીયનોને માટે વિશી પણછે. આ શેહેર રેલવેનું સ્ટેશન છે. પોલીટીકાલ એજંટ (રેશીડેન્ટ) ની છાવણી સરકારી

તારઓફીસ, પોસ્ટઓફીસ અને શેહેરમાં સારા સારા માતબર લોકનાં મકાન છે. રેલવેસ્ટેશન ઉપર પણ તાર ઓફીસ છે. **આંબર**, એ આ રાજ્યની જુની રાજધાનીનું શેહેર છે. તે જેપપુરથી ઈશાનકોણ તરફ ૭ મૈલને છેટેછે; જેને ઢોલારાએ ઈ.સ. ૯૫૭માં વસાવ્યું હતું. એ શેહેર નાના નાના ડુંગરોની વચેછે. સરોવરને કીનારે આંબરનો જુનો રાજમેહેલ ભભકાબંધ બાંધણીનોછે. તે એક આશ્ચર્ય ચીત્ર જેવો દેખાવમાં છે. ડુંગરની બાજુએ રાજગઢની જરા ઉપર જઈએ એટલે જનાનો આવેછે અને તેનાથી જરા ઉપર જઈએ એટલે ભયંકર કીલ્લો નજરે પડેછે. જેના બુરજ ઘણા મજબુત અને દેખાવમાં ઘણા સુંદરછે. કોઈ મુસાફરને આંબર જોવા જેવું હોય તેણે રેસીડેન્ટની પરવાનગી મેળવવી પડેછે અને જો તે નહી હોયતો દરબારના સેક્રેટરીની પરવાનગી લેવી પડેછે. સિવાય **સંબર, રામપુરી, માનપુર, માધવરાજપુર, મનોહરપુર, તોરી, રણસ્થંભોર, અને શાહપુરા;** વિગેરે પ્રસિદ્ધ શેહેરો છે. **દતકની સનંદ** આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણે આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઈંગ્રેજ સરકાર તરફથી મળીછે. તેમજ કૈસરેહિંદ તરફથી **પાદશાહી વાવટો** પણ મળ્યોછે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્ધતી ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. રાજ્યનાં લશ્કરમાં ૧૪૫૯૬ પેદલ, ૩૩૫૦ સ્વાર, ૭૮ તોપ અને ૭૬૮ ગોલંદાજ રાખવાની સત્તા છે.

**ઈતિહાસ**—જેપપુરના મહારાજાનું કુળ ઘણું જુનું અને પ્રસિદ્ધછે, તથા તે સુર્યવંશી કછવા રાજપુતછે. હિંદુગ્રંથકારોએ હિંદમાં જુનામાં જુનું રાજ્ય **અયોધ્યાનું** બતાવેલુંછે. આપણે આ પુસ્તકમાં અગાડી મેવાડના ઇતિહાસમાં વાંચી ગયાછીએ કે **રામ** અયોધ્યાના રાજા હતા. તેમની રાણી સીતાને લંકાનો રાજા રાવણ હરી ગયો હતો. રામે રાવણને માર્યો અને લંકાની જીત કરી સીતાને લઈ પાછા અયોધ્યે આવ્યા હતા. તેમના વડાકુંવર લવની વંશમાં મેવાડના રાણાજીછે અને બીજા કુંવર **કુશ** ના વંશમાં જેપપુરના મહારાજાછે. કુશનો કુંવર **કુર્મ** અથવા **કછવા** નામનો થયો, જેના નામ ઉપરથી તેના વંશની જાતી કછવા જાતથી ઓળખાવા લાગી. કુર્મ અથવા કછવા પછી એ કુલમાં કેટલીએક પેડીએ ***નૈષધદેશ**-

---

*"નૈષધદેશ" એ દેશનું જુનું નામછે. માળવાનો દક્ષિણ ભાગ, ખાનદેશનો પૂર્વ ભાગ તથા વરાડપ્રાંત અને નાગપુરનો વાયવ્યકોણ તરફનો

ના રાજા નળ ઈ. સનના ત્રીજા સૈકામાં થઈ ગયા. જેમણે નરવરે નામનું શેહેર વસાવી તેમાં રાજધાની સ્થાપી હતી. એ ગાદીએ રાજા નળથી ૩૪ મી પેડીએ ઢોલારાય થયા, જે એ વંશમાં નરવરના છેલા રાજા હતા.

નરવર ઉપર ઇ. સ૰ ના દશમા સૈકાની અધવચમાં યવનો ચઢી આવ્યા, તથા તેમણે કીલાને ઘેરો ઘાલ્યો. ઘેરો ઘણા દીવસ સુધી રહ્યો તેથી દેશ ઉજ્જડ થયો અને યવનો સામે નાની નાની, પણ ઘણી વખત લડાઇઓમાં ઉતરવું પડ્યું તેથી ઘણા રાજપુત સરદારો કામ આવી ગયા. છેવટ જે બાકી રહ્યા હતા તેમણે કેશરીયા બની યવનો ઉપર તુટી પડવું અને કછવાની કીર્તિને અમ્મર કરવી એમ નકી કર્યું. આ ધારણા પાર પાડના પેહેલાં તેમણે રાણીઓ, કુંવરીઓ અને ધનમાલ વિગેરે યવનોને હાથ જાય નહી તેમ ધારી કીલાની અંદરની બાજુએ ચીતા ખડકી તેમાં સર્વને હોમી દીધાં. અગ્નિના ભડકા થઈ તે બળી રહેવા આવ્યાં, એટલે રાજપુતો સ્નાન કરી કેશરીયા વાગા પેહેરી કીલાના દરવાજા ખુલા મુકી હાથમાં તલવારો પકડી યવનો ઉપર તુટી પડ્યા. લડાઈ મહા ભયંકર સળગી. નગારાં, સરણાઈઓ અને રણસિંગાંના નાદ થવા લાગ્યા; એક બીજાનાં લશ્કર સેળભેળ થઈ ગયાં; મારો!! મારો!!! એમ પોકાર થવા લાગ્યા અને તે એટલા બધા જુસ્સાથી લડવા લાગ્યા કે, જાણે આંખો મીચી દોસ્ત કે દુશ્મનને જોયા વગર લડતા હોય તેમ તલવાર ચાલી. ચાલતી લડાઈમાં ભાટ ચારણ વિગેરે કવિયો રાજપુતોનાં પરાક્રમ ગાતા તથા સૂર ચઢાવતા હતા. ઢોલારાય પોતે પણ હાથમાં તલવાર લઇને મોખરે ઘુમતા હતા. તમામ રાજપુતો મરાયા અને ઢોલારાય પોતાને વાગેલા જખ્મોથી તથા પોતાનાજ લોહીથી લદબદી ગએલા યવનો પકડશે, એ દેહશતને લીધે નાઠા. રાજપુતો તમામ અને યવનોનો પણ ઘણો ભાગ કપાઈ ગયો, જેથી લોહીની નીકો ચાલી અને રણક્ષેત્ર જે લોહીનું તરસ્યું હતું તે તૃપ્ત થયું. યવનો ઉજ્જડ થઈ પડેલા નરવર શેહેરમાં દાખલ થયા અને શેહેરને લુંટ્યું તથા જે જે હિંદુ હાથ આવ્યા. તેમને પકડી ગુલામ કરી પોતાને દેશ લઈ ગયા. આ લડાઇને લીધે દેશ

---

ભાગ, એટલો મુલકનું નામ પ્રાચિન વખતમાં "નૈષધદેશ," એવું હશે એમ અનુમાન થઈ શકેછે. નરવર નામનું પ્રાચિન નગર હાલ માળવામાં ઉજ્જણ શેહેરની પાસે થોડા મેલને છેટેછે. નળરાજા, એ પ્રખ્યાત દમયંતી રાણીના પતિ થાય.

ઉજ્જડ થઈ જવાથી વસ્તી વગર રાજ્ય કોના ઉપર કરવું ? એમ ધારી ઢોલારાયે નેષુધ દેશ છોડયો અને હાલ જ્યાં આગળ અંબર શેહેરછે ત્યાં આવ્યા. ઢોલારાયને માટે કેટલાએક લોક ગામડીઆ ભાષામાં દુહા ગાય છે, જેની પેહેલી ટુંક મને યાદ આવવાથી આ નીચે બતાવી છે.

"નરવરકોટ જુહાર, ઢોલારાજા નરવરકોટ જુહાર."

ઢોલારાય અંબરની પાસે આવ્યા અને ઈ. સ. ૯૫૭ માં અંબરનો કીલ્લો બાંધી "ધુંડાર દેશના રાજા" એવી પદવી ધારણ કરી રાજ્ય કરવા માંડયું. તેમણે ઘણો મુલક મેળવ્યો. અંબર શેહેર જેયપુરથી ઇશાન કોણ તરફ ૭ મૈલને છેટેછે. તેમણે જે દેશ જીત્યો, તે દિલ્હીના રાજપુત રાજાના તાબાના ખંડીઆ સરદારોનો હતો, જેઓ રાજપુત અને મીણા જાતના હતા. એ લોકોએ તેમના ઉપર ઉપરા ઉપરી હુમલા કરવા માંડયા. ઢોલારાય અજમેરના તે વખતના ચહુઆણ રાજાની કુંવરી સાથે પરણ્યા હતા. જો કે તે આ દેશમાં નવા આવેલા હતા પણ અજમેર સાથે સંબંધ બંધાયાથી અજમેરના રાજાની મદદ વડે પેલા રાજપુત અને મીણા સરદારોને નર્મ પાડ્યા, એટલુંજ નહીં પણ પોતાના અંબરના રાજ્યને મજબુત કીધું. ઢોલારાયની આખી જીંદગી લડાઇઓ લડવામાં ગઈ અને તેમનું મરણ પણ એક લડાઇમાંજ થયું હતું. તેમના મરણ વખત તેમની અજમેરવાળી રાણી સગર્ભા હતી, તેણીએ થોડા દિવસ પછી એક કુંવરને જન્મ આપ્યો. જેનું નામ કંકલ એવું પાડવામાં આવ્યું.

કંકલ અંબરના રાજા થયા.તેમના બાળપણમાં રાજ્યકારભાર તેમની માએ ચલાવ્યો હતો. કંકલના મરણ પછી કુંવર મેદલરાવ રાજા થયા. મેદલરાવ એ શૂરવિર રાજા હતા. તે ઘણી લડાઇઓ લડ્યા અને તેમનું મરણ પણ લડાઇમાંજ થયું હતું. તેમના પછી હુણદેવ અને હુણદેવ પછી કુંતલ ગાદીપતિ થયા. મીણા લોકો કે જે ઢોલારાયના વખતમાં બહારવટાં કરતા હતા, તેમને ઘણે દરજ્જે નર્મ પાડ્યા હતા, તોપણ તે બરાબર જંપ્યા નહોતા; તેમને રાજા કુંતલે વશ કરી એટલા બધા નમાવી દીધા કે ફરીથી તે બહાર પડી આવ્યા નથી. કુંતલના મરણ પછી પંજુન ગાદીએ બેઠા. પંજુન એ દિલ્હીના છેલ્લા રાજપુત રાજા પૃથુરાજ ચહુઆણની બેન સાથે પરણ્યા હતા. તેમણે પૃથુરાજ અને શાહબુદ્દીન ઘોરી વચ્ચેની લડાઇઓમાં પૃથુરાજનો પક્ષ પકડ્યો હતો તથા તેમણે ઘોરીને ઘણી વખત નસાડ્યો હતો. દિલ્હીના રાજ્યની હદ ઉપર ખયબર પાસની લડાઇમાં

તેમણે શાહબુદ્દીનને નસાડ્યો હતો, એટલુંજ નહી પણ ગીજની સુધી તેની પછાડી ગયા હતા. પૃથુરાજે તેમને ચંદેલ દેશ (હાલ એ દેશનું નામ બુંદેલ ખંડ છે) ના સુબાની પદવિ આપી હતી. જે દેશ પૃથુરાજે પંજુન અને બીજા સરદારોની મદદથી જીત્યો હતો. ચંદેલની રાજધાની મહોબા નામના નગરમાં હતી અને તેનો રાજા પરમાલ નામનો હતો. તેના ઉપર પૃથુરાજે ચઢાઈ કરી. એક મોટું મહાભારત યુદ્ધ થયું, જેમાં પરમાલ રાજા તરફના ૫ સરદાર, ૧૨૦૦૦ (બાર હજાર) માણસનું લશ્કર અને ૩૦ હાથી માર્યા-ગયા હતા, તેમજ પૃથુરાજ તરફના ૫૦ રાજપુત, ૧૦૦ ઘોડા અને ૫ હાથી મરાયા હતા. જો કે પૃથુરાજ તરફનો કોઈ સરદાર મરાયો નહોતો પણ અંબરના રાજા પંજુન કે જે લડાઇને મોખરે ઘુમતા હતા અને પછીથી રણસંગ્રામમાં અંદર ઘુસી જવાથી તેમને ઘણા તીર તથા ભાલા વાગ્યા હતા અને તેથી મૂર્છા પામ્યા હતા. તેમને બીજા સરદારોએ બહાર લાવી પાણી છાંટવાથી શુદ્ધીમાં આવ્યા અને ફેર લડવા લાગ્યા. હવે લડાઈ બહુજ જોસમાં ચાલી. બંને તરફના રાજપુત સરદારોએ ધાર્યું કે જે લડાઇમાં મરશે તે સ્વર્ગે જશે અને મૃતલોકમાં કીર્તિ રહી જશે, તેથી યા ! હોમ કરીને ભારે બળથી લડવા લાગ્યા. જેમ કણસલાં કાપે તેમ એક બીજાની સેનાનો સંહાર વળવા માંડ્યો. લોહીની નદીએ ચાલી અને તેમાં કેટલાંક મડદાં તણાવા લાગ્યાં. જે લોક ઘાયલ થયા હતા તેમની બુમો, તલવારોના વિજળી જેવા ચમકારા તથા ખણખણાટ અને શૂરવિર રાજપુતોના હાંકારાઓથી પૃથ્વી ગાજી રહી હતી. આ ફેરાની લડાઈમાં એક સપાટે પૃથુરાજના ૫૦૦૦ (પાંચ હજાર) અને ચંદેલરાજાના ૨૦૦૦૦ (વીશ હજાર) લડવઇઆઓ કપાઈ મુઆ હતા. પૃથુરાજને તલવારોના ઘા લાગવાથી તે પંડે મુડદાંના ઢગલા ભેગો પડ્યો હતો, તેને ચંદ બારોટે જાગૃત કરી બહાર કહાડ્યો. ચંદેલનો રાજા પરમાલ કલંજરના કીલ્લામાં ભરાઈ પેઠો હતો, તેને તેમણે પકડ્યો.

હવે પૃથુરાજ તરફના ચામુંડરાય અને ચંદ વિગરેએ રણક્ષેત્રનો હીસાબ મેળવ્યો તેમાંથી એમ જણાયું કે સંજમરાય લડતાં સ્વર્ગે ગયો અને પંજુન, કયબાષ, કન્હ, જેત વિગરે મોટા મોટા ૧૧ સરદારો રણમાં અચેત પડ્યા હતા. તેઓને રામગુરૂ અને ચંદ બારોટે સજીવન મંત્રભણી પાણી છાંટી ઉભા કીધા હતા. પરમાલ પાસેથી ભારે દંડ લીધો તથા તેને છોડી દીધો અને પંજુન કછવાને મહોબા નગરમાં સુબાની પદવિ આપી ત્યાં રાખ્યા હતા.

પૃથુરાજે કનોજના રાજા જયચંદ્ર રાઠોડની કુંવરી સંયોગતાનું હરણ કર્યું, તે કામમાં તેને ૬૪ સરદારોની મદદ હતી, જેમાં પંજુન પણ એક હતા. આ હરણના પ્રસંગમાં રાઠોડો સાથે જે લડાઈ થઈ તેમાં પંજુન મરાયા.

પંજુનના મરણ પછી તે વંશમાં **મલેસી**, તથા તે પછી **બીજલ**, **રાજદેવ**, **કીતન**, **કુંતલ**, **જુંસી**, **ઉદેકરણ**, **નરસિંહ**, **વનવિર**, **ઉધરણ**, **ખંદરસેન** અને **પૃથુરાજ**; એ નામના રાજા એક પછી એક એમ અંબરની ગાદીએ બેઠા.

આ છેલા રાજા પૃથુરાજના ૧૭ કુંવરમાંના ૧૨ હયાત હતા, જેમના નામ ઉપરથી કછવાની ૧૨ શાખા થઈ. પૃથુરાજ એ પ્રખ્યાત રાજા નહોતા, તેમને તેમના કુંવર ભીમે દગાથી માર્યા. એમ કહેવાય છે કે ભીમનો ચેહેરો મહા બીહામણો યાને રાક્ષસ જેવો હતો. પૃથુરાજને બીહારીમલ, પુરણ, રૂપસિંહ, આશકર્ણ, ભીમ અને જગમાલ એ નામના છ કુંવર હતા, જેમાંના વડા **બીહારીમલ** ગાદીએ બેઠા. તેમના વખતમાં મુસલમાનોએ રાજપુતરાજાઓ ઉપર સત્તા બેસાડવામાં વધારે લક્ષ આપવા માંડ્યું. બીહારીમલે પ્રથમ તે સત્તાને કબુલ નહી કીધી, એટલુંજ નહી પણ તેનો તીરસ્કાર કરવા માંડ્યો. બાબર પાદશાહે અંબર ઉપર ઉપરા ઉપરી હુમલા કરી તેમને અને તેમના દેશના લોકોને દુઃખ દેવા માંડ્યું, જેથી પછવાડેથી પાદશાહી સત્તા કબુલ કરી અને તેના શાહજાદા હુમાયુ સાથે પોતાના નાના કુંવરની કુંવરી પરણાવી. આ વખત પાદશાહે તેમને "અંબરના મહારાજા" એવી પદવિ આપી. એમ કહેવાય છે કે ઈ. સ. ૧૫૬૧ ની આખરે અકબરશાહ પાદશાહ કુતુબઓલીયાની કબરની જાત્રા કરવા નીકળ્યો અને તે અજમેર પહોચ્યો તે વખત બીહારીમલે અજમેર જઈ પાદશાહને સારૂં માન આપ્યું હતું. અકબરે તેમને પોતાના મુખ્ય સરદારોમાં દાખલ કર્યા અને તેમની કુંવરી સાથે સાદી કરી. પાદશાહે બીહારીમલના કુંવર ભગવાનદાસ, જગનનાથ, ભૂપત અને સલહાદીને પાદશાહી ફોજમાં મોટા મોટા હોદ્દા આપ્યા હતા.

બીહારીમલના મરણ પછી કુંવર **ભગવાનદાસ** ગાદીએ બેઠા, તેમણે મોગલ પાદશાહ અકબરના શાહજાદા સલીમ (જહાંગીર) સાથે પોતાની કુંવરી પરણાવી અને પાદશાહ સાથેના સ્નેહમાં વધારો કર્યો. અંબરના રાજા મોગલ પાદશાહાતમાં કરતા હરતા થઈ પડ્યા, પરંતુ રાજપુત

રાજાઓમાં તે ભારે અપકીર્તિ પામ્યા, કેમકે કોઇપણ રાજપુતરાજાએ મુસલમાનને કુંવરી આપવામાં પેહેલ કરી કહીએ તો તે પ્રેહેલ અંબરના રાજાએ કરી હતી. પછવાડેથી મારવાડ અને વિકાનેર વિગેરેના રાજાઓ-એ પણ પાદશાહને પોતાની કુંવરીઓ આપી હતી. ભગવાનદાસને કુંવર નહોતો, તેથી તેમણે પોતાના ભત્રીજા માનસિંહને દત્તક તરીકે કુંવર કરી લીધા હતા.

ઈ. સ. ૧૫૭૨ માં શેરખાન ફુદાલીના બેટાઓ પોતાની ફોજ સ-હીત ઇડરભણી ગયાની ખબર મળી એટલે અકબરશાહે અંબરના કુંવર માનસિંહને તેમના ઉપર મોકલ્યા. માનસિંહે તે લોકને નસાડ્યા, એટલુંજ નહીં પણ તેમનો માલ ખજાનો લુંટી લીધો અને પોતે પાદશાહ પાસે પાછા આવ્યા. સૂરતનો કબજો હુસેન મીરજા કરી બેઠો હતો, તેના ઉપર જવા પાદશાહ તરફથી ભગવાનદાસ અને કુંવર માનસિંહને હુકમ થયો, બાપ દીકરા બંનેએ ત્યાં જવા તૈયારી કરી અને ચાલવા માંડયું, પણ ભરૂચમાં ઇબ્રાહિમ મીરજા હતો, તેણે પાદશાહના મળતીઆ રૂસ્તમ અ-લીખાન રૂમીને મારી નાખ્યો, એ ખબર જાણી અકબરશાહે ભગવાનદાસ અને માનસિંહને સુરત જતાં રસ્તામાંથી પાછા બોલાવ્યા, પંડે પા-દશાહ, ભગવાનદાસ અને માનસિંહ; વિગેરે ઇબ્રાહીમમીરજા ઉત્તર તરફ નાશી ગયો હતો, તેની પછાડી પડ્યા; તે મહીંદ્રી નદીને કીનારે જઈ પહોચ્યા. સામે કીનારે સરનાલ નગરમાં ઇબ્રાહીમ ભરાઈ પેઠો હતો. માનસિંહ ફકત ૧૦૦ સ્વાર સાથે નદી ઉતરી સામે કીનારે ગયા, એટલે ઇબ્રાહીમમીરજા કે જેની પાસે ૧૦૦૦ સ્વાર હતા, તે પોતાના સ્વારો સહીત લડવા માટે નગરની બહાર નીકળી આવ્યો. બહાદુર માનસિંહ તેના સામે થયા અને લડાઇ ચાલી. આ વખત અકબરશાહે પંડે નદી ઉતરી સરનાલનગરમાં પ્રવેશ કર્યો, પણ શાહને માલમ પડયું કે શત્રુ શેહેર બહાર નીકળી માનસિંહ સામે લડેછે, તેથી મોગલ સેનાને અકબરે નગર બહાર કહાડી તથા બંને તરફનાં લશ્કર લડવા લાગ્યાં. ઇબ્રાહીમમીર-જાના સ્વારોએ મોગલાઈ લશ્કરને પાછું હઠાવ્યું. આ વખત ભગવાનદા-સના ભાઈ ભુપતે ભારે ટક્કર ઝીલી પણ એ લડાઈમાં તે મરાયો. આથી મીરજાના સ્વારોને વધારે શૂર ચઢ્યું અને તે બહાદુરીથી લડવા લાગ્યા. તેઓએ એકદમ ઓચીંતો હુમલો કર્યો, જેથી મોગલ સૈન્ય સાંકડી નેળમાં ઉભું હતું ત્યાં ઘેરાયું. નેળની બંને બાજુએ મજબુત કાંટાની વાડ હતી,

તેથી તેમાં ત્રણ સ્વાર પણ સાથે પેશી સકે તેમ નહોતું. આ વખત મોખરે અકબરશાહ અને ભગવાનદાસ ધસ્યા હતા, તેમના સામે દુશ્મનના ત્રણ સ્વાર આવ્યા, જેમાંના એકને ભગવાનદાસે ઘાયલ કર્યો અને બેને અકબરશાહે નસાડી મુક્યા. પાદશાહ અને ભગવાનદાસ ભારે ભયમાં આવી પડેલા જોઈ મોગલ સ્વારો ઘણા વેગથી તેમની મદદમાં આવી પહોંચ્યા એટલે ઇબ્રાહીમમીરજા અને તેના સ્વારો નાઠા. અકબરે ભગવાનદાસને નોબત અને નીશાન આપી આ જીતનું માન તેમને આપ્યું.

આ જીત પછી આશરે છ માસમાં ગૂજરાતમાં બળવો ઉઠ્યો; જેને બેસાડી દેવા માટે અકબરશાહે પ્રથમ ભગવાનદાસ અને વિકાનેર વાળા રાયસિંહને તે તરફ જવા હુકમ કર્યો. એ ગૂજરાત તરફ રવાને થયા, અને પછવાડેથી શાહ પંડે પણ છડી સ્વારીએ તેમને આવી મળ્યો. બંડખોરોના આગેવાન મહમદહુસેનમીરજા અને બીજા કેટલાક હતા, જેમના સામે મોગલાઈ સૈન્ય લડવા તૈયાર થયું. અમદાવાદની પાસે સાબરમતીને સામે કીનારે યુદ્ધ જામ્યું. મહમદહુસેનમીરજા બહુ બહાદુરીથી લડ્યો, પણ પાદશાહી ભારે બળની સામે ઝાઝી વાર તેનાથી ટકી શકાયું નહી અને નાઠો, પણ પાદશાહ તરફના ગદાઅલી નામના એક સ્વારે તેને પકડી પાડ્યો, અને પાદશાહ પાસે રજુ કર્યો. પાદશાહે તેને વિકાનેરના રાજા રાયસિંહના કબજામાં સોંપ્યો હતો. આ વખત જે લડાઈ થઈ, તેમાં બડખોરનાં આશરે ૨૦૦૦ માણસનાં માથાંનો ઢગલો થયો હતો. મહમદહુસેનમીરજાને રાયસિંહના તાબાના રાજપુતોએ મારી નાખ્યો અને તેનું માથું આગ્રાને દરવાજે લટકાવા સારૂ ત્યાં *મોકલ્યું.

અમદાવાદની જીત પછી ભગવાનદાસ પાદશાહની વતી ઈડરની જીત કરવા માટે પરભાર્યા ત્યાં ગયા. ઈડરનો રાવ નારણદાસ ઇ. સ. ૧૫૭૩ માં હારીને નાઠો તથા પહાડોમાં ભરાઈ પેઠો, એટલે ભગવાનદાસે ઈડર સર કર્યું, તથા ત્યાંથી વડનગર જઈ તેને પણ જીત્યું.

કુંવર માનસિંહની બેન હુમાયુ પાદશાહને દીધેલી હતી, જેથી માનસિંહ એ અકબરના મામા થતા હતા અને વળી તેમની કુંવરી પણ પાદશાહને દીધી હતી તેથી સસરા પણ થતા હતા. પાદશાહે તેમને પોતાની ફોજના મુખ્ય સેનાપતિનો દરજ્જો, કે જેમાં ભારે આબરૂ અને જોખમ

*એમ કહેવાય છે કે અકબરશાહે આ જીત પછી, અમદાવાદના ભદ્રમાં જે પાદશાહી મેહેલ છે તેમાં થોડા દીવસ મુકામ રાખ્યો હતો.

રહેલું હતું તે આપ્યો હતો. માનસિંહ એ અકબરની પાદશાહીમાં બીજા બધા સરદારો કરતાં વધારે પ્રખ્યાત હતા. એ પાદશાહે પોતાની કારકીર્દિમાં જે જે જય મેળવ્યા, તે પૈકીના નીમો નીમ કુંવર માનસિંહની તલવારથી મેળવાયા હતા. તેમણે ખોતનથી તે દરીયા કીનારા સુધી જીતો મેળવી હતી; ઓરીસાને તાબે કીધું, આસામને નમાવી તેને ખંડીયું રાજ્ય બનાવ્યું; તથા બંગાળા, બહાર, દક્ષિણ અને કાબુલ; એ દરેકની એક પછી એક એમ જીતો મેળવી.

માનસિંહ દક્ષિણમાંથી સોલાપુરની જીત કરી પાછા આવતા હતા, તે વખત મેવાડના રાણા પ્રતાપે તેમને તે વખતની પોતાની રાજધાની કોમલમેરની પાસે થઇને તે જતા હતા તેથી ત્યાં બોલાવ્યા. પ્રતાપ ઉદયસાગર સુધી સામે આવ્યો અને તે ઠેકાણે રસોઈ કરાવી. જમવાની વખતે માનસિંહને બોલાવ્યા, તે ત્યાં ગયા પણ રાણા પ્રતાપને નહી જોવાથી રાણાના કુંવર અમરસિંહને પુછ્યું કે રાણાજી ક્યાં છે ! ત્યારે તેણે કહ્યું કે તેમનું માથું દુઃખે છે માટે આપ જમીલો. આનું કારણ માનસિંહ સમજી ગયા અને અમરસિંહને કહ્યું કે "રાણાજીને કહો કે તેમનું માથું દુઃખવાનું કારણ હું સમજ્યોછું પણ જે ભુલ થઈ તે સુધરે તેમ નથી. જો રાણાજી મારી જોડે બેશીને નહીં જમે તો કોણ જમશે ?" જવાબમાં અમરસિંહે કહ્યું કેઃ—જે રાજપુતે તુર્ક ( મુસલમાન ) ને કુંવરી દીધી અને કદાપી તે તેની સાથે બેશીને જમ્યો પણ હોય, માટે રાણાજી આપની સાથે બેશીને જમશે નહી." આ અપમાનથી માનસિંહને મહા ક્રોદ્ધ ચઢ્યો અને જમ્યા વગર ઉઠી ઉભા થયા, તથા બોલ્યા કેઃ—"રાજપુતોની આબરૂ સાચવવા માટે અમારી બેનો દીકરીઓ મુસલાનોને આપી અમે અમારી આબરૂ ગુમાવી છે, પણ આ દેશમાં હવે તમારૂં રાજ્ય રહેશે, એમ આશા નહીં રાખતાં દુઃખમાં પણ તેવાજ રહેજો."—આ વખત રાણો પ્રતાપ તે જગાપર આવ્યો પણ માનસિંહ ઘોડે સ્વાર થઈ ચાલી નીકળ્યા. ચાલતી વખત રાણા પ્રતાપને કહ્યું કેઃ—"જો હું તારૂં અભિમાન ઉતારૂં નહી, તો મારૂં નામ માન નહી." આ ખબર અકબરને થઈ એટલે તે પણ મહા ક્રોદ્ધે ભરાયો. હવે માનસિંહે ઈ. સ. ૧૫૭૬ ના ચોમાસામાં અકબરના બેટા સલીમની સરદારી નીચે પાદશાહી અને પોતાના રાજપુતોની સરદારી પોતે લઈ મેવાડ ઉપર ચઢાઈ કરી. રાણો પ્રતાપ તેમના સામે ૨૨૦૦૦ ( બાવિશ હજાર ) રાજપુતોને લઇને હલદી ઘાટના મેદાનમાં લડવાને હાજર

હતો. એ મેદાનની આસપાસ મોટા મોટા ડુંગર અને ખીણોના મોં આગળ નાના નાના ડુંગરો વડે જાણે ખીણો બંધ થઈ ગઈ હોય તેમ હતું; વળી એ જગાએ રાણાએ મેદાનમાં રાજપુતો અને ડુંગરની ધારો ઉપર મેવાડના ભીલ લોકને તીરકામઠાં આપી હાજર રાખ્યા હતા. તેથી એ જગા જીતવી, એ કામ ઘણું કઠણ હતું. લડાઈ મહા ભયંકર અને જોશભેર ચાલી. રાજપુત અને મુસલમાનો મહા ઉમંગથી લડાઈમાં ઘુમતા હતા. મેવાડીઓએ માનસિંહને પકડવા માટે ઘણા યત્ન કીધા, પણ તેમાં તે ફાવ્યા નહીં. મોગલો, સલીમ અને માનસિંહનો બચાવ કરવામાં તથા મેવાડીઓ રાણા પ્રતાપને બચાવવા માટે મરણીઆ થઈ જુસ્સાભેર લડતા હતા. આ લડાઈમાં બંને તરફના હજારો સૂરવિરોનો ઘાણ નીકળી ગયો અને ખુના મરકીની હદ રહી નહી. રાણાના ૨૨ હજાર લશ્કરમાંથી ફક્ત ૮૦૦૦ રાજપુતો બાકી રહ્યા, ત્યારે રાણો પ્રતાપ એકલો નાઠો. આ પ્રમાણે જીત પામી સલીમ અને કુંવર માનસિંહ પાછા ફર્યા, તથા તે અજમેર આવ્યા.

ઈ. સ. ૧૫૭૭ ના શીઆળામાં ફેર લડાઈ થઈ, તેમાં પણ માનસિંહે રાણાને હરાવ્યો અને તેની રાજધાનીનું નગર કોમલમેર જીતી લીધું. થોડા દીવસ પછી ધરમેતી અને ગંગુદાના કીલ્લાને ઘેરા ઘાલ્યા હતા. માનસિંહનું અપમાન કરવાથી રાણો પ્રતાપ બહુ માઠી દશાને પહોંચ્યો હતો, પણ કેટલીક મુદત પછી રાણાના વજીર ભામાશાહની કરોડો રૂપીઆની દોલતથી તે હજારો માણસનું લશ્કર રાખવાને શક્તીવાન થયો તથા પોતે ખોએલો દેશ પાછો મેળવ્યો. માનસિંહ ઉપરનું વેર વાળવા રાણો પ્રતાપ ઈ. સ. ૧૫૮૬ માં અંબર ઉપર ચઢી આવ્યો તથા તેણે આ રાજ્યના તાબાનું વેપારનું મુખ્ય મથક માલપુરાને લુંટ્યું.

અકબરશાહ પાદશાહે અટકનો કીલ્લો બાંધ્યો હતો તથા તેનું નામ "અટક બનારસ" એવું પાડ્યું હતું. પાદશાહે એ મુકામથી કાબુલ ઉપર સ્વારી કરવાની ગોઠવણ કરી તથા માનસિંહ, તેમના (માનસિંહના) ભાઈ માધુસિંહ અને બીજા સરદારોને પેશાવર જીતવા જવા માટે પાદશાહ તરફથી ફરમાન થયું. હિંદુઓને અટકની પાર જવાને મના હોવાથી માનસિંહે નીચેનું વાક્ય બોલી આગાડી પગલું ભર્યું.

"સબહી ભૂમ ગોપાલકી, વામે અટક કહા;"
"જ્યા કે મનમે અટક હેય, વોહી અટક રહા."

માનસિંહનાં આ વચન આખા દેશમાં પ્રખ્યાત થઈ ગયાં. એમણે પેશાવરને સર કર્યું. મહારાજા ભગવાનદાસ પણ આ જીત વખત સાથે હતા. અકબરે ભગવાનદાસ અને કુંવર માનસિંહની મદદથી પંજાબ પ્રાંત જીત્યો હતો. તે પ્રાંતના સુબાની પદવી ભગવાનદાસને આપી હતી. આ કારણથી તેઓ લાહોરમાં રહેતા હતા. ત્યાં ઇ. સ. ૧૫૮૯ માં મરણ પામ્યા.

આ દીલગીરી ભરેલા સમાચાર અકબરે કાબુલમાં સાંભળ્યા, એ વખત કુંવર માનસિંહ પણ પાદશાહની સાથે કાબુલમાં હતા. મહારાજા ભગવાનદાસ, બુદ્ધિવાન, બહાદુર અને પ્રમાણીક હતા. તેઓ પાદશાહના પરમ મિત્ર હતા, તેથી અકબર બહુ દીલગીર થયો. તેમને અકબરશાહ તરફથી "અમીરૂલઉમરા" એવો માનવંતો કીતાબ મળ્યો હતો. એમ કહેવાય છે કે એક વખત ભગવાનદાસે પોતાના જીવને જોખમમાં નાખીને અકબરશાહ પાદશાહનો જીવ બચાવ્યો હતો.

હવે અકબરશાહે કુંવર માનસિંહને અંબરની ગાદીએ બેસવા માટે કાબુલથી રવાને કર્યા. તે અંબર આવ્યા અને ગાદીએ બેઠા. આ વખત પાદશાહે રાજ્યાભિષેકનો પોશાક અને એક ઘોડો મોકલ્યો હતો. માનસિંહના કુંવર ભાવસિંહને તેમના દાદા વાળી પંજાબના સુબાની જગા પાદશાહે આપી. મહારાજા માનસિંહને પાદશાહ તરફથી બંગાળા અને બહાર પ્રાંતોની સુબાગીરી મળી. માનસિંહે કતલુઅફગાનના બેટાને મોટી લડાઇમાં હરાવી તેના પાસેથી ઓરીસા પ્રાંત જીતી લીધો. એક વખત માનસિંહ અંબરમાં હતા, તે વખત તેમની સુબાગીરીના પ્રાંત બંગાળામાં બંડ ઉઠ્યાની ખબર મળી, એટલે પોતે બંગાળે ગયા. માનસિંહની બેન કે જે અકબરના શાહજાદા સલીમની બેગમ અને તે ખુશરૂની મા થતી હતી, તેણીએ સલીમ તથા ખુશરૂ વચ્ચેના કજીઆના સંબંધમાં ઝેર ખાઇને આપઘાત કીધો. તે સલીમની માનીતી બેગમ હતી, તેથી તે દીલગીરીમાં સલીમ ગાંડીઓ થઈ ગયો હતો.

ઇ. સ. ૧૬૦૫ માં અકબરશાહના મરણ વખત એટલે તે મરણ પથારીએ હતો તથા તેના મરણની ઘડીઓ ગણાતી હતી, તે વખત સલીમને પડતો મુકીને ખુશરૂને પાદશાહ બનાવવા વિશેની ચર્ચાએ જન્મ લીધો હતો, કેમકે માનસિંહ એ પાદશાહાતમાં મુખ્ય કરતા હરતા હતા તથા તે ખુશરૂના મામા થતા હતા. માનસિંહે તેને પાદશાહ બનાવવા

ગોઠવણ સુધાં કીધી હતી. પણ કેટલીક ખટપટો થયા પછી અકબરે પોતેજ મરતી વેળા પાદશાહતની તલવાર સલીમને બંધાવી.

મહારાજા માનસિંહે અકબરના મરણ એટલે ઇ. સ. ૧૬૦૫ સુધી પાદશાહાતમાં મુખ્ય મુખ્ય હોદ્દા ભોગવ્યા. તે ઇ. સ. ૧૬૧૫ માં બંગાળાના સુબેદાર હતા, તે વખત ત્યાંજ મરણ પામ્યા. તેમના મરણ પછી કુંવર ભાવસિંહ અંબરની ગાદીએ બેઠા. ભાવસિંહ પછી માહા અને માહા પછી જહાંગીર પાદશાહે પોતાની રાજપુત બેગમ જોધબાઇની સલાહથી માનસિંહના ભત્રીજા જયસિંહને અંબરની ગાદીએ બેસાડ્યા.

રાજા જયસિંહ, એ બાહાદુર, બુદ્ધિશાળી અને વિદ્વાન હતા. રાજસ્થાનની તવારીખમાં તે "મીરજારાજા"ની પદવિથી વધારે પ્રસિદ્ધ થયા છે. જહાંગીર પાદશાહને તેના શાહજાદાઓએ ગાદીએથી ઉઠાડી મુકવા માટે બંડ કીધાં, તે વખત જહાંગીરની મદદમાં કેટલાએક હિંદુ રાજાઓ સામેલ હતા; જેમાં મહારાજા જયસિંહ એ મુખ્ય હતા. જહાંગીર શાહ ઇ. સ. ૧૬૨૭ માં મરણ પામ્યો, તે પછી શાહજાંહ પાદશાહ થયો. તેના મંદવાડના વખતમાં શાહજાદાઓ રાજ્ય લોભને માટે અંદર અંદર લડ્યા, જેમાં દરેક રાજપુત જાતે એ લડાઇઓમાં ભાગ લીધો હતો, તથા તેઓ બધા દારાના પક્ષમાં હતા. દારાનો ભાઇ સુજા, જે બંગાળાનો સુબો હતો, તે પાદશાહાત લેવા બંગાળેથી આવતો હતો, તેને ખાળવા માટે જેમ રાજા જયસિંહ તેના સામે ગયા હતા, તેમ ઔરંગજેબ જે દક્ષિણનો સુબો હતો, તેને ખાળવા મારવાડના રાજા જસવંતસિંહ ગયા હતા. ઔરંગજેબ ઘણી બહાદુરી કરી આગ્રે ગયો અને પોતાના બાપ શાહજાંહ પાદશાહને પદભ્રષ્ટ કરી પોતે ઇ. સ. ૧૬૫૮ માં ગાદીએ બેઠો, તથા તેણે પોતાના ભાઇઓને મારી નાખ્યા. ઔરંગજેબ દક્ષિણમાંથી પાદશાહાત લેવા આવતો હતો, તે વખત રસ્તામાં તેને અટકાવવા મારવાડનો રાજા સામે ગયો હતો, તે ઉપરથી તેના ઉપર ઔરંગજેબ બહુ ખીજવાઇ ગયો હતો, પણ રાજા જયસિંહે પાદશાહને સમજાવી તેનો ગુસ્સો નર્મ પાડી સલાહ કરાવી આપી.

આ વખત દક્ષિણમાં સીવાજીરાવ સ્વતંત્ર મહારાજા બનવાની તૈયારીમાં હતો, તેથી ઔરંગજેબે મારવાડના રાજા જસવંતસિંહને દક્ષિણમાં મોકલ્યો. જસવંતસિંહે ત્યાં જઇ સીવાજીને નરમ પાડવાને બદલે તેની સાથે મળી જવું એમ વિચાર કર્યો. આ વિચાર પાદશાહના જાણવામાં આવ્યો,

પણ તેના ઉપર કંઈ-ગુસ્સાનાં ચીન્હ નહી બતાવતાં ફક્ત દક્ષિણમાંથી પાછો બોલાવી લેવા હુકમ કરી રાજા જયસિંહને દક્ષિણમાં મોકલ્યા. જયસિંહે સીવાજીરાવને પકડ્યો અને તેને કેદી બનાવી દિલ્હી આણ્યો. જયસિંહે સીવાજીને નહી મારવાને વચન આપેલું હોવા છતાં, ઔરંગજેબે તેને મારવા વિચાર કીધો, તેથી તેમણે સીવાજીને જાણી જોઇને નાશી જવા દીધો.

ઔરંગજેબના રાજ્યના વખતમાં ઈ. સ. ૧૬૮૦માં તેના બંડખોર શાહજાદા અકબરે (બીજો) પોતાના લશ્કર સાથે રાજપુત રાજાઓનો આશ્રય મેળવ્યો હતો, તે વેર મનમાં રાખીને ઔરંગજેબે જેયપુર, મેવાડ અને મારવાડનાં રાજ્યોમાં મોગલાઈ લશ્કર મોકલી એ દેશ લુંટ્યા; એટલુંજ નહી પણ કતલ ચલાવી હતી. આથી બધા રાજપુત રાજા ભેગા થયા અને તેમણે સંપ કરી માળવાનાં મુસલમાની પ્રગણાં લુંટી ઉજ્જડ કર્યાં અને મસીદોને ભાગી બેડોલ કરી નાખી, તથા કુરાનનાં પુસ્તક હાથ આવ્યાં તેને બાળી દઈ મુસલમાની ધર્મનું અપમાન કર્યું. આ કામમાં રાજા જયસિંહ મુખ્ય હતા, વળી તે સીવાજી સાથે સલાહ રાખતા હતા; તે ઉપરથી તેમને જીવથી મારી નાખવા ઔરંગજેબે કાવાદાવા કરવા માંડ્યા. પાદશાહે તેમના નાના કુંવર કીરતસિંહને જો તેના બાપ રાજા જયસિંહને મારી નાખે તો તેને અંબરનું રાજ્ય આપે, એમ વચન આપ્યું. કીરતસિંહ આથી લોભાયો અને જયસિંહ લડાઇને માટે દક્ષિણમાં હતા, ત્યાં તેમને અફીણના કસુંબામાં ઝેર ભેળવી કુંવર કીરતસિંહે પાયું અને તેથી તેમનું મરણ થયું.

હવે કીરતસિંહે અંબરનું રાજ્ય મળવા પાદશાહની પાસે જઈ આતુરતા બતાવી. પાદશાહે આ તેની બેઈમાની જોઈ તેને ફક્ત એક પ્રગણું આપી તેના વડા ભાઈ **રામસિંહને** ગાદીએ બેસવા પરવાનગી આપી. રામસિંહ તથા તેમના પછી તેમનો કુંવર ( નામ જણાયું નથી ) અને તે પછી ગાદીએ આવનાર **બીશનસિંહ** હતા જેમના માટે કંઈ પણ તવારીખ જાણવામાં આવી નથી.

બીસનસિંહ ઈ. સ. ૧૬૯૯ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર **જયસિંહ**, કે જે "જયસિંહ (બીજા)" અથવા "સવાઈ જયસિંહ" એ નામથી ઓળખાયાછે, તે ગાદીએ બેઠા. ઈ. સ. ૧૭૦૭ માં ઔરંગજેબનું મરણ થયું અને તેના શાહજાદાઓ ગાદીને માટે અંદર અંદર લડ્યા.

મોઆજીમ એ "બહાદુરશાહ" એવું નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો. તેણે અંબર અને મારવાડ ઉપર સ્વારી કરી બંને રાજ્ય કબજે કરી થાણાં મુક્યાં. અંબરના રાજા જયસિંહ અને મારવાડના રાજા અજીતસિંહને કેદી તરીકે પોતાની સાથે રાખી દક્ષિણમાં સ્વારી કરવા ચાલ્યો. બાદશાહ નર્મદા નદી સુધી ગયો ત્યાંથી આ બંને રાજાઓ યુક્તીથી પાછા આવતા રહ્યા અને મેવાડના રાણા અમરસિંહને આશરે તેની રાજધાની ઉદયપુરમાં ગયા. રાણાએ બંને રાજાઓને પોતાના રાજ્યમાં આશ્રય આપ્યો, અને ત્યાર પછી આ ત્રણે રાજાઓનાં એકત્ર લશ્કર પ્રથમ મારવાડની રાજધાની જોધપુર જઈ ત્યાં પાદશાહે મુકેલા મોગલાઈ સુબાને હાંકી કહાડ્યો અને અજીતસિંહ પોતાની મારવાડની ગાદીએ બેઠા તથા ચોમાસાના થોડા દીવસ ગયા પછી તે ત્રણે રાજા અંબર આવ્યા, અંબરમાં જે મોગલાઈ સુબો સૈયદ હતો તે તેમના સામે થયો પરંતુ તે મરાયો અને રાજા જયસિંહ પોતાની અંબરની ગાદીએ બેઠા. એ ગાદીએ બેઠાપણુ પાદશાહ સાથે વેર ચાલતું હતું, તે ઈ. સ. ૧૭૧૦ માં સલાહ કરી મટાડ્યું.

દિલ્હીની ગાદીએ ઈ. સ. ૧૭૧૨ સુધી બહાદુરશાહ ઈ. સ. ૧૭૧૩ સુધી જહાંદારશાહ, અને ઈ. સ. ૧૭૧૯ સુધી ફરૂખશીઅરે રાજ્ય કર્યું. ફરૂખશીઅરના અમલમાં રાજા જયસિંહ ઘણું ખરૂં દિલ્હીમાં રહેતા હતા, તે ફરૂખશીઅર પાદશાહના દોસ્ત હતા. મારવાડના રાજા અજીતસિંહ અને બીજા સૈયદ સરદારો ફરૂખસીઅરની વિરૂદ્ધમાં હતા; તેથી તેઓ પાદશાહના મેહેલમાં પેઠા. ફરૂખશીઅર શકતીહીણ અને બાયલો હતો તેથી તેમણે ખજાનો લુંટ્યો અને ફરૂખશીઅરને પકડી પદભ્રષ્ટ કરી મહમદશાહને પાદશાહ બનાવ્યો. રાજા જયસિંહ ફરૂખશીઅરની નામરદાઈ જોઈ અંબર આવતા રહ્યા, પણ તે મહમદશાહના વિરૂદ્ધમાં હોવાથી સૈયદો અંબરના રાજ્યનો નાશ કરવા માટે મોગલાઈ લશ્કર લઈને આવતા હતા; જેથી અંબરના વકીલો દિલ્હી ગયા અને મારવાડના રાજા અજીતસિંહ કે જે પાદશાહીમાં તે વખત કરતા હરતા થઈ પડ્યા હતા તેમને સમજાવ્યાથી લશ્કર પાછું બોલાવી લીધું. ઈ. સ. ૧૭૩૦ માં મારવાડની ગાદી ઉપર અભયસિંહ હતા. તે અને રાજા જયસિંહ એમણે અજમેર મુકામે ભેગા થઈ પાદશાહીના વિનાશનો પાયો રચ્યો.

ભરતખંડમાં જેજે ડાહ્યા રાજાઓ થઈ ગયા, તેમાંના આ મહારાજા જયસિંહ (બીજા) એ પણ એક હતા. તે હુન્નર, ગણીત અને રસા-

પણ શાસ્ત્ર સારી રીતે જાણતા હતા-તે વખતના યુરોપીયન ખગોળ વેત્તાઓના કરતાં તે ઉતરે તેમ નહોતા. તેમણે ભૂમિતીનાં તત્વ બનાવ્યાં હતાં, વળી ત્રિકોણમીતી અને તેવાંજ બીજાં પુસ્તકોના તરજુમા કીધેલા હતા. તેમણે ઈ. સ. ૧૭૨૦ ના લગભગમાં પોતાની રાજધાની માટે નવું શેહેર બાંધ્યું, જેનું નામ જેયપુર એવું પાડવામાં આવ્યું. એ શેહેર સારા પોહોળા રસ્તા હારબંધ ઘરો અને સુંદર બાંધણીને માટે પ્રખ્યાત છે. રાજગાદી અંબરથી ઉઠાવી આ નવા શેહેરમાં સ્થાપી. તેમણે દિલ્હી, બનારસ અને જયપુરમાં એસીઆટીકના માપ ઉપર અવલોકન કરવાની જગાઓ બાંધી. જેનું પરિણામ એવું સરસ આવ્યું કે મોટા મોટા યુરોપીયન વિદ્વાનો પણ તેથી અચંબો પામ્યા. રસાયણશાસ્ત્ર સંબંધી પણ ઘણી બાબતો કીધી. શિવાય મુસાફરોને માટે પોતાના રાજ્યના ઘણા ભાગોમાં ધર્મશાળાઓ બાંધી હતી. આ જયસિંહ રાજા માટે વધારે તારીફ કરવા જેવું એટલું છે કે તેમણે ચાલુ લડાઈઓમાં ભાગ લેતા છતાં ઉપર બતાવેલાં કામ કીધાં; એ વાત કંઈ જેવી તેવી કહેવાય નહીં. તેમના રાજ્યના વખતમાં દેશમાં ભારે ખટપટો ચાલતી હોવા છતાં પોતાના રાજ્યને સારી મજબુતીપર આણ્યું. તે મોગલાઈ રાજ્યના મળતીયા રહ્યા, ત્યાં સુધી તેમણે તે રાજ્યને બરાબર સાચવ્યું, પણ જ્યારે ફરૂખસીયર પાદશાહ શક્તી વગરનો બાયલો જણાયો, ત્યારે તેમણે તેનો સંગ છોડી દીધો અને પોતાના પ્યારા વિષય ઇતિહાસ તથા ખગોળ વિગેરે તરફ ફેર પાછું ચીત્ત લગાડ્યું. ઈ. સ. ૧૭૨૦ માં મહમદશાહ પાદશાહે તેમને આગ્રા અને માળવા પ્રાંતોની સુબાગીરી આપી. પોતે ત્યાં ગયા, તોપણ ત્યાં તેમણે ફુરસદના વખતે અવલોકન કરવાની જગાઓ બાંધવા માંડી. જે ઈ. સ ૧૭૨૮ માં પુરી થઈ રહી. તેમણે હિંદુઓ ઉપરનો *"જજીઆવેરો" ઔરંગજેબ પાદશાહના વખતમાં માફ

*અલ્લાઉદ્દીન પાદશાહે ( ઈ. સ. ૧૨૯૫ થી તે ૧૩૧૫ સુધી ) પોતાના કાજીને પુછ્યું હતું કે "જજીઆવેરો" કેટલો લેવો? તેના જવાબમાં કાજીએ કહ્યું હતું કે "ઈમામહનીફા" નો હુકમ એવો છે કે "કાફરો (હિંદુ) ને જીવતદાન દેવાને બદલે જેમ એ વેરો ભારે લેવાય તેમ લેવો. તેમની કનેથી જજીઆ તથા જમીનવેરો એટલો બધો લેવો કે તેમને મરવા જેવું લાગે." ફીરોજશાહ (ઈ. સ. ૧૩૫૧ થી તે ૧૩૮૮ સુધી ) ના વખત સુધી બ્રાહ્મણોને એ વેરાની માફી હતી. એ વેરા બદલ ત્રણ વર્ગ હતા

કરાવ્યો હતો. ઈ. સ. ૧૭૩૨ માં માળવાના સુબાની જગાએ મહમદશાહ પાદશાહે ફેર તેમની નીમનોક કરી. પાદશાહી દીનપરદીન નબળી પડતી આવી; મરેઠાઓના હુમલાઓને લીધે રજપુત રાજાઓ પોતાનાં રાજ્ય સંભાળવાને ચાલતા થયા, અને મુસલમાન સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા. તેથી ઈ. સ. ૧૭૩૪ માં શાહને માળવામાં રહેવાને સલાહ આપી. થોડા વખતમાં રાજા જયસિંહે મહમદશાહ પાદશાહની સંપુર્ણ કબુલત લઈ પાદશાહ અને બાજીરાવ પેશ્વા, એમની વચ્ચે ઇ. સ. ૧૭૩૬ માં સલાહના કોલકરારે કરાવી આપ્યા. આ પ્રમાણે કરવાનું કારણ એટલુંજ હતું કે મરેઠા દિલ્હી તરફ જાય નહી. નાદિરશાહના ઈ. સ. ૧૭૩૮ ના હુમલા વખત તેની સાથેની લડાઈમાં ફતેહ પામવાની આશા નથી, એમ ધારી પાદશાહને અલગ રેહેવા માટે રાજા જયસિંહે સલાહ આપી; એ કામ બહુ ડહાપણનું કીધું હતું.

જયસિંહ ૪૪ વરસ સુધી રાજ્ય કરી ઇ. સ. ૧૭૪૩ માં મરણ પામ્યા. પાદશાહીની પડતીના વખતમાં તેમણે પોતાના રાજ્યની ચઢતીનો વખત આણ્યો. પોતાના મુલકમાં દેવતી અને રાજોર એ બે પ્રગણાનો વધારો કર્યો. રાજા જયસિંહ વિદ્વાન, બહાદુર અને કફલવાન હોવાછતાં મગરૂર અને દારૂના ભારે બશની હતા; તો પણ તેમની નીતિ વિશે બોલીએતો તે બહુજ ચોખ્ખી હતી. દંતકથાઓમાં તેમનાં ઘણાં વખાણ થયાં છે અને થાય છે, એટલુંજ નહી પણ ઇતિહાસના કર્તાઓ તેમને માટે ઘણું સારૂં લખી ગયા છે. રસાયણ શાસ્ત્રની બાબતમાં તે દેશી રાજાઓમાં સર્વોપરી ગણાયલા છે.

રાજા જયસિંહ પછી તેમનો પાટવી કુંવર ઈશ્વરસિંહ ગાદીએ બેઠો, જેથી રાજપુતાણાનાં રાજવાડામાં અંદરે અંદર લડાઈઓ સળગી. મેવાડના

---

માથા દીઠ ૪૦,૨૦ અને ૧૦ ટકા પ્રમાણે લેવાતું. પછી બ્રાહ્મણોને આ છેલા વર્ગમાં દાખલ કર્યા. લોદીવંશ (ઇ. સ. ૧૪૫૦ થી તે ૧૫૨૬ સુધી) ના વખતમાં એ વેરો ઉઘરાવવામાં ઘણી ભારે સખતાઈ થતી. એ વેરો અકબરશાહે માફ કર્યો. પછી ઔરંગજેબે તે વેરો લેવા માંડ્યો. જેને મહારાજા જયસિંહે માફ કરાવ્યો હતો, તોપણ પાદશાહે પછવાડેથી લેવા શરૂ કર્યો. ફરૂખશીયર (ઈ. સ. ૧૭૧૩ થી ૧૭૧૯) ના વખતમાં તે ઉઘરાવવો બંધ પડ્યો અને સૈયદો વજીર થયા, તેમણે જજીઆવેરો લેવાને બીલકુલ બંધ કર્યું.

રાણા જગતસિંહની કુંવરીનો કુંવર માધુસિંહ કે જે ઇશ્વરસિંહનો હોરમાઇ નાનો ભાઈ થતો હતો. તેણે ગાદી મેળવવા હક કીધો; એટલા ઉપરથી કે ઉદયપુરના રાણા પ્રતાપ સાથે રાજપુતાણાના અંબર (જેયપુર) અને બીજા રાજપુત રાજાઓએ *કરાર કીધો હતો કે:—"મેવાડના રાણાની કુંવરી જે રાજ્યમાં દીધી હોય તે રાજ્યમાં તેણીનો કુંવર મોટો કે નાનો ગમે તેમ હોય, તોપણ રાજગાદીનો માલીક તે થાય." આથી કરીને મેવાડના રાણાજીએ પોતાના ભાણેજ માધુસિંહને જેયપુરના રાજા તરીકે માન્યા. માધુસિંહની વતી મેવાડનો રાણો અને ઇશ્વરસિંહની તરફના તેના મળતીઆ મરેઠા, એમની વચ્ચે રાજમહાલ આગળ મહાભારત લડાઈ થઇ, આ લડાઇમાં રાણો હાર્યો. આથી ઇશ્વરસિંહ ફુલાઇને રાણાજી સિંધિયાની મદદ લઈ બુંદી તથા કોટાના હાડા રાજાઓ સાથે લડવા ગયો, તેમાં હાડા હાર્યા. હવે મેવાડના રાણાએ પોતાની મદદમાં મલ્હારરાવ હોલકરને તેડ્યો; તેમાં એવો ઠરાવ થયો હતો કે—જો હોલકર ઇશ્વરસિંહને જેયપુરની ગાદીએથી ઉઠાડી મુકે તો રાણો તેને ૮૦ લાખ રૂપીઆ રોકડા અને ૪ લાખની ઉપજનાં રામપુરા, ભાણપુરા અને ટોંકુરામપુરાનાં પ્રગણાં આપે. આ ખબર સાંભળી ઇશ્વરસિંહને ભય લાગ્યો કે મારે ગાદીપરથી ઉઠી જવું પડશે, તેમ ધારી પોતે ઝેર ખાઈ આપઘાત કરી મરણ પામ્યો અને માધુસિંહ જેયપુરની ગાદીએ બેઠા.

માધુસિંહ, એ એક સારા રાજ્યકર્તા તરીકે નીવડત, એમ ઘણા જણના ધારવામાં હતું, પણ ભરતપુરમાં જાટ લોકના થતા નવા અમલમાં તે લોકે તેમને ઘણું દુઃખ દીધું. એક વખત જાટો સાથે તેમને મહાભારત યુદ્ધ થયું, જેમાં જાટ હાર્યા, પણ જેયપુર તરફના ઘણા રાજપુત મરાયા

*અંબર (જેયપુર) અને મારવાડ વિગરે (બુંદી શિવાય)ના રાજાઓએ મોગલોને પોતાની કુંવરીઓ આપી હિંદુ આચાર છોડી દીધા, ત્યારે મેવાડ (ઉદયપુર)ના રાણા પ્રતાપે તેમની સાથેનો વ્યવહાર છોડી દીધો. આથી તે રાજાઓએ રાણાને આજીજી કીધી કે અમારી સાથે વ્યવહાર બાંધો. રાણાએ તેમની પાસે નીચેની બે સરતો કબુલ કરાવી અને વ્યવહાર બાંધ્યો. સરતો એવી હતી કે હવે પછી રાજપુત રાજાએ મુસલમાનને કુંવરી દેવી નહી, તેમજ મેવાડની કુંવરી જે રાજ્યમાં દીધી હોય તે રાજ્યમાં તે કુંવરીથી થએલો કુંવર પાટવી કે ફટાયો ગમે તેમ હોય, પણ તેને ગાદી મળે, બીજા રાજ્યની કુંવરીથી થએલો કુંવર પાટવી હોય તોપણ મેવાડના ભાણેજને પડતો મુકીને તે ગાદીએ બેશી શકે નહી.

તેમજ માધુસિંહ ઘાયલ થયા, અને લડાઇને ચોથે દીવસે તે મરણ પામ્યા. ઘણા જણનું ધારવું એમ હતું કે જો તે વધારે વરસ જીવ્યા હોત તો પાછળથી જેયપુરના રાજ્યની જે પડતી આવી તે આવત નહીં; એટલુંજ નહીં પણ ઓર બઢતી થાત. માધુસિંહે રસાયણશાસ્ત્ર વિગરે વિષય સંબંધી જાણે પોતાના પિતાનો વારસો લીધો હોય તેમ, સારૂં ઉત્તમ જ્ઞાન મેળવ્યું હતું,વળી તેમણે બીજાઓને પણ તે શીખવ્યું હતું.તેમણે કેટલાંક નવાં શેહેર વસાવ્યાં, જેમાંનું માધવરાજપુર, એ શેહેર રણસ્થંભોર નામના પ્રખ્યાત વેપારી નગરના કીલ્લાની પાસે છે.

માધુસિંહના ઇ. સ. ૧૭૬૩ માં મરણ પછી પૃથુસિંહ (બીજો) નાની ઉમરમાં ગાદીએ બેઠા; તેમની હોરમાણ યાને તેમના નાનાભાઈ પ્રતાપસિંહની માના વાલીપણા નીચે તે રહેતા હતા. આ રાણી રાજલોભી અને સ્થીર મન વગરની હતી. તે એક હાથીના મહાવતની સત્તામાં હતી. પૃથુરાજ પોતાના ૧૫ વરસના રાજ્ય પછી ૧૭૭૮ માં ઘોડાપરથી પડીને મરણ પામ્યા. તેમને ઝેર દીધાનો ઘણા લોકને શક હતો. તેમને બે રાણીઓ હતી, જેમાંની એકને માનસિંહ નામનો બાળકુંવર હતો, તેને તેના મોસાળીઆ પોતાના રક્ષણ નીચે લઈ ગયા અને પછવાડે તે સિંધિયાના રક્ષણ નીચે મોટો થયો.

કુંવર માનસિંહના બાળપણનો લાભ લઇને મરનારના હોરમાઈ ભાઈ પ્રતાપસિંહ જેયપુરની ગાદીએ બેઠા. તેમણે ૨૫ વરસ રાજ્ય કર્યું. રાજા પ્રતાપસિંહના બેસતા અમલમાં તેમના બાળપણને લીધે તેમના દૂશ્મનોને મન જેયપુર, એ એક શીકાર તરીકે થઈ પડયું હતું. પ્રતાપસિંહે પોતાની મા અને પેલા હાથીના મહાવતને ઝેર દઇને મારી નાખ્યાં. થોડા દિવસથી મરેઠાઓ રાજપુતાણાનાં રાજ્યો ઉપર ચઢી આવતા હતા. લુટફાટ, મારા મારી અને કાપા કાપી ચાલવા લાગી; જેથી બધા રાજપુત રાજાઓ ભેગા થયા અને એક બીજાની મદદમાં મળવા સલાહ કરી. આ વખત પ્રતાપસિંહ જુવાન થયા હતા; તે બહાદુર અને બુદ્ધિશાળી નીકળ્યા હતા. તેમણે મારવાડના રાજા વિજયસિંહને લખ્યું કે જો તમે મદદમાં રહો તો આપણે મરેઠાઓને મારી કહાડીએ અને જો તમારી મરજી હોયતો હું આપણા એકત્ર લશ્કરની સરદારી લઉં. આ વાત તેમણે કબુલ કરી. હવે ઈ. સ. ૧૭૮૭માં તેમનાં એકત્ર લશ્કર મરેઠા સામે ટોંગા મુકામે ખડાં થયાં. લડાઈ શરૂ થતા પેહેલાં રાજપુતોએ વિ-

ચાર કર્યો કે જો કદી આપણે આ લડાઈમાં માર્યા જઈશું તો સ્વર્ગ મળશે તથા અપસ્છરાઓને વરીશું માટે જીવ જતા સુધી હડવું નહી. રાજપુત અને મરેઠા બંને તરફનાં લશ્કર એક બીજા સામે લડવા ખડાં થયાં. સિંધિયાના સરદાર ડી. બોઈનના કવાયતી લશ્કર અને તોપોની દરકાર નહીં રાખતાં રાજપુતો હાથમાં વિજળી જેવી ચળકતી તલવારો લઈને મારો !!! મારો !!! એમ પોકાર કરતા મરેઠા ઉપર તુટી પડ્યા. ડી. બોઈનના તોપચીઓને તેમની તોપો આગળ કાપી નાખ્યા અને માધજી સિંધિયાને તેણે જીતેલો મુલક છોડી દઈ રણસંગ્રામમાંથી નાહી જવાની ફરજ પાડી. સિંધિયાની ચતુરાઇ અને ડી. બોઈનના બુદ્ધિબળથી ટોંગાની હારનો બદલો તેમણે ઘણો જલદીથી લીધો. પટન અને મેરતા આગળ ઈ. સ. ૧૭૯૧ માં મરેઠા આવીને ખડા થયા તથા લડાઈ ચાલી. આ વખતની લડાઇમાં મરેઠા જીત પામ્યા. હોલકરે જેયપુરના રાજ્ય ઉપર એકદમ મોટી અને વળી તે વારસિક ખંડણી બેસાડી તથા પછવાડેથી તે ખંડણીનો હક વસુલ કરવા અમીરખાન નામના પ્રખ્યાત લુંટારાને આપી દીધો. આ વખતથી તે ઈ. સ. ૧૮૦૩ સુધીમાં જેયપુરનું રાજ્ય સિંધિયા અને રોહીલા લુંટારાઓના હુમલાથી વખતે વખત ઘેરાયલું રહેતું હતું. જેથી દેશ બધો ઉજ્જડ થઈ ગયો. લુંટારાઓ પોતાની લુંટની વહેંચણને માટે અંદર અંદર લડતા હતા, જેથી તે કારણને લીધે પણ દૂશ્મનોનું લશ્કર ઘણો વખત જેયપુરના મુલકમાં રહેતું હતું અને તેથી દેશની ખરાબી થતી હતી. પ્રતાપસિંહ, એ બહાદુર રાજા હતો પણ લુંટારાઓ એકદમ ચારે બાજુથી બુમો પડાવતા હતા અને તેથીજ પોતે ફાવી શક્યા નહી.

રાજા પ્રતાપસિંહ ઈ. સ. ૧૮૦૩ ની સાલમાં મરણ પામ્યા. તેમના પછી કુંવર જગતસિંહ ગાદીએ બેઠા. આ રાજામાં નહોતી અક્કલ, નહોતી બહાદુરી, કે નહોતા બીજા સદ્ગુણો; પરંતુ તે તેથી ઉલટા ગુણવાળા એટલે વ્યભિચારી અને ઉડાઉ હતા. મેવાડના રાણા ભીમસિંહની કુંવરી કૃષ્ણાકુમારી, કે જે ઘણીજ ખુબસુરત હતી; તેણીનું માગુ મારવાડના રાજા ભીમસિંહે કીધું હતું, પણ થોડા દિવસમાં તે મરણ પામવાથી મારવાડની ગાદીએ માનસિંહ બેઠો હતો. હવે જગતસિંહે તે કુંવરીનું માગુ પોતાને માટે ઉદયપુર મોકલ્યું. આથી તેમની સાથે લગ્ન કરવાને નક્કી ઠરાવ થયો, પણ મારવાડના રાજા માનસિંહે બતાવ્યું કે ભીમસિંહ (મારવાડનો મરનાર રાજા) મરણ પામ્યા, પણ કૃષ્ણાકુમારીનું માગુ મારવા-

ડની ગાદી સાથે થયું હતું, તે શું હવે જેયપુરવાળો પરણી જશે ! આથી મારવાડ અને જેયપુર બંને રાજ્ય વચ્ચે ગીંગોલી મુકામે લડાઇનો દેવ જાગ્યો. આ લડાઈ અટકાવવા મેવાડના રાણા ભીમસિંહે પોતાની કુંવરીને મારી નાખી પણ તેટલામાં હજારો માણસ કપાઈ મુઆં. જેયપુરની તરફમાં આ લડાઈ વખત પોતાનું અને મરેઠા, પઠાણ, પીંઢારા વિગેરેનું મદદમાં આવી મળેલું થઇને એક લાખ માણસનું લશ્કર હતું. હોલકર પ્રથમ મારવાડની પક્ષમાં હતો, તે જેયપુરની તરફમાં આવ્યો. મારવાડનો રાજા માનસિંહ આ લડાઇમાં હારીને નાશી ગયો હતો.

આ લડાઇથી પરવાર્યા પછી આ મળેલા એકત્ર લશ્કરે મારવાડમાં લુંટ ચલાવી. જગતસિંહ પાસેથી નાણાં ખુટ્યાં અને મદદમાં આવેલી ફોજના માણસોના પગાર ચઠી જવાથી તે લોકે જેયપુરના મુલકને લુંટ્યો. આ લુંટમાં પીંઢારી સરદાર પ્રખ્યાત લુંટારો અમીરખાન મુખ્ય હતો. મારવાડના રાજા માનસિંહે અમીરખાનને પોતાની પક્ષમાં લઈ તેને ઉશ્કેર્યો અને તેથી તેણે જેયપુર ઉપર હુમલો કર્યો. આથી રાજ્યને ઘણુંજ નુકશાન થયું હતું.

ઈ. સ. ૧૮૦૪ માં જેયપુરને બ્રિટિશ સરકાર સાથે પેહેલવેલો સંબંધ બંધાયો, પણ લૉર્ડ કોર્ન વાલિસે જે નવી રાજ પ્રકરણી પધ્ધતી વરતાવી તેથી જેયપુરને ઈંગ્રેજ સરકાર સાથેનો સંબંધ તુટ્યો. આ સંબંધ તોડનાર સર જ્યોર્જ બાર્લો હતો. જેયપુરના રાજાએ ઈંગ્રેજ સરકાર અને મરેઠા વચ્ચે લડાઈ ચાલી, તે વખત ઈંગ્રેજનો પક્ષ પકડ્યો હતો તથા તેમણે ઘણી કીંમતી મદદ આપી હતી, પરંતુ સિંધિયા તથા હોલકરે જેયપુરના રાજ્યને ભારે ઉપદ્રવ કરવા માંડ્યો, ત્યારે ઈંગ્રેજે કંઈપણ મદદ આપી નહી. ઇ. સ. ૧૮૧૩ માં એમ ઠર્યું કે જ્યારે તક મળે, ત્યારે જેયપુરના રાજ્યને ફરીથી ઈંગ્રેજોના રક્ષણ નીચે લેવું, પણ નેપાળ સાથેની લડાઇને લીધે, તેમજ પીંઢારાઓને વશ કરવાને ઈંગ્રેજો તેમાં ગુંથાયાને લીધે તે વાત બંધ રહી. જ્યારે ઈ. સ. ૧૮૧૭ ની આખરે સલાહ સંબંધી ફેર વિચાર થયા, ત્યારે જેયપુર અને પ્રેશા, એમણે તેમ કરવાને નાખુશી બતાવી, પરંતુ જેયપુર ઉપર અમીરખાન પીંઢારાના ચાલતા હુમલાઓને લીધે અને પોતાના તાબાના સરદાર પટાવતોને કબજામાં રાખવા માટે વધારે લશ્કર રાખવાની જરૂર પડે; વળી રાજપુતાણાનાં બીજાં રાજ્યોએ ઈંગ્રેજો સાથે કરેલા કોલકરારોના દાખલા જોઇ જેયપુરના રાજા જગતસિંહે

તેમ કરવા કબુલ કર્યું. આથી તા. ૨ એપ્રીલ સને ૧૮૧૮ ના રોજ જેય-પુર અને બ્રિટિશ સરકાર વચ્ચે કોલકરાર થયા અને તેથી જેયપુરનું રાજ્ય ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. આ કરારમાં રાજાએ જે સરતો કબુલ કીધી હતી, તેમાંની મુખ્ય એવી હતી કે ઈંગ્રેજ સરકાર માગે તે વખતે રાજાએ મદદનીશ લશ્કર પુરૂં પાડવું અને રાજ્યની વારસીક ઉપજ ૩૪૦ લાખ થાય ત્યાં સુધી દર વરસે ૨૮ લાખ ઈંગ્રેજ સરકારને ખંડણી બદલના આપવા. જો ૪૦ લાખ કરતાં વધારેની ઉપજ થાય તો સદરહુ ૮ લાખ અને વધારાની ઉપજમાંથી તે વધારાના $\frac{5}{16}$ જેટલું વ-ધારે આપવું.

આ કામથી પરવાર્યા પછી રાજા જગતસિંહે સરદાર પટાવતો વિગરે-એ જે જે જમીનો દબાવી હતી તે પાછી મેળવવા તથા તેના નક્કી ઠરાવ કરવા પોતાની મરજી પ્રમાણે કરવા માંડ્યું. તેથી એ કામમાં દિલ્હીનો રેસીડેન્ટ સર ડેવીડ ઓક્ટર્નલી વચ્ચે પડ્યો અને મેવાડ સાથે જેવી સરતો થઈ હતી તેવી કીધી. જેયપુરના મુલકમાંથી તે રાજ્યના સરદાર પટાવતોએ જે જમીનો ગેરવ્યાજબી લઈ લીધી હોય તે પાછી આપવી એમ ઠર્યું; પણ ઘણી મુદતથી તેમના ચાલતા આવેલા ભોગવટાને રાજા તરફથી હરકત નહી થવા બાંયધરી મળી. આ રાજામાં રાજ્ય ચલાવવા જેટલો દમ ન-હોતો. તે રામજણી, ખોજા તથા બીજા હલકા હજુરીયોના કહેવા પ્રમાણે ચાલતા હતા.

રાજા જગતસિંહ તા. ૨૧ મી ડીસેમ્બર સને ૧૮૧૮ ના રોજ મ-રણ પામ્યા. તેમને પછવાડે કુંવર વારસ નહોતો, તેમજ પોતાની હયાતીમાં પણ દત્તક લેવા વિશે કંઈ વિચાર કીધો નહોતો. તેમના પછી ગાદીએ કોણ બેસે, તેમજ તેમના સબને અગ્નિસંસ્કાર કોણ કરે, એ વાતનો વિ-ચાર કરવા બધા સરદારો ભેગા થયા. સર્વના વિચારમાં એમ આવ્યું કે, રાજા પૃથુરાજ (પેહેલો) થી ૧૪ મી પેડીએ નરવરના પદભ્રષ્ટ રાજાના કુંવર મોહનસિંહને દત્તક લઈ ગાદીએ બેસાડવો અને તેની પાસે બધી ક્રીયાઓ કરાવવી. ઠરાવ પ્રમાણે તેમ કરાવ્યું પણ કેટલાએક આ કામની વિરૂદ્ધમાં હતા. તેમણે બતાવ્યું કે મરનાર રાજાના નજીકના કુટુંબીને પડતો મુકી દુરની પેડી વાળાને દત્તક લેવો એ કાયદાસર નથી; આથી ફીતુર થશે એવાં ચીન્હ જણાયાં, પરંતુ થોડાજ વખતમાં એવી વાત બહાર આવી કે મરનાર રાજાની ૧૭ વિધવાઓ પૈકીની એક ભટીયા-

ણીજીને હમેલ છે. આ વાતની ખાત્રી કરવા બાકીની ૧૬ વિધવા રાણીઓ અને સરદાર પટાવતોની સ્ત્રીઓ મેહેલમાં ભટીઆણીજીની પાસે તપાસ કરવાને તા. ૧ લી એપ્રીલના રોજ ભેગી થઈ; જેમાંથી એમ માલમ પડ્યું કે હમેલ છે. આ વખત એમ ઠરાવ થયો કે જો કુંવર સાંપડે તો મોહનસિંહનો ગાદીનો ઠરાવેલો હક રદ ગણવો અને જન્મેલા કુંવરને ગાદીપતી ઠરાવવો. તા. ૨૫ મી એપ્રીલ સને ૧૮૧૯ ના રોજ ભટીયાણીજીએ એક કુંવરને જન્મ આપ્યો. આ કુંવરનું નામ **જયસિંહ** (ત્રીજો) અથવા **સવાઈ જયસિંહ**, એવું પાડ્યું અને સર્વે સરદારોએ તેને કછવાનો છત્રપતિ ઠરાવ્યો તથા રેસીડેન્ટ સર ડેવીડ આકટર્લોનીએ તેને ગાદીપર બેસાડ્યો. મોહનસિંહને તેના નરવરના રાજ્યમાં પાછો મોકલ્યો. બાળરાજા જયસિંહના નામથી રાજકારભાર ભટીયાણીજીના હુકમ પ્રમાણે વેરીસાલ નામનો સરદાર વાલીપણાથી ચલાવે એમ ઠર્યું. પણ ભટીયાણીજીએ સાંગી જોધારામ નામના એક સખસને દીવાન નિમી તેની તથા બીજા કેટલાએક ખટપટીયાઓની સલાહ પ્રમાણે ચાલીને વેરીસાલના કારભારમાં હરકત નાંખવા માંડી, તેથી રાજ્ય ગેર બંદોબસ્તમાં આવી પડ્યું. આથી રેસીડેન્ટને ફરીથી જેયપુર આવવાની જરૂર પડી. તેણે જોધારામને કહાડવા કહ્યું. તે ઉપરથી ભટીયાણીજીએ પ્રથમ તો રેસીડેન્ટની સલાહ માની નહી, પણ પુરો બંદોબસ્ત કરવો એમ નિશ્ચય ઠર્યું તથા તે પ્રમાણે થવાથી પોતાનો નાશ થશે, એમ ધારી જોધારામને દિવાનગીરીમાંથી કહાડવા કબુલ કર્યું. હવે બ્રિટીશ રેસીડેન્ટે જેયપુરના રાજ્યનો વહીવટ પોતાના તરફના એક અમલદારને નિમી તેની મારફત ચલાવવા માંડ્યો. ઇ. સ. ૧૮૩૫ માં જેયપુરના શેખાવતીના ભાગમાં લુંટારાઓનો ભારે ઉપદ્રવ થયો હતો, તેથી તે લુંટારાઓને વશ કરવા તથા તે ભાગનો બંદોબસ્ત રાખવા માટે ઈંગ્રેજ સરકારને જનરલ સ્ટીવેન્સનની સરદારી નીચે પોતાનું લશ્કર ત્યાં મોકલવાની જરૂર પડી તથા ત્યાં કેટલુંએક લશ્કર જાથુને માટે રાખવામાં આવ્યું. આ લશ્કરી ખરચનો બદલો લેવા માટે સંભર સરોવરમાંથી પેદા થતા મીઠાની ઉપજમાં જેયપુરનો જે ભાગ હતો તે ભાગમાંથી તે ખરચ પરભાર્યું વસુલ કરી લેવું એમ ઠર્યું. સેખાવતીના બંદોબસ્ત સંબંધી ગોઠવણો થઈ તેવા વખતમાં એટલે ઇ. સ. ૧૮૩૯ માં રાજા જયસિંહનો ૧૮ વરસની ખીલતી જુવાનીમાં જેયપુરમાં કાળ થયો. એમ કહેવાયું છે કે રાજાનું મડદુ હાથ લાગ્યું નહી તેથી દ-

ગાનો વહેમ આવ્યો. આ કવખતના મોતથી તેમના મરણ સંબંધીનો શક સાંગી જોધારામ અને રૂપાં નામની ખાસ લોંડીના ઉપર ગયો. જોધારામ, એ રાજમાતા ભટીયાણીજીનો માનીતો હતો અને તે બાઇના મેહેરબાનીથી તે જેયપુરનો દિવાન બન્યો હતો. બ્રિટિશ રેસીડેન્ટ જેયપુર આવ્યો, તેણે રાજાના મરણ વિશે તપાસ કર્યા પણ કંઈ ખાત્રી પડતી હકીકત બહાર પડી આવી નહી તો પણ જોધારામને બરતરફ કીધો. એજંટે આ વખત મરનારના બાળ કુંવર રામસિંહને પોતાના વાલીપણામાં રાખી રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી અને પોતાની તરફના પોલીટીકાલ એજંટની મારફત રાજકાજમાં ઘણા સુધારા કર્યા. બંદોબસ્ત ઘણો સખ્ત ચાલતો હતો, જેથી જોધારામે ભારે તરકટ રચવા ઈરાદો કર્યો, એટલુંજ નહી પણ કરનલ આલ્વજ નામના જેયપુરના પોલીટીકાલ એજંટ તથા તેના આસિસ્ટંટ મી. બ્લેકની જીંદગીનો અંત લાવવા તેણે કાવતરાં કરવા માંડ્યાં. બ્લેકનું ખુન કરાવામાં તે ફતેહ પામ્યો. ખુની પકડાયા અને તેમને તોપે બાંધી ઉડાવી મુકયા તથા જોધારામને ચુનારના કીલ્લામાં જીંદગી પરિયંતને માટે કેદ રાખવામાં આવ્યો.

બાળ મહારાજા રામસિંહજીને બ્રિટિશ સરકારે પોલીટીકાલ એજંટના વાલીપણા નીચે રાખ્યા તથા તે અમલદારના હાથ નીચે રાજકારભાર કરવામાં મુખ્ય પાંચ અમીરોની રીજન્સિ કૌંસીલ (સભા) નીમવામાં આવી હતી. ખરચ કમી કરવા માટે લશ્કર ઓછું કરવામાં આવ્યું, દરેક ખાતામાં સુધારા કીધા, સતી, ગુલામ અને બાળ હત્યાની મનાઈ કીધી; ઉપજના પ્રમાણમાં ત્રીબ્યુટ વધારે જણાયાથી ઈ. સ. ૧૮૪૨ માં ચઢેલી બાકીમાંથી ૩૪૬ લાખ છુટ મુકી અને વારસીક ખંડણીમાંથી દર વરશે ૩૪ લાખ ઓછા કર્યા.

મહારાજા રામસિંહજી પોતે જુવાન ઉંમરે આવ્યાથી રાજ્ય તેમને સ્વતંત્ર રીતે સોંપવામાં આવ્યું. તે બહાદુર અને સારી ચાલના રાજા નીવડ્યા. તેમણે ઈ. સ. ૧૮૫૭ ની સાલના બળવા વખત ઈંગ્રેજોને ઘણી સારી મદદ આપી હતી; તેના બદલામાં ઈંગ્રેજ સરકારે તેમને કોટકાસ્સીમનું પ્રગણું બક્ષીસ આપ્યું, પરંતુ તે એવી સરતે કે વહિવટ ઈંગ્રેજ સરકારના હાથમાં રહે અને પ્રગણાની ઉપજ, ખરચ કાપતાં જે વધે તે જેયપુરના રાજાને મળે. ઈ. સ. ૧૮૬૪ માં ઈંગ્રજ સરકાર તરફથી દત્તકની સનંદ મળી. મહારાજા રામસિંહજીએ પોતાના રાજ્યમાં રસ્તા સુ-

ધાર્યા, કેળવણીખાતુ દાખલ કર્યું, "રાજપુતાણા અને માળવા રેલવે" લાઇન બાંધવા માટે તેમણે ઇંગ્રેજ સરકારને જમીન આપી. ઈ. સ. ૧૮૬૮ માં દૂકાળ પડ્યો તે વખત આમદાની જકાત કહાડી નાખી હતી. વિશેષ કરીને ઇંગ્રેજ અને તેમની મડમોના સહવાસમાં રહેવાને તે વધારે શોખીન હતા. ઇંડીયા લેજીસ લેટીવ કોંસીલના તેઓ એ વખત મેમ્બર નીમાયા હતા. વડોદરાના ગાયકવાડ મહારાજા મલ્હારરાવ ઉપર ત્યાંના રેસીડેન્ટ કરનલ ફેરને ઝેર દેવાના તોહોમત વિશે તપાસ કરવા સને ૧૮૭૫ ના માર્ચ માસમાં વડોદરાના કાંપમાં ઇંગ્રેજ સરકારે કમીશન બેસાડ્યું હતું. તે વખતના કમીશનમાં ત્રણ યુરોપીયન અને ત્રણ દેશીઓને કમીશનર નીમ્યા હતા, જેમાં મહારાજા રામસિંહજી પણ એક હતા. મહારાજાની સારી ચાલને લીધે બ્રિટિશ સરકારે તેમને "જી. સી. એસ આઇ"નો માનવંતો કીતાબ આપ્યો હતો. નામદાર મહારાણી વિકટોરીયાએ "કૈ-સરેહિંદ" નું પદ ધારણ કર્યું, તે બાબત સને ૧૮૭૭ ના જાન્યુઆરીની તા. ૧ લી ના રોજ હિંદના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લૉર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો હતો, તે વખતના દરબારમાં મહારાજા રામસિંહજી દિલ્હી પધાર્યા હતા. પ્રથમ તેમને ૧૭ તોપનું માન મળતું હતું તેમાં વધારો કરી ૨૧ નું માન આપવા તે વખતના દરબારમાંથી ઠરાવ થયો હતો. એક પાદશાહી વાવટો તેમના રાજ્યમાં લશ્કરી દમામ સાથે પહોંચાડવામાં આવ્યો. હિંદને માટે નવી ઇમ્પિરિયલ કોંસીલ નીમી તેના સભાસદો તરીકે ગવરનરો, લેફ્ટેનેંટ ગવરનરો વિગેરે દરેક ઇલાકાના મુખ્ય મુખ્ય યુ-રોપીયન અમલદારો અને મોટા તથા ડાહ્યા રાજકર્તાઓને નીમ્યા હતા; જેમાં મહારાજા રામસિંહજી પણ એક સભાસદ નીમાયા હતા.

મહારાજા રામસિંહજી સને ૧૮૮૧ ની સાલમાં જેયપુરમાં કૈલાશ વાસી થયા. તેમને વેદ અને ધર્મશાસ્ત્ર પ્રમાણે કીયાઓ કરી અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. મહારાજાના મરણ પછી કુંવર માધુસિંહજી ગાદીએ બીરાજ્યા. જે હાલના મહારાજા છે અને તેઓ "સવાઈ માધુસિંહજી" એવે નામે ઓળખાય છે. તેમની ઊંમર ૨૯ વરસની છે. મહારાજા સ-વાઈ માધુસિંહજી બ્રિટિશ છાવણીમાં જાય તે વખત લશ્કરી સલામતી અને ૨૧ તોપ ફોડી માન આપવામાં આવેછે.

---

# મારવાડ.

## ( જોધપુર. )

મારવાડનું રાજ્ય, એ "મારવાડ અથવા જોધપુરનું રાજ્ય," એ નામથી ઓળખાયછે. તેના રાજ્યકર્તા શૂર્યવંશી રાઠોડ જાતના રાજપુત અને તે "માહારાજા" ની પદવિથી ઓળખાયછે. **સીમા.**–આ રાજ્યની ઉત્તરે વિકાનેરનું રાજ્ય; ઈશાનકોણ તરફ જેયપુરનું રાજ્ય; પૂર્વે કિશનગઢનું રાજ્ય; ઈંગ્રેજી અજમેરજીલ્લો અને મેવાડનું રાજ્ય; અગ્નિકોણ તરફ ઈરિનપુરા અને સિરોહીનું રાજ્ય; દક્ષિણે ગૂજરાત પ્રાંતનો પાલનપુર જીલાકો તથા કચ્છનું રણ; પશ્ચિમે સિંધ પ્રાંત અને વાયવ્યકોણ તરફ જેયસલમેરનું રાજ્યછે. આ રાજ્યની પૂર્વ તરફ મેરવાડા પ્રાંતછે, જેનો થોડોક ભાગ મારવાડ તાબેછે, પણ વહિવટ ઈંગ્રેજ સરકારના હાથમાંછે.

આ રાજ્યનો **વિસ્તાર** ૩૫૬૭૨ ચોરસમૈલ જમીનનોછે, અને તેમાં **વસ્તી** આશરે ૨૦૦૦૦૦૦ ( વીશ લાખ ) માણસનીછે. **વારસિક પેદાસ** રૂ. ૩૦૦૦૦૦૦ ( ત્રીશ લાખ ) ને આશરે થાયછે. આ રાજ્ય ઈંગ્રેજ સરકારને ખંડણી ભરેછે.

**દેશાનુંસ્વરૂપ**–રાજપુતાણાનાં બધાં રાજ્યો કરતાં મારવાડ એ જમીનમાં વધારે વિસ્તારવાળો દેશછે. આ દેશનો પશ્ચિમ તરફનો ભાગ મોટાં મોટાં રેતીનાં મેદાનવાળોછે, જેમાં પાક ધરોજ થોડો થાયછે. પૂર્વ અને ઈશાનકોણ તરફનો ભાગ પહાડી, ઝાડોવાળો અને ધરોજ રસાળછે. રસાળ અને અ રસાળ ભાગની હદ લુણી નદીથી જુદી પડેછે. રેતીનાં મેદાન, એ "રણ" કહેવાયછે, તે વિશાળ મેદાન તથા રેતીના ટેકરાઓથી ભરપુરછે. એ ભાગમાં પાણી વહી જવાને તે જમીન રેતીવાળી હોવાથી તેમાં સમાઈ જાયછે, જેથી ખેતીના કામમાં વધારે વરસાદની જરૂર પડતી નથી. જ્યારે વરસાદ વરસેછે ત્યારે લોકો ઊંટવતી રેતીના ટેકરા ખેડેછે, તથા બીજ જમીનમાં ઘણાં ઊંડાં વાવેછે. રણમાં જે ઘાસ ઉગેછે, તે ખાઈને ઊંટ, ઘેટાં અને ઢોર ઘણાં ઉછરેછે. આ દેશ પશુની પેદાશને માટે ઘણો પ્રખ્યાતછે. પશુની પેદાશથી લોક દ્રવ્યવાન થાયછે. દેશમાં વારસિક મેળા ભરાયછે. એ મેળાઓમાં મારવાડી બળદોની કીંમત ઘણી સારી ઉપજેછે. મારવાડનાં ઊંટ ઘણાં સહનશીળ અને પ્રખ્યાતછે. રણમાં જંગલી ગધેડાં થાયછે. વરસાદ ઘણું ખરૂં નૈરૃત્યકોણ તરફથી વરસેછે.

મારવાડમાં આરસપહાંણ અને ઇમારતી પથ્થરો જમીનમાંથી નીકળેછે. **નદીઓ**–લુણી, એ રાજપુતાણાના ઇશાનકોણ તરફના ભાગમાંથી પેદા થઈ આ દેશ ( મારવાડ ) માં વહીને અગાડી જતાં નૈરૂત્યકોણ આગળ આ દેશની હદ છોડી અગાડી કચ્છના રણમાં થઈ કચ્છના અખાતમાં મળેછે. આ નદીને પૂર્વ તરફની આશરે દશથી પંદર સુધી નાની નદીઓ આ દેશમાં આવી મળેછે પણ તે નીરંતર વહેનારીઓ નથી જેથી તે જાણવા જેવી નથી. પાણીની ઘણી તંગી પડેછે. કુવા ઘણાજ ઊંડા હોયછે **સરોવર**–સંભર નામનું જે ખારા પાણીનું સરોવરછે, તે આ દેશના ઇશાકોનકોણના ભાગમાંછે. તે ઘણું મોટું અને તેના પાણીથી મીઠું પાકેછે. **હવા**–દિવસે ગરમ અને રાત્રે ટાઢી હોયછે. વરસાદ થોડો વરસેછે. **જમીન તથા નીપજ**–આપણે ઉપર વાંચી ગયા તે પ્રમાણે લુણી નદીની પૂર્વ તરફની જમીન પહાડી તથા રસાળછે અને પશ્ચિમ તરફની રેતાળ તથા અ રસાળછે. નીપજ ઘણું કરીને બાજરી, મઠ, ઘઉં, કપાસ, શેરડી અને અફીણ તથા ઘણી જાતનાં કઠોળની થાયછે, **ખનીજપદાર્થ**–જમીનમાંથી આરસ તથા બીજા ઇમારતી પથ્થરો નીકળેછે. **જનાવર**—રણના ભાગમાં ઊંટ, ઘેટાં અને જંગલી ગધેડાં વિગરે જાનાવરો હોયછે. ઊંટ, ઘેટાં, અને બળદ કીંમતી ગણાયછે. આ દેશની મુખ્ય નીપજ ઢોરાંનીછે. **લોક તથા ભાષા**–રાજપુત, મેર, રબારી, ચારણ, વાણીઆ, બ્રાહ્મણ અને થોડા મુસલમાનછે. દેશની ભાષા મારવાડીછે. મારવાડી લોક વેપાર કરવામાં ઘણા ખબરદાર અને ઉદ્યોગીછે, તેઓ પરદેશ જઇને વેપાર કરવામાં ઘણા હીંમતવાનછે. **રેલવે**–આ રાજ્યના પૂર્વ તરફના થોડા ભાગમાં રેલવે લાઇનછે, જે "રાજપુતાણા અને માળવા રેલવે" ને નામે ઓળખાયછે. આ મોટી લાઇનના "જોધપુર જંકશન" એ નામના રેલવે સ્ટેશનથી વાયવ્યકોણ તરફ જોધપુર સુધી ૬૪ મૈલની લાઇનનો એક ફાંટોછે, જે "જોધપુર બ્રેન્ચ" ને નામે ઓળખાયછે. **મુખ્ય શેહેરો**–**જોધપુર**, એ આ દેશની રાજધાનીનું કીલ્લાવાળું શેહેરછે. તેમાં મહારાજા સાહેબના મેહેલ જોવા જેવી બાંધણીનાછે. આ શેહેર મારવાડના ઘણું કરીને મધ્ય ભાગમાંછે. એ શેહેર રેલવેનું સ્ટેશનછે જોધપુરને ઈ. સ. ૧૪૫૯ માં મારવાડના રાજા જોધાએ વસાવ્યું હતું અને ઈ. સ. ૧૪૬૧ થી તે રાજધાનીનું શેહેર બન્યું. એ પેહેલાં રાજગાદી મંડોરમાં હતી. અહીં પોલીટીકાલ એજંટની છાવણી તથા પોસ્ટઓફીસછે. રેલવે સ્ટેશન ઉપર તાર ઓફીસ પણ છે. **પાલી**,

એ મારવાડની છેક પૂર્વમાં એક વેપારી શેહેરછે. મારવાડના રાઠોડ રાજાની આ દેશમાં પેહેલવેલી રાજધાની પાલીમાં હતી. એ શેહેરમાં ગાદી સ્થાપનાર શીઓજી થયા. તેમના વંશમાં અગીયાર પેડી સુધી ગાદી પાલીમાં રેહી. અગીયારમા પુરૂષ ચાંદાએ ઈ. સ. ૧૪૦૦ના લગભગમાં ત્યાંથી ગાદી બદલી અને મંડોરમાં સ્થાપી. પાલી, એ "જોધપુર બ્રેન્ચ" રેલવે લાઇન ઉપરનું એક રેલવે સ્ટેશનવાળું શેહેરછે. પોસ્ટઓફીસ અને રેલવે સ્ટેશનપર તાર ઓફીસછે. જોધપુરથી પાલી અગ્નિકોણ તરફ ૪૫ મૈલને છેટેછે. **શિવાય, નાગોર, પોકર્ણ**, વાલોત્રા, **ઝાલોર, બાલમેર** અને **ચોતન** વિગરે પ્રસિદ્ધ શેહેરોછે. **દત્તકની સનંદ**, આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણો આપે હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઇંગ્રેજ સરકાર તરફથી મળીછે,તેમજ" "કૈશરે હિંદ" તરફથી **પાદશાહીવાવટો**, પણ મળ્યોછે. **યુદ્ધસામગ્રી**, આ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલધારાને લગતીછે. ૫૦૨૦ પેદલ, ૩૫૪૫ સ્વાર, ૨૭૭ તોપ અને ૨૪૦ ગોલંદાજ રાખવાની સત્તાછે.

**ઇતિહાસ**—મારવાડને કેટલાએક લોક "મારૂદેશ" કહેછે. આ દેશના રાજા રાઠોડ જાતના સૂર્યવંશી રાજપુત છે. અને તે **શ્રીરામ**ના વંશજ છે. ભાટ લોકો રાઠોડોની ઉત્પતિ **સૂમિત્રાથી** ગણેછે. સૂમિત્રા, એ રામના વડા કુંવર લવની વંશમાં ચોપનમા પુરૂષ હતા. ભરતખંડનો ઇતિહાસકર્તા કહેછે કે ગુપ્તવંશની રાઠોડ શાખાને હાથ **કનોજ**નું રાજ્ય ઈ. સ. ૪૭૦ માં આવ્યું. રાજસ્થાનનો કર્તા કરનલટાડ કહેછે કે એ રાઠોડનું નામ **નેનપાળ** હતું. કનોજમાં અજયપાળ નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને મારી નેનપાળે તે રાજ્ય જીતી લીધું. નેનપાળ પછી કુંવર **ભરત** થયા. એ ભરતને **૧૩** કુંવર હતા અને તે તેરનાં નામ ઉપરથી તેમની તેર શાખા થઈ તે પછીના સાતસો વરસ સુધીનો તેમના વંશનો ઇતિહાસ જાણવામાં આવ્યો નથી.

ઈ. સનના બારમા સૈકાના છેલા વરસોમાં કનોજમાં વિજયચંદ્રના કુંવર **જયચંદ્ર** રાઠોડ રાજ્ય કર્તા હતા. એ જયચંદ્ર પાસે ઘણું મોટું દળ (લશ્કર) હતું અને તેથી તેમને લોકો "દળપાંગળો" એ નામથી ઓળખતા હતા. જયચંદ્ર પાસે ૩૦૦૦૦૦ (ત્રણ લાખ) પેદલ, ૨૦૦૦૦૦ (બે લાખ) ધનુશબાણ વાળા, ૮૦૦૦૦ (એંશીહજાર) બખ્તરવાળા,

૩૦૦૦૦ (ત્રીશહજાર) પાખરવાળા, અને લડાઇના ઘણા હાથીઓ હતા. જયચંદ્ર ઘણી લડાઇઓ લડ્યા અને ઘણાના મુલક તાબે કર્યા હતા; પરંતુ દિલ્લીના છેલ્લા રાજપુત રાજા પૃથુરાજ ચહુઆણ અને જયચંદ્ર વચ્ચે થએલાં યુદ્ધમાં એ બંને રાજ્ય નબળાં પડી ગયાં. ગીજનીના પાદશાહ શાહબુદ્દીન ઘોરીએ દિલ્હી ઉપર ઘણી સ્વારીઓ કરી; જેમાંની છેલી તેણે ઇ. સન ૧૧૯૩ માં કરી હતી. એ વખત પૃથુરાજને પકડ્યો અને દિલ્હીના હિંદુ રાજ્યનો છેડો આણ્યો. આથી ઘોરી ભારે બળવાન રાજા થયો. એજ સાલમાં તે પોતાના ભારે દળ સાથે કનોજ ઉપર ચઢી આવ્યો, અને કીલ્લા પછાડી ઘેરો ઘાલ્યો. શાહબુદ્દીન પાસે ભારે દળ હતું અને જયચંદ્ર રાઠોડ પૃથુરાજ સાથે લડવામાં નબળા થઇ ગયા હતા, તોપણ પોતાના શૂરવિર રાજપુતોને લઇને તેના સામે તૈયાર થયા. રાજપુતો થોડા અને મુસલમાન ઘણા હતા, તેથી જીતવાની આશા નહી હોવાને લીધે પોતાની રાણીઓ, કુંવરીઓ અને સરદારોનાં કુટુંબ તથા ધનમાલ મુસલમાનને હાથ જાય નહી તેથી કીલ્લાની અંદર ચીતા ખડકી તેમાં હોમી દીધાં. અગ્નિના ભડકા થઇ તે બળી રહેવા આવ્યાં, એટલે સ્નાન કરી કેશરીયા વાઘા પેહેરી કીલ્લાના દરવાજા ખુલ્લા મુકી માત્ર મરવુંજ, એવા ઇરાદાથી રાજપુતો મુસલમાનો ઉપર તુટી પડ્યા. આ વખત લડાઇની મીલ બંધાઇ નહોતી પણ જેમ જેને લાગ ફાવે તેમ મારે, એ પ્રમાણે કતલ ચાલી. ઘણા મુસલમાનો અને તમામ રાજપુતો કપાઇ મુઆ તથા લોહીની નીકો ચાલી અને જયચંદ્ર નાશી જતાં ગંગા નદીમાં ડુબી જવાથી મરણ પામ્યા.

જયચંદ્રને સીઓજી અને સાઇતરામ એં નામના બે પૌત્ર (કુંવરના કુંવર) હતા, જેઓએ અરાઢ વરસ સુધી મુસલમાનો ઉપર બહારવટાં કીધાં અને ત્યાર પછી ઇ. સ. ૧૨૧૨ માં ૨૦૦ રાજપુતો સાથે પોતાની જન્મભુમી જે *કનોજ, તે છોડ્યું. તેઓ હાલના વિકાનેર શેહેરથી ૫

*પ્રથમ કનોજ એ એક મોટું નગર હતું. ઇ. સનના સાતમા સૈકાની મધ્યમાં તે ૧૬ મૈલ લંબાઇનું શેહેર હતું. એ વખત ત્યાં સિલાદિત્ય નામનો રાજા રાજ્ય કરતો હતો, તેણે હિંદના ઘણાખરા રાજાઓને જીત્યા હતા. હાલ એ શેહેર એક સાધારણ ગામડા જેવું થઇ ગયું છે અને તે જસોદા રેલવે સ્ટેશનથી નજીકમાં થોડા મૈલને છેટે છે. જુસોદા, એ કાનપુરથી વાયવ્ય કોણમાં ૫૮ મૈલને છેટે છે.

ચિમમાં ૨૦ મેલના છેટાપર આવેલા કોલુમદમાં આવ્યા. ત્યાં સોલંકી જાતનો રાજ્પુત રાજા રાજ્ય કરતો હતો, તેની કુંવરી સાથે સીઓજી પરણ્યા. થોડા દિવસ પછી તે દ્વારકાં તરફ ગયા અને આ મુસાફરી વખત તેમણે લાખા ફુલાણીને માર્યો. જ્યારે તે દ્વારકાંથી પાછા આવ્યા, ત્યારે તેમણે પેહેલવેલાં મેહવામાં ડાભી જાતના રાજપુતો રાજ્ય કરતા હતા, તેમનો લુણી નદીના કીનારાપર ઉજાણીમાં બોલાવી નાશ કર્યો. થોડા દિવસમાં તેમણે સાચોરના દેવડા, ઝાલોરના સોનીગરા, અહીંતના મોહીલ, સીંધલના સંકલા અને જુના ખેરગઢના ગોહેલોનો નાશ કરી મારવાડમાં રાઠોડ રાજ્ય સ્થાપ્યું.

આ વખત પાલી અને તેના આસપાસની જમીન પાલીવાળ જાતના બ્રાહ્મણ જાગીરદારોના તાબામાં હતી, તેમના ઉપર મેર અને મીણા જાતના લોકો વખતે વખત હુમલા કરતા હતા. આ આફતમાંથી બચવા બ્રાહ્મણોએ સીઓજીની મદદ માગી. સીઓજીએ તે લોકને મદદ આપી અને હુમલા કરનારાઓમાંના કેટલાકનો નાશ કર્યો. બ્રાહ્મણોએ વિચાર કરી હુમલાખોરો જંપવા દેશે નહીં તેમ ધારી સીઓજીને પાલીમાં વસવા માટે કહ્યું. તેમણે હા કહી અને બ્રાહ્મણોએ જમીન આપી, જેમાં તે વશ્યા. થોડાજ દિવસમાં સોલંકી રાણીએ સીઓજીને સલાહ આપી, તે પ્રમાણે તેમણે બ્રાહ્મણોના મુખ્યને માર્યા અને તેમનો મુલક પોતાના દેશ સાથે જોડી દીધો. આ વખતથી "રાવ" એવો કીતાબ ધારણ કરી સીઓજીએ રાજગાદી પાલીમાં સ્થાપી.

પાલીમાં ગાદી સ્થાપ્યા પછી સીઓજી એક વરસ જીવ્યા. તે મરણ પામ્યા તે વખત તેમને અસોધામ, સોનીંગ અને અજમાલ; એ નામના ત્રણ કુંવર હતા; જેમાંના વડા **અસોધામ** ગાદીએ બેઠા. સોનીંગે ઈડરનું રાજ્ય જીત્યું, જેમના વંશજ હાલ મહીકાંઠા એજન્સિ તાબાના પોળ સંસ્થાનમાં રાજ્ય કરે છે, અને અજમાલના બે કુંવરોમાંના વાગાજીના "વાજી" અને વાઢેલજીના "વાઢેલ," એ જાતના રાજપુતોની અટકથી ઓળખાય છે.

રાવ અસોધામને આઠ કુંવર હતા. એ આઠેનાં નામ ઉપરથી આઠ જાતના રાઠોડ કહેવાયા. ૧ દુહર. ૨ પસી, ૩ ખીમ્પસાવ, ૪ ભોપસુ, ૫ ધાંદલ, ૬ જેતમલ, ૭ બાંદર અને ૮ ઉહડ. એમાંની દુહર, ધાંદલ, જેતમલ, અને ઉહડ; એ ચાર જાતો આજ પણ જાહેર છે. અસોધામ

પછી રાવ **દુહર** ગાદીપતિ થયા. મંડોરમાં પડીહાર જાતના રાજપુતોનો અમલ હતો, તેમની પાસેથી તેને જીતી લેવાનો યત્ન કીધો, જેમાં તેમનું મરણ થયું. દુહરને સાત કુંવર હતા. ૧ રાયપાળ, ૨ કીરતપાળ, ૩ બેહર, ૪ પીતળ, ૫ જુગાઇલ, ૭ દલુ અને ૮ બેગર. દુહર પછી રાવ **રાયપાળ** ગાદીએ બેઠા. તેમણે મંડોરના પડીહાર રાજાને મારી પોતાના પિતાને માર્યાનું વેર લીધું. રાયપાળને ૧૩ કુંવર હતા. તેમના વંશજોથી મારવાડ દેશ ભરાઇ ગયો. રાયપાળ પછી **કાનલ**, તેમના પછી **જાલન**, તેમના પછી **ચાંદો**, અને તેમના પછી **થીદો**, એ પ્રમાણે એક પછી એક એમ ગાદીએ બેઠા. રાવ થીદાએ સોનીગરા રાજપુતો પાસેથી બીનમહાલનો રસાળ પ્રાંત જીતી લીધો અને દેવડા તથા બાલેચાઓ પાસેથી પણ કેટલોએક મુલક જીતી પોતાના રાજ્યમાં વધારો કર્યો.

થીદા પછી **સીલક** (સીલકો) ગાદીએ બેઠા. તેમના નાના કુંવરોની વંશના "સીલ્કાવત" કહેવાય છે. જેઓ મેહવો તથા રારદરોના ભોમીયા જાગીરદારો છે. રાવ સીલક પછી કુંવર **વીરમદેવ** ગાદીએ બેઠા, જેમણે ઉત્તર તરફના જોહીયા લોકો ઉપર હુમલો કર્યો અને તેમની સાથેની લડામાં મરાયા. તેમના વંશજો "વીરમોતી" અને તેમના ભાઈ વીજોના વંશજો "બીજાવત" કહેવાય છે; જેમની વસ્તી સાઇતરૂ, સુવાણો અને દાઇચુમાં ઘણી છે.

રાવ વીરમદેવ પછી કુંવર **ચાંદો** ગાદીએ બેઠા. એ વખત સુધીમાં એટલા બધા રાઠોડ ભાયાતો વધી પડ્યા, કે ગમે તેવા જોખમ ભરેલા કામોમાં બીજાઓની મદદ શિવાય પણ પાછા નહીં હડવાને તેઓએ હીંમત ધરી. રાવ ચાંદે તમામ રાઠોડ સરદારોને લઇને મંડોર ઉપર હુમલો કર્યો, તથા ત્યાંના પડીહાર રાજાને માર્યો અને મંડોર જીતી લીધું. એ વખતથી ગાદી પાલીમાંથી ઉઠાવી અને **મંડોર**માં સ્થાપી. થોડા દિવસ પછી નાગોરમાં પાદશાહી સુબો રહેતો હતો તેના ઉપર હુમલો કરી તેને જીતી લીધું અને નાંદોલને પણ જીત્યું. આ બંને જગાએ પોતાના તરફથી થાણાં મુકયાં.

રાવ ચાંદાને ૧૪ કુંવર હતા. ૧ રણમલ, ૨ સતો, ૩ રણધીર, ૪ હરીંકોવાલ, ૫ પુંજો, ૬ ભીમ, ૭ કાનો, ૮ ઉજો, ૯ રામદેવ, ૧૦ વીજો, ૧૧ સેસમાલ, ૧૨ વાઘ, ૧૩ લુંબો અને ૧૪ સીવરાજ. આ ૧૪ ના વંશજ રાવ કહેવાયા. પુંગલનો ભાટી રાજા અને રાવ ચાંદાના ચોથા કુંવર

ખીંચીવાલ વચ્ચે નાગોર તરફ ટંટો થયો. તેમાં રાવ ચાંદો પોતે અને ૧૦૦૦ રાજપુતો મરાયા, ઈ. સ. ૧૪૦૨. રાવ ચાદાને હંસાકુંવરી નામના એક કુંવરી હતી, જેને મેવાડના રાણા લાખા સાથે પરણાવી હતી; તેણીને પેટે મોકલસિંહ અને પ્રખ્યાત કુંભોરાણો થયા. આ લગ્નથી મેવાડના રાજ કારભારમાં રાઠોડો દાખલ થયા અને તેથી બંને રાજ્યને ઘણું નુકશાન પહોચ્યું હતું.

રાવચાંદા પછી મારવાડની ગાદીએ કુંવર રણમલ બેઠા. રાવ ચાંદા-ના મરણની સાથે ઈ. સ. ૧૪૦૨માં રાઠોડોએ નાગોર ખોયું. રણમલે મારવાડના રાજ્યમાં એક સરખું માપ તથા તોલ ચલાવ્યાં. રાવ રણમલનું મેવાડના રાજકારભારના પ્રસંગમાં મરણ થયું. તેમને ૨૪ કુંવર હતા; જે-માંના વડા જોધો ગાદીએ બેઠા.

રાવ જોધાએ ઈ. સ. ૧૪૫૫માં સોજતને જીત્યું અને એક જોગી-ની સલાહથી ઈ. સ. ૧૪૫૯ (સંવત ૧૫૧૫નો જેઠ માસ)માં જોધપુરનો પાયો નાખ્યો. ઇ. સ. ૧૪૬૧ માં મંડોરથી ગાદી ઉઠાવી અને જોધપુરમાં આણી. રાઠોડ રાજાના વંશજો એકદમ એટલા બધા વધી ગયા કે જેથી કરીને તે લોકોમાં દેશનો ઘણો ભાગ વહેંચાઈ ગયો. આથી તેમને નવો મુલક જીતવાની જરૂર જણાઈ. રાવ જોધાનો વડો કુંવર સાંતલ, બુંદીની કુંવરીનો કુંવર હતો, તે ભાટીઓના મુલક (જેયસલમેર ) માં રહેતો હતો. તેણે પોકર્ણથી પાંચ મૈલને છેટે કીલ્લો બાંધી તેનું નામ સાંતલમેર પાડયું. એ સહરાઈ જાતના લોકોના ખાન સાથે લડતાં મરાયો અને તેને કસ-મો આગળ બાળ્યો જ્યાં એક દેરડી બંધાવી છે. સાંતલની પછી તેની સા-ત રાણીઓ સતી થઈ બળી મોઇ. ચોથો કુંવર દુદો મેરતીઆના મેદાનમાં વસ્યો. દુદાના વંશજો મેરતીઆ કહેવાય છે અને તે મારવાડમાં પ્રખ્યાત તલવારીઆ ગણાય છે. દુદાની કુંવરી પ્રખ્યાત મીરાંબાઈ જેને મેવાડના રાણા કુંભા સાથે દીધી હતી. છઠ્ઠા કુંવર વિકાએ પોતાના કાકા કાંદલ-ની સાથે ઉત્તરમાં જઈ નવો મુલક જીતી ત્યાં પોતાનું જુદું રાજ્ય બાં-ધ્યું, જે આજ "વિકાનેરનું રાજ્ય" એ નામથી ઓળખાયછે.

જોધો ઈ. સ. ૧૪૮૯ માં પોતાની ૬૧ વરસની ઊંમરે મરણ પામ્યા તેમણે અને તેમના કુંવરોએ ઘણો મુલક મેળવ્યો. તેમના મરણ પછી કુંવર સુરજમલ્લ ગાદીએ બેઠા. શીરશાહે મારવાડ ઉપર હુમલો કર્યો અને જોધપુરને ઘેરો ઘાલ્યો. ત્યાં સુધી રાઠોડોને પાદશાહી લશ્કર સાથે લડ-

વાને જરૂર પડી નહોતી. ઈ. સ. ૧૫૧૬માં પઠાણોની એક ભટકતી ટો-
ળીએ પીપર ગામમાં ત્રીજનો મેળો હતો, તે વખત તે ગામ ઉપર હુમ-
લો કરી ૧૪૦ મારૂ પુત્રીઓનું હરણ કર્યું. આ ખબર રાવ સુરજમલને
થવાથી પોતાની પાસે તે વખત જેટલા રાજપુત સરદારો બેઠા હતા, તે
ટલાને લઈને પઠાણોની પછાડી પડયા. તેમણે પઠાણોને માર્યા અને મારૂ
પુત્રીઓને પાછી લાવ્યા, પણ એ વખતની લડાઈમાં સુરજમલ્લ પોતે મરાયા.

રાવ સુરજમલને ૫ કુંવર હતા; જેમાંના વડા ભગવાનદાસ રાવની
હયાતીમાં મરણ પામ્યા હતા પણ તેમને ગંગદાસ નામના કુંવર હતા તે
મારવાડની ગાદીએ બેઠા. બીજા કુંવર ઉદાને ૧૧ કુંવર હતા. તેમના વં-
શજો "ઉદાવત" કહેવાય છે, ત્રીજા કુંવર સાંગાના વંશજો "સાંગાવત,"
અને ચોથા કુંવર પ્રયાગના વંશજો "પ્રાયાગોટ" કહેવાયા. પાંચમા કુંવર
વીરમદેવનો કુંવર નારૂ, એ મારૂ પુત્ર તરીકે દૈવી અવતાર ગણાયો; જેની
મૂર્તિ સોજતમાં આજ પણ ઈશ્વરરૂપે પુજાય છે. એના વંશજો "ના-
રાવત" કહેવાય છે. રાવ ગંગદાસ મારવાડની ગાદીએ બેઠા, પણ તેમના
કાકા સાંગાએ ગાદીનું માટે તકરાર ઉઠાવી. સાંગાએ આ કામ માટે દો-
લતખાન લોદીને પોતાની મદદમાં બોલાવ્યો. આથી જોધાના વંશજો એક
બીજાની સામે અંદર અંદરની લડાઈમાં ઉતર્યા. પઠાણોએ મારવાડના
ભાગ પાડી આપવાની સરતે સમાધાન કરવાની વાટીઓ ચલાવી. રાવ
ગંગદાસે એ વાત કબુલ નહો રાખવાથી છેવટ લડાઈ શરૂ થઈ.
આ લડાઈમાં સાંગો મરાયો અને તેનો મદદગાર દોલતખાન હા-
રીને નાસી ગયો. ઇ. સ. ૧૫૨૮ માં મેવાડનો રાણો સાંગો મોગલ પા-
દશાહ બાબર સાથે લડવાને બીઆણાના રણક્ષેત્રમાં ખડો થયો, તે
વેળા ગંગદાસે પોતાનું લશ્કર રાણાની મદદમાં મોકલ્યું હતું. ભાટ લોકોએ
આ લડાઇ વેળાની મારવાડીઓની બહાદુરીને ઘણી વખાણી છે. એ
પ્રખ્યાત લડાઇમાં ગંગદાસનો પૌત્ર રાયમલ્લ તથા મેરતીયાનો ઠાકોર ખ-
રતો અને રત્નો તથા બીજા ઘણા રાજપુતો મોગલો સાથે લડતાં કપાઇ
મુઆ હતા.

રાવ ગંગદાસ ઈ. સ. ૧૫૩૨ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર
માલદેવ ગાદીએ બેઠા. તેમના ગાદીપર બેસતી વખત મારવાડનું રાજ્ય
આબાદ સ્થીતિમાં હતું. મારવાડ અને પાદશાહી મુલકની વચમાંના જે
કીલ્લાઓ લોદીવંશના સુબાઓના તાબામાં હતા, તે માલદેવે જીતી લીધા.

અંબારમાં પોતાના તરફથી થાણું મુકયું. નાગોર અને અજમેર એ પ્રથમ પોતાના તાબાનાં પ્રગણાં હતાં, જેને મુસલમાનોએ જીત્યાં હતાં, તે પાછાં મેળવ્યાં. ઈ. સ. ૧૫૪૦ માં સિંધિલ લોકો પાસેથી ઝાલોર, શીવના અને બદ્રાજુન જીતી લીધાં. વીકાના વંશજ વિકાનેરમાં સત્તા ભોગવતા હતા, તે પણ લઈ લીધી. મેહવો અને લુણી નદી ઉપરની જગા જે માલદેવના. પીત્રાઈઓના તાબામાં હતી, તથા તેઓ સ્વતંત્રપણે અમલ કરતા હતા, તેમને જીતી પોતાના તાબેદાર (પટાવત) બનાવ્યા. સિરોહી અને બીજો મુલક જીત્યો અને મારવાડમાં નવા કીલ્લા બંધાવ્યા. જોધપુરનો કીલ્લો અને મેહેલ પણ રાવ માલદેવે બંધાવ્યો. આ વખત મારવાડને તાબે સોજત, સંભર, મેરતીયા, ખાતા, બેદનોર, લાદનુ. રાયપુર, બદ્રાજુન, નાગોર, સીવના, લોહગઢ, જેકુલગઢ, વિકાનેર, બીનમહાલ, પોકર્ણ, બારમેર, કુસોલી, રેવાસા, ઝાઝાવડ, ઝાલોર, બાવલી, મુલર, નાંદોલ, ફીલોદી, સાંચોર, દીદવાણા, ચતસુ, લોવાન, મુલરણ, દેવડા, ફતેહપુર, ઉમરસર, ખાવર, બનીયાપુર, ટોંક, ટોડા, અજમેર, જહાનપુર, અને સેખાવતીનું ઉદિપુર (પરમારનું) એટલાં પ્રગણાં હતાં. પટાવતોની વ્હેંચણી મારવાડમાં નીયમસર નહોતી. રાજકુંવરો અને પગવતોના વંશજો જેમ જેમ વધતા ગયા, તેમ તેમ મારવાડના નાના નાના ઘણા ભાગ પડતા ગયા. આ ભાગ અને પેટાભાગ પડતા અટકાવવાની માલદેવને જરૂર જણાઈ અને તેથી નવાં ધોરણ બાંધી પાયરીઓ ઠરાવી. જોધા અને રણમલના પુત્રોની અમુક શાખામાં પટાના ભાગ પડેજ નહીં એમ ઠરાવ્યું, જે રીવાજ આજ સુધી ચાલે છે.

હુમાયુ પાદશાહ પાસેથી દિલ્હીનું રાજ્ય પડાવી લેનાર શીરશાહે ૮૦૦૦૦ (એંશીહજાર) માણસના લશ્કર સાથે મારવાડ ઉપર હુમલો કર્યો. માલદેવના તાબાના ૧૨૦૦૦ (બાર હજાર) રાઠોડો તેના સામે થયા અને જંગ મચાવ્યો. આ વખત ઘણાખરા રાઠોડો પોતાના દેશનો બચાવ કરતાં કપાઈ મુઆ પણ શીરશાહ મહા સંકટમાંથી છુટી પાછો જતો રહ્યો. થોડા દિવસ પછી શીરશાહનો નાશ થયો અને તેના વંશજો પાસેથી હુમાયુએ હિંદુસ્થાનનું રાજ્ય પાછું મેળવ્યું. જ્યારે ઈ. સ. ૧૫૫૬ માં હુમાયુ મરણ પામ્યો ત્યારે તેનો શાહજાદો અકબર ગાદીએ બેઠો. અકબરના મનમાં એમ આવ્યું કે રાજપુતો વધારે બળવાન થાય તે મોગલાઈ પાદશાહતને બહુ નુકશાન કારક છે, તેમ ધારી ઈ. સ. ૧૫૬૧ માં મારવાડ ઉપર સ્વારી

કરી. તેણે પ્રથમ માલકોટ અથવા મેરતીઆ અને ત્યાર પછી નાગોરને જીતી લીધું તથા તે બે પ્રગણાં વિકાનેરના રાજા રાયસિંહને આપ્યાં. આ વખતથી વિકાનેરનું રાજ્ય મારવાડથી જુદું યાને સ્વતંત્ર બન્યું. અકબરશાહે વિકાનેરના રાજા રાયસિંહને મારવાડ જીતી લેવા પરવાનગી આપી, એટલે તે મારવાડ ઉપર ચઢી આવ્યો. આ વખત રાવ માલદેવ અને તેમના કુંવરો સામે થયા, પણ માલદેવ જોધપુરમાં ઘેરાઈ ગયા તથા છેવટ તેમણે અકબરને તાબે થવાની જરૂર પડી. આ વખત તેમણે પોતાના પાટવી કુંવર ઉદયસિંહને અકબરના લશ્કરમાં મોકલ્યા. અકબરે રાજી થઈ તેમને ૧૦૦૦ સ્વારોની સરદારી આપી.

માલદેવ ઈ. સ. ૧૫૭૩ માં મરણ પામ્યા. તેમને બાર કુંવર હતા. ૧ રાયસિંહને હદપાર કીધો હતો. ૨ રાયમલ એ બીઆણાના રણક્ષેત્રમાં ઈ. સ. ૧૫૨૮ માં મરણ પામ્યો હતો, ૩ ઉદયસિંહ એ માલદેવ પછી મારવાડની ગાદીએ બેઠા, ૪ ચંદ્રસેન અને ૫ આશકરણ, એમના વંશજો જુનીઆમાં છે, ૬ ગોપાળદાસ, અને ૭ પ્રથીરાજ, એમના વંશજો ઝાલોરમાં છે, ૮ રતનસી, એના વંશજો ભદ્રાજુનમાં છે, ૯ ભાણરાજ, એના વંશજો અહાડીમાં છે, અને બાકીના ત્રણને માટે કંઈ જાણવામાં આવ્યું નથી.

ઉદયસિંહ મારવાડની ગાદીએ બેઠા. તેમનું ગાદીપર બેસવું કેટલાએક ઈ. સ. ૧૫૭૩ અને કેટલાએક ૧૫૮૪ ની સાલ બતાવેછે. ઉદયસિંહને અકબરશાહ પાદશાહે "મહારાજા"ની પદવી આપી, જે આજ સુધી તેમના વંશજો ભોગવે છે. આ રાજાએ પોતાની બેન જોધબાઈને અકબર સાથે દીધી, જેથી તે રાજપુત રાજાઓમાં બારે અપજશ પામ્યા. તેમણે અકબરના લશ્કરની મદદ મેળવી પોતાના ભાઈ ચંદ્રસેનના પક્ષના પટાવતોની ખરાબી કરી. અકબરે માલદેવ પાસેથી જીતેલો મુલક અજમેર શિવાયનો ઉદયસિંહને પાછો આપ્યો તથા માળવાનાં કેટલાંએક રસાળ પ્રગણાં પણ આપ્યાં હતાં. અકબરની મદદથી ઉદયસિંહે પોતાના પટાવતોની સત્તા તોડી નાખી અને કેટલાકના મુલક ખાલસા કર્યા.

રાજા ઉદયસિંહ ઈ. સ. ૧૫૯૫ માં મરણ પામ્યા. તેમને ૨૭ રાણીઓ હતી, તોપણ પોતાની રૈયતમાંના એક બ્રાહ્મણની ખુબસુરત કન્યા સાથે લગ્ન કરવા તેમનું મન લલચાયું. બીલારામાં આયુદેવિનું મંદીરછે, તે મંદીરનો ઉપાસિક આ કન્યાનો બાપ હતો. ઉદયસિંહનો વિચાર તેના

જાણવામાં આવ્યો, એટલે તેણે વિચાર કર્યો કે કાંતો કન્યા રાજ્યલોભી થઈ રાજા સાથે લગ્ન કરશે, અગર રાજા તેને જબરદસ્તીથી લઈ જશે. આ વિચારથી તેણે એક અગ્નિકુંડ બનાવ્યો અને પોતાની કન્યાના ટુકડા કરી તેમાં હોમી દીધા; એટલુંજ નહીં પણ તે બ્રાહ્મણે પોતે પણ તેમાં પડી ભોગ આપ્યો. આ વખત તેણે રાજાને શ્રાપ દીધો હતો કે "હે રાજા. ત્રણ પોહોર, ત્રણ દિવસ કે ત્રણ વરસમાં તારૂ મૃત્યુ થાઓ." આ વાતની ખબર ઉદયસિંહને થઈ અને તે પણ તેજ અરસામાં મરણ પામ્યા. મારવાડના લોકો રાજાના એ કૃત્યને માટે આજ પણ તેને ધિઃકારેછે અને એમ કહેછે કે એ શ્રાપથીજ તેનું મૃત્યુ થયું.

રાજા ઉદયસિંહને ૧૭ કુંવર અને ૧૭ કુંવરીઓ હતી. વડા કુંવર સૂરસિંહ ગાદીએ બેઠા. ત્રીજા કુંવર ભગવાનદાસને ગોવિંદદાસ નામનો કુંવર હતો, તેણે ગોવિંદગઢ બાંધ્યો, સાતમા કુંવર દલપતસિંહને મહેસદાસ નામનો કુંવર હતો, તેના કુંવર રત્નાએ માળવામાં રતલામના રાજ્યની સ્થાપના કરી, નવમા કુંવર કિશનદાસે કિશનગઢનું રાજ્ય બાંધ્યું, કિશનદાસના કુંવર ભારમલના પૌત્ર રૂપસિંહે રૂપનગઢ બાંધ્યું, દશમા કુંવર જસવંતસિંહના કુંવર માનસિંહે માનપર વસાવ્યું, અને અગીયારમા કુંવર કેશવદાસે પીશનગઢ વસાવ્યું. બાકીના કુંવરોને માટે કંઈ જાણવામાં આવ્યું નથી.

સૂરસિંહ ઈ. સ. ૧૫૯૨ થી પાદશાહી લશ્કરના સુબા થઈ લાહોરની જીત માટે ગયા હતા તેમણે પોતાના પીતાના મરણની વાત લાહોરમાં સાંભળી,તે લાહોરથી જોધપુર આવ્યા અને ગાદીએ બેઠા. સૂરસિંહ એ એક બહાદુર રાજા હતા. તેમને તેમના કુંવરપદાના વખતમાં સારી નોકરીઓ કરવાથી અકબરશાહે "સવાઈ રાજા" એવો કીતાબ આપ્યો હતો. અકબરશાહે સૂરસિંહને ગૂજરાતના પાદશાહ મુજફરશાહ (ત્રીજા) સામે લડવા માટે ગૂજરાત મોકલ્યા હતા તે વખત ધંધુકાની પાસે તેમણે મુજફરને હરાવ્યો અને ૧૭૦૦૦ ગામની લુંટ કરી તે લુંટ પાદશાહને મોકલી, તથા એક કરોડ દ્રીબ (પાદશાહી શિક્કો) જોધપુર લાવી તે વડે શેહેરનો કીલ્લો વધાર્યો. ગૂજરાત જીત્યા પછી અકબરે સૂરસિંહને ૧૩૦૦૦ (તેર હજાર) સ્વાર, ૨૦ હાથી, અને ૧૦ તોપ આપી દક્ષિણ તરફ મોકલ્યા. નર્મદાને કીનારે અમર બૂલેમા (ચહુઆણ રાજા) ઉપર હુમલો કર્યો અને તેને મારી તેનો મુલક જીતી લીધો. આ નોકરીના બદલામાં પાદશાહે તેમને

નૌબત આપી તથા ધારનો મુલક બક્ષિસ આપ્યો હતો.

અકબરશાહ ઈ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો, તે પછી જહાંગીરશાહ પાદશાહ થયો. આ નવા પાદશાહે સૂરસિંહના કુંવર ગજસિંહને ઝાલોર જીતવા મોકલ્યો. ઝાલોર એ પઠાણ જાતના મુસલમાન ગજનીખાન (પાલનપુરના વડીલો) ના તાબામાં હતું. તેના ઉપર હુમલો કરી કીલ્લાને ઘેરો ઘાલ્યો, નીસરણીઓ મુકી ગઢ ચઢી ઉતરી ૭૦૦૦ (સાત હજાર) પઠાણોને મારી ગઢ જીતી લીધો હતો.

સૂરસિંહને સારી નોકરીના બદલામાં જુદી જુદી વખત થઈને ૬૬ જાગીરો પાદશાહ તરફથી મળી હતી. તેમણે, જોધપુરની શોભામાં વધારો કર્યો, ઘણાં મકાન અને નવાણ બંધાવ્યાં, એક "સૂરસાગર" નામનું સુંદર તળાવ બંધાવ્યું, જે લોકોને ઘણું ઉપયોગી થઈ પડયું છે.

રાજા સૂરસિંહ ઈ. સ. ૧૬૨૦ માં દક્ષિણની જીત માટે ગયા હતા, ત્યાં તેમનો કાળ થયો. તેમને ૬ કુંવર અને ૭ કુંવરીઓ હતી. વડા કુંવર **ગજસિંહ** મારવાડની ગાદીએ બેઠા. જહાંગીર પાદશાહે તેમને દક્ષિણના સૂબાની પદવી આપી હતી. ઈ. સ. ૧૬૩૮ માં ગૂજરાતમાં બળવો થયો. (પંજાબનું ગૂજરાત હશે.) આ બળવો સમાવવા ગજસિંહ ગૂજરાત તરફ ગયા, પણ ત્યાં લડતાં મરાયા.

ગજસિંહને વડા કુંવર અમરસિંહ અને બીજો કુંવર જસવંતસિંહ હતો. ગજસિંહે ઈ. સ. ૧૬૩૪ માં વડા કુંવર અમરસિંહનો ગાદીનો હક રદ કર્યો ‡હતો તેથી **જસવંતસિંહ** મારવાડની ગાદીએ બેઠા. જસવંતસિંહને

---

‡જ્યારે અમરસિંહનો ગાદીનો હક રદ કર્યો ત્યારે તે કાળો પોશાક પહેરી કાળે ઘોડે સ્વાર થઈ મારવાડની હદ છોડી પાદશાહના દરબારમાં દિલ્હી ગયો. શાહજહાં પાદશાહે તેને ૩૦૦૦ સ્વારનો સરદાર બનાવ્યો, અને નાગોરની જાગીર તથા રાવનો ખીતાબ આપ્યો હતો. પરંતુ પછવાડેથી તેના પોતાના અભીમાની સ્વભાવને લીધે પાદશાહની તેના ઉપર ઈતરાજી થઈ. એક વખત તેણે તલવાર તાણી પાદશાહ ઉપર ઘા કર્યો હતો, પણ તે ઘા થાંભલા ઉપર પડવાથી તલવાર ભાગી ગઈ અને પાદશાહ બચ્યો. આ વખત મારામારી થઈ. અમરસિંહે જે જે તેના સામે આવ્યા, તેમને તલવારને બદલે કટારીથી મારવા માંડયા. કેટલાકને માર્યા પછી છેવટ અમરસિંહ પણ મરાયો. જે દરવાજે થઈને અમરસિંહ પેઠો હતો તે "અમરસિંહનો દરવાજો" એ નામથી આજ પણ ઓળખાય છે. અમરસિંહ

માટે મારવાડના ભાટલોકો કહે છે કે એના સમોવડીઓ કોઈ બીજો રાજા તેના વખતમાં આ દેશમાં થયો નથી. મારવાડમાંથી તેમના વખતમાં મૂર્ખતા અને અજ્ઞાન દૂર થયાં, વિદ્યા અને હુન્નરને ઉત્તેજન મળ્યું. એમની મદદથી ઘણા ગ્રંથો લખાયા. શાહજાંહ પાદશાહના બેટા દારાએ જસવંતસિંહને માળવાની સૂબાગીરી આપી હતી, પણ પાછળથી તે છોડી દઈ પોતે જોધપુર આવ્યા, આ વખતમાં પાદશાહી રાજ્યમાં ગાદીને માટે અંદર અંદર લડાઇઓ સળગી, તેમાં જસવંતસિંહ જેમ દાવ આવે તેમ ઉડી પડતા હતા. ઔરંગજેબના વખતમાં તેમને દક્ષિણના લશ્કરી સુબાની પદવી મળી હતી.ત્યાંથી પરભાર્યા ગૂજરાતની સુબાગીરી ઉપર જવા હુકમ થયો અને તે અમદાવાદ ગયા. પછવાડેથી તેમને માલમ પડ્યું કે કંઈ પણ દગો છે, તેથી ઇ. સ. ૧૬૭૦ માં જોધપુર આવ્યા. જસવંતસિંહની બહાદુરીને લીધે પાદશાહ તેમનાથી ડરતો હતો અને તેથી હરેક પ્રકારે તેમનો ઘાત કરવો એમ પાદશાહ વિચારમાં હતો. દગા ફટકાથી પાદશાહ ફાવ્યો નહી, ત્યારે છેવટ દોસ્તીનું ડોળ બતાવી તેમને કાબુલના લશ્કરી સુબાની પદવી આપી. જસવંતસિંહ પોતાના પાટવી કુંવર પૃથુસિંહને મારવાડનું રાજ્ય સોંપી કુટુંબ સહીત કાબુલ ગયા. મારવાડીઓ જેવા તલવારીઆ હતા, તેવાજ કાબુલી (અફગાનો) ઓ પણ હતા, અને તેથી તેમના ત્યાં જતામજ લડાઇનો દેવ જાગ્યો. જસવંતસિંહે કાબુલ ગયા પછી તે ત્યાં લડાઇમાં ગુંથાયા હતા, તેના વખતમાં કુંવર પૃથુસિંહને ઔરંગજેબ પાદશાહે દિલ્હી બોલાવ્યો. પાદશાહ તેના ઉપર જાણે ખુશી થયો હોય તેવું ડોળ કરી એક સરસ પોશાક આપ્યો. પૃથુસિંહ આ પોશાક પેહેરી પોતાને ઉતારે ગયો અને તુરત મરણ પામ્યો. પૃથુસિંહના મરણનું કારણ પાદશાહે આપેલા ઝેરી પોશાકથી થયું હતું એમ કહેવાય છે. આ ખબર જસવંતસિંહે કાબુલમાં સાંભળી, વળી બીજા બે કુંવર જગતસિંહ અને દળથંભન પોતાની સાથે કાબુલમાં હતા, ત્યાંની હવા માફક નહી આવવાથી તે બંને ત્યાંજ મરણ પામ્યા. આ દીલગીરીને લીધે રાજા જસવંતસિંહ પોતે પણ ઇ. સ. ૧૬૭૯ માં કાબુલમાંજ મરણ પામ્યા. જ્યાં

મુઓ ત્યારથી એ દરવાજો બંધ હતો પણ જ્યારે ઇંગ્રેજો આવ્યા ત્યારે તે ઇ. સ. ૧૮૦૯ માં તેમણે ઉઘાડ્યો. અમરસિંહની સાથે તેના સાથી ચંપાવત અને કુંપાવતે કેશરીયાં કર્યાં. અમરસિંહની રાણી જે બુંદીના રાવની કુંવરી હતી તે સતી થઈ બળીમોઈ.

સુધી જસવંતસિંહ જીવતા હતા ત્યાં સુધી ઔરંગજેબના મનમાં એમ હતું કે વખતે તે કોઈ દીવસ તેની પાદશાહી લઈ લેશે, પણ જ્યારે તેણે મરણની ખબર સાંભળી ત્યારે તેની ચીંતા ટળી.

જસવંતસિંહના મરણ વખત તેહાની રાણીઓ અને સાત વેશ્યાઓ સતી થઈ બળી મરવાની તૈયારીમાં હતી, પરંતુ એક રાણી કે જેણીને સાત મહીનાનો ગર્ભ હતો, તેણીને ઉદા કુંપાવતે બળતાં અટકાવી; બાકિની તમામ બળી મોઈ. એક ચંદ્રાવતી નામની રાણી જોધપુરમાં હતી, તેને પોતાના પતિના મર્ણની ખબર મળી એટલે તે પણ ચીતા ભડકાવી જસવંતસિંહની પાઘડી પોતાના ખોળામાં લઈ બળીમોઈ. જે રાણીને ગર્ભ હતો તેણીએ કાબુલમાં એક કુંવરને જન્મ આપ્યો, જેનું નામ **અજીતસિંહ** પાડવામાં આવ્યું. કુંવર થોડા મહીનાનો થયા પછી રાઠોડ સરદારો બાળરાજા અજીતસિંહ અને તેની મા, કે જે મરનારની વિધવા હતી, તે તથા કુંવરીઓ, નોકરો અને લશ્કરી માણસોને લઈ જોધપુર આવવા માટે કાબુલથી નીકળ્યા. તેમણે દિલ્હી ઉપર થઈને આવવા ધાર્યું, કેમકે બાળરાજાની બરદાસ્ત રાખવા માટે પાદશાહને મરનાર રાજાએ કહેવા કહ્યું હતું, તે વાત કહેવા માટે દિલ્હી ગયા. બાળરાજાની બરદાસ્ત કે રક્ષણ કરવા માટે જે ફરજ કરવાની હતી, તેતો કરી નથી, તેટલામાં પાદશાહે તેને માગ્યા. આ વખત રાજપુતોને શક આવવાથી તેને પાદશાહને હવાલે નહી કરતાં દિલ્હી છોડી ચાલ્યા જવું એમ ધાર્યું, પણ તેટલામાં પાદશાહી લશ્કરે રાઠોડાના ઉતારાને ઘેર્યો. રાઠોડ સરદારોએ વિચાર કર્યો કે ઔરંગજેબ પાદશાહ મહા ઘાતકી છે અને તેથી પોતાના બાળરાજાને બચાવવા માટે તેને મીઠાઇની ટોપલીમાં ઘાલી એક ગરીબ મુસલમાનને સોંપ્યો. ત્યાર પછી વિધવા રાણી તથા કુંવરીઓને એક ઓરડામાં પુરી તેમાં દારૂ ભરી સળગાવી મુકયો અને પોતે પાદશાહી ઘેરાના માણસો ઉપર તુટી પડ્યા. આ વખતની લડાઈમાં તમામ સરદારો અને ઘણાખરા રાજપુતો મરાયા, ફક્ત ×દુરગાદાસ રાઠોડ નામનો એક બહાદુર સરદાર અને થોડા રાજપુતો બચ્યા. ઈ. સ. ૧૬૮૦ ( સંવત ૧૭૩૬ શ્રાવણસુદી ૭ ).

જે મુસલમાનના તાબામાં બાળરાજા અજીતસિંહને સોંપ્યો હતો તે તેને લઇને આબુ પર્વતની ગુફામાં જઇને સંતાયો હતો. ત્યાં દુરગાદાસ અને

× દુરગાદાસ, એ લુણી નદી ઉપરના દુનારાનો ઠાકોર હતો. પછવાડેથી તેને ગાંગાણીની જાગીર મળી હતી.

બીજા રાજપુતો જઈ મળ્યા. આ વખત જોધપુરમાં નાગોરનો રતનસિંહ આવીને ભરાયો હતો, તેને દુરગાદાસે નસાડી મુક્યો અને બાળરાજા અજીતસિંહને રાજધાનીમાં દાખલ કર્યા. થોડા દિવસમાં ઔરંગજેબ પાદશાહ પંડે એક મોટા લશ્કર સાથે મારવાડ ઉપર ચઢી આવ્યો અને જોધપુરને ઘેરો ઘાલી તેને જીતી લીધું. આ વખત તેણે હિંદુધર્મની મૂર્તિઓનો નાશ કર્યો અને તેને મસીદોનાં પગથીઆંમાં ચણી. હિંદુનાં દેવળ તોડી ત્યાં મસીદો બંધાવી. દુરગાદાસની સરદારી નીચે બાળરાજા અજીતસિંહ અને રાઠોડો આરાવલીના ડુંગરોમાં ભરાઈ પેઠા. અહીં રહીને દુરગાદાસ અને તેની સરદારી નીચેના રાઠોડો વખતે વખત પાદશાહના મુલકમાં લુંટો કરતા હતા. એમની મદદમાં મેવાડીઓ પણ હતા. આ રાજપુતોએ આશરે ત્રીશ વરસ સુધી દુઃખ વેઠી પોતાનો રાજપુતી ધર્મ દરશાવ્યો. અજીતસિંહનું રક્ષણ કરવામાં દુરગાદાસ અને બીજા રાજપૂતોએ જે કીંમતી સેવા બજાવી હતી તેને માટે તેમનાં ઘણાં વખાણ થયાંછે. કરનલ ટાડ પોતાના રાજસ્થાનના ઈતિહાસમાં કહી ગયોછે કે ઔરંગજેબ જેવા બળવાન પાદશાહ સામે તેઓ દ્રઢતા, ધૈર્ય, બહાદુરી અને રાજભક્તીથી ટકી રહ્યા. નાગોરનો ઈંદ્રસિંહ કે જે જોધપુર ઉપરનો એક દાવેદાર હોવા છતાં તેણે સ્વદેશાભિમાનને લીધે તે દાવા ઉપર પગ મુકી મારવાડની આબરૂ સાચવવાને ક્યાશ રાખી નથી. સર્વના કરતાં દુરગાદાસને વધારે સાબાશી આપવા જેવું છે. ઔરંગજેબ જેવા દગલબાજ પાદશાહથી નહી છેતરાનાર, વળી લાખો રૂપીઆની બક્ષીસો અને પાંચહજાર સ્વારોની સરદારી આપવાની લાલચ પાદશાહે આપ્યા છતાં નહી છેતરાયો, એવો એક દુરગાદાસનેજ તેની માયે જણ્યો હતો.

છેવટ દુરગાદાસ અને બીજા રાજપુતોએ ઔરંગજેબના શાહજાદા અકબરને ફોડ્યો તથા તેને પોતાના પક્ષમાં લીધો હતો. ઇ. સ. ૧૭૦૧ માં અજીતસિંહ ૨૧ વરસની ઉંમરે આવ્યા, એટલે મારવાડીઓએ જોધપુર ઉપર જઇ ત્યાંના મુસલમાન સુબાને કહાડી મુક્યો અને અજીતસિંહને તેમના પીતાની ગાદીએ બેસાડ્યા. ઈ. સ. ૧૭૦૩ માં અજીમશાહે જોધપુરને ફરીથી જીતી લીધું એટલે અજીતસિંહે પોતાનું મથક ઝાલોરમાં કર્યું. આ વરસમાં તેમને ત્યાં ચહુઆણ રાણીએ અભયસિંહ નામના કુંવરને જન્મ આપ્યો.

ઔરંગજેબ પાદશાહનું ઈ. સ. ૧૭૦૭ માં મરણ થયું. એ ખબર

અજીતસિંહે જાણી એટલે તુરત ઝાલોરથી જોધપુર આવ્યા અને મુસલમાનોને કહાડી મુક્યા. મારવાડનાં જે જે પ્રગણાં મુસલમાનોએ લઈ લીધાં હતાં તે પાછાં જીતી લીધાં; એટલુંજ નહી પણ નવો મુલક પેદા કરવા માંડ્યો. એવામાં ઈ. સ. ૧૭૦૮ માં નવા પાદશાહ બહાદુરશાહે અજમેર આવી દગાથી અજીતસિંહને પકડી લીધા તથા જોધપુરને કબજે કર્યું. આ વખત પાદશાહે અંબર (જેપુર) ના રાજા જયસિંહને પણ પકડ્યો હતો. આ બંને રાજાને કેદી તરીકે પોતાની સાથે રાખી બહાદુરશાહ દક્ષિણમાં સ્વારી કરવા ચાલ્યો. પાદશાહ નર્મદા નદી સુધી ગયો ત્યાંથી આ બંને રાજવંશીઓ યુક્તીથી પાછા આવતા રહ્યા અને મેવાડના રાણા અમરસિંહને આશ્રે તેની રાજધાની ઉદયપુરમાં જઈને રહ્યા. રાણાએ બંને રાજાને પોતાના રાજ્યમાં રાખ્યા અને થોડા દિવસ પછી ત્રણે રાજાઓના લશ્કરના મદદથી પ્રથમ અજીતસિંહ મોગલાઈ સુબાને કહાડી મુકી જોધપુરની ગાદીએ બેઠા અને ચોમાસાના થોડા દિવસ વિત્યા પછી તે ત્રણે રાજા અંબર ગયા, તથા અંબરમાં જે મોગલાઈ સુબો સૈયદ હતો, તે તેમના સામે થયો, તેને માર્યો અને જાસિંહ અંબરની ગાદીએ બેઠો.

રાજા અજીતસિંહને ઇ. સ. ૧૭૧૦ માં પાદશાહ સાથે સલાહ કરવાની જરૂર પડી. ઇ. સ. ૧૭૧૨ માં પાદશાહે તેમને પહાડી લોકોનો સરદાર નાહાન કે જે તોફાન કરતો હતો તેના ઉપર જવા હુકમ કર્યો. અજીતસિંહે તેના ઉપર જઈ તેને તાબે કર્યો અને જોધપુર પાછા આવ્યા. ઈ. સ. ૧૭૧૨ માં બહાદુરશાહ મરણ પામ્યો; તેના પછી જહાંદારશાહ પાદશાહ થયો. તેણે ઈ. સ. ૧૭૧૩ માં અજીતસિંહને ગૂજરાતની સુબાગીરી આપી. તે ગૂજરાત જવાની તૈયારીમાં હતા, તેવામાં પાદશાહ મરણ પામ્યો અને ફરૂખશીયર દિલ્હીની ગાદીએ બેઠો. આથી અજીતસિંહ ગૂજરાત નહી જતાં દિલ્હી ગયા. ( ઇ. સ. ૧૭૧૪ ). આ વખત પાદશાહ માત્ર નામનોજ હતો, પણ હુસેન અને અબદલ્લા, એ નામના બે સૈયદ ભાઈઓનો કારભાર થઈ પડ્યો હતો. અજીતસિંહે તેમને મળી જઈને પોતાને ફાવતી સરતો કરાવી લીધી. ઈ. સ. ૧૭૧૬ માં અજીતસિંહ અને કુંવર અભયસિંહ ગૂજરાત આવ્યા. તેમણે મોટા મોટા રાજાઓ પાસેથી ખંડણી લીધી અને દ્વારકાંની યાત્રા કરી પાછા જોધપુર આવ્યા. ઇ. સ. ૧૭૧૮ માં અજીતસિંહ કુંવર અભયસિંહને જોધપુરમાં રાખી

દિલ્હી ગયા. આ વખત પાદશાહ તરફથી તેમને ૭૦૦૦ સ્વારનું ઉપરી પણું મળ્યું. તથા એક કરોડ દામ બક્ષીસ મળ્યા હતા. શિવાય ભારે સરપાવ પણ મળ્યો હતો. અજીતસિંહ જાતે બહાદુર અને યુક્તી વાળા હતા. તેમણે ઘણો મુલક મેળવ્યો અને ઘણાને તાબે કર્યા હતા. ભાટ લોકો કહેછે કે અજીતસિંહ એ પ્રખ્યાત રાજા હતા. તેમણે દિલ્હીના સાત શાહજાદાઓને ગાદી ઉપર બેસાડી બેસાડીને ઉડાડી દીધા હતા. છેવટ ઈ. સ. ૧૭૧૯ માં મહમદશાહને બેસાડ્યો. સાત દિવસ સુધી અજીતસિંહની દિલ્હીમાં આણ વરતાઇ હતી. મહમદશાહને ગાદીએ બેસાડ્યા પછી થોડા વરસ સુધી દિલ્હીમાં રહ્યા અને ત્યાર પછી પોતાના કુંવર અભયસિંહને ૫૦૦૦ સ્વારની સરદારી આપી તેમને દિલ્હી મુકી પોતે જોધપુર આવ્યા. અજીતસિંહ સર્વ બાબતમાં જશ પામ્યા, પણ એક બાબતમાં તેમણે ઘણો અપજશ મેળવ્યો. એમના બાળપણમાં જે દુરગાદાસ રાઠોડે તેમનું રક્ષણ કર્યું અને મોટપણમાં સારા સલાહકાર તરીકેનું કામ કીધું; તુંહ એવા બહાદુર નરને તેની જાગીર ગાંગાણીમાંથી દુર કર્યો, તથા તે જાગીર એક ખવાસને આપી. "રાજાં, વાજાં અને વાંદરાં; એ ત્રણનો વિશ્વાસ કરવો નહી." એ કહેવતનો અનુભવ રાજા અજીતસિંહે સિદ્ધ કરી આપ્યો. દુરગાદાસ એવો બહાદુર અને સ્યામધર્મિ નર હતો કે જેને મારવાડમાંથી દુર કર્યા પછી મેવાડના રાણાજીએ પોતાના દેશમાં રાખી આશ્રય આપ્યો હતો. કહેછે કે રાણાજી દુરગાદાસને ખરચને માટે દરરોજ રૂ.૫૦૦ આપતા હતા.

અજીતસિંહ ઈ. સ. ૧૭૨૪ માં જોધપુરમાં મરણ પામ્યા. તેમને અભયસિંહ, વખતસિંહ, આનંદસિંહ, રાયસિંહ, અને કિશોરસિંહ; એ નામના પાંચ કુંવર હતા. અજીતસિંહના મરણને માટે એમ કહેવાય છે કે મહમદશાહ પાદશાહ એક વખત અભયસિંહને સાથે લઇને નાવમાં બેશી જુમનાજીમાં સેલ કરવા માટે ગયો હતો. જ્યારે નાવ નદીની વચ્ચે ગયું, ત્યારે તેણે અભયસિંહને કહ્યું કે હું તમને નદીમાં ડુબાવી દેઇશ. કારણ પુછતાં પાદશાહ બોલ્યો કે તમારા પીતા અજીતસિંહ જોધપુરમાં છે, ત્યાં તેમને મારી નાખવા માટે તમારા ભાઈ વખતસિંહ, જે જોધપુર છે તેમના ઉપર કાગળ લખોતો હું તમને બચાવું. અભયસિંહે ડુબવાના ભયને લીધે વખતસિંહ ઉપર તેને નાગોરની ગાદી અપાવવાની લાલચ બતાવી પોતાના પીતા અજીતસિંહને મારી નાખવા માટે નાવમાંજ બેશીને કાગળ લખ્યો.

આગળ જોધપુર પહોંચ્યો એટલે વખતસિંહે મધ્ય રાત્રીના વખતે પોતાના પીતાના મેહેલમાં જઈ તેમને તલવાર મારી કતલ કર્યા. તેમના મરણની ખબર પડ્યા પછી સવારમાં તેમને મંડોર લઈ જઈ અગ્નિસંસ્કાર કર્યા. એ વખત તેમની રાણીઓ સતી થઈ બળી મોઇ અને નાના કુંવરો—આનંદસિંહ, રાયસિંહ અને કિશોરસિંહ, એ અભયસિંહના ડરથી બહારવટે નીકળ્યા તથા પછવાડેથી તે *ઇડર ગયા.

અજીતસિંહના મરણની ખબર પાદશાહે દિલ્હીમાં જાણી એટલે તેણે અભયસિંહને પોતાને હાથે તલવાર બંધાવી તથા માથે તોરો ઘાલ્યો અને બીજી કીંમતી બક્ષીસો આપી. તે લઈ પોતે જોધપુર આવ્યા તથા ગાદીએ બેઠા. આ વખત પાદશાહ તરફથી તેમને નાગોર અને ઇડર એ બે પ્રગણાં બક્ષીસ મળ્યાં હતાં. અભયસિંહ ગાદીએ બેઠા પછી તેમને નાગોર ઉપર ચઢાઈ કરવાની જરૂર પડી, કેમકે તે રાજ્ય મંડોરના પ્રાચિન રાજકુળના તાબામાં હતું. અભયસિંહે નાગોરને ઘેરો ઘાલ્યો અને તેને જીતી લઈ પોતાના ભાઈ વખતસિંહને આપ્યું. ઇ. સ. ૧૭૨૬ માં મારવાડની હદપરના તોફાની લોકને વશ કર્યા, અને ઇ. સ. ૧૭૨૮ માં દિલ્હી ગયા. આ વખત ગૂજરાતના પાદશાહી સુબા શેર બુલંદખાને બળવો કરી ગૂજરાતને કબજે કર્યું છે, એવી ખબર દિલ્હી આવી. પાદશાહે અભયસિંહને ગૂજરાત અને અજમેરની સુબાગીરીની સનંદ આપી. હવે પોતે દિલ્હીથી નીકળી અજમેર ગયા. ત્યાં પોતાના તરફનો એક અમલદાર મુકયો અને જોધપુર આવ્યા. તેમણે જોધપુરમાં રહીને એક મોટું લશ્કર ભેગું કર્યું તથા સને ૧૭૩૦ ના હુનાળામાં ગુજરાત તરફ કુચ કરી. સિદ્ધપુર મુકામથી શેરબુલંદખાન ઉપર હલકારો મોકલી તેને કહેવરાવ્યું કે તમારે તાબે થવું અને જે જે પાદશાહી સરંજામ હોય તે અમારે

*ઇડરના રાજ્યની સ્થાપના આનંદસિંહે ઇ. સ. ૧૭૩૧ માં કરી. તેમના પછી શિવસિંહ ગાદીએ બેઠા. તેમના ઇ. સ. ૧૭૯૧ માં મરણ પછી વડા કુંવર ભવાનીસિંહ ગાદીએ બેઠા અને બીજા કુંવર સગરામસિંહે અહમદનગરમાં સ્થાપના કરી. હાલના મારવાડના મહારાજા જસવંતસિંહજી, એ સગરામસિંહના પરપૌત્ર થાય છે. ઇડરના ગાદીએ ભવાનીસિંહ પછી ગંભીરસિંહ, જુવાનસિંહ અને કેશરીસિંહ; એ અનુક્રમે થયા. કેશરીસિંહ એ ઇડરના હાલના મહારાજા છે, એ રાજ્યની રીતભાત રાજપુતાણાના રાજ્યો જેવી તથા લગ્નસંબંધ પણ ઘણોખરો રાજપુતાણાના રાજ્યો સાથે છે.

તાબે કરી દેવો. જવાબમાં તેણે કહ્યું કે "હું પોતેજ પાદશાહ છું અને મારૂં માથું તે અમદાવાદની સાથે છે." અભયસિંહે અમદાવાદ જઈ કીલ્લા પછાડી ઘેરો ઘાલ્યો અને ત્રણ દિવસ સુધી બંને તરફથી તોપ ચાલી. તેમાં શેર બુલંદખાનનો બેટો મરાયો અને છેવટ પાછલો ત્રણ કલાક દિવસ રહ્યો, તે વખત શેરબુલંદખાન ઘાયલ થઈને નાઠો, પરંતુ તેના તાબાના મુસલમાન સરદારોએ લડાઈ ચાલતી રાખી. બીજે દીવસે શેરબુલંદખાન તાબે થયો અને તેને પકડી આગ્રે મોકલી દીધો, ઈ. સ. ૧૭૩૧.

આ જીત પછી અભયસિંહે પીલાજીરાવ ગાયકવાડ પાસેથી વડોદરા જીતી લીધું અને ત્યાંનો અધીકાર બાબી [1]મહમદબહાદુર (શેરખાન) ને સોંપ્યો. છેવટ પીલાજીને ઈ. સ. ૧૭૩૨ માં ડાકોર મુકામે સલાહ કરવાનું ડોળ બતાવી અભયસિંહે દગાથી મરાવ્યા. આ ખબર પીલાજીના વડા પુત્ર દામાજીરાવને સોનગઢમાં થઈ એટલે તે એક મોટા સૈન્ય સાથે ગુજરાતમાં આવ્યો. તેણે ગુજરાતના પૂર્વ ભાગનાં પ્રગણાં જીની જોધપુર સુધી ચઢાઈ કરી. હવે અભયસિંહ ગુજરાતના રક્ષણ માટે અમદાવાદમાં ૧૭૦૦૦ (સત્તર હજાર) માણસનું લશ્કર મુકી પોતાના વંશપરંપરાના મારવાડના રાજ્યનું રક્ષણ કરવા જોધપુર આવ્યા. એમ કહેવાય છે કે આ વખત અભયસિંહ ૪૦૦૦૦૦૦૦(ચાર કરોડ) રૂપીઆ, ૧૪૦૦ તોપો અને બીજો ઘણો સરંજામ લાવ્યા હતા. આથી કરીને પાદશાહીની પડતીના વખતમાં તેમને પોતાના મારવાડ દેશના કીલ્લાઓને મજબુત કરવાને સારી મદદ મળી હતી.

વિકાનેરના રાજાએ અભયસિંહને ખોટું લાગે એવું કામ કર્યું તેથી તેમણે વિકાનેર જઈ કિલ્લા પછાડી ઘેરો ઘાલ્યો. એ ઘેરો ઉઠાવવા સલાહનાં કહેણ ચાલતાં હતાં, તેમાંથી અંબર (જેપુર) અને મારવાડ વચ્ચે વેર બંધાયાં. અંબરનો રાજા જયસિંહ પોતાનું તથા નજીકના પડોશી રાજાઓનું થઈને એક લાખ માણસનું લશ્કર લઈને મારવાડ ઉપર ચઢી આવ્યો તથા ગંગવાણી ગામની પાસે છાવણી કરી. આથી અભયસિંહે વિકાનેરનો ઘેરો ઉઠાવી પાછા આવવાની જરૂર પડી. અભયસિંહનો ભાઈ વખતસિંહ નાગોરમાં રાજ્ય કરતો હતો, તેને જોકે અભયસિંહ સાથે પછવાડેથી અણબનાવ થયો હતો, તો પણ તેણે મારવાડની હાર થાય તે ઠીક નહી, એમ ધારી પોતાના ૫૦૦૦ રાજપુતોને લઈને ગંગવણી આવ્યો તથા અંબર-

---

૧ જુનાગઢ અને વાડાસિનોરનો વડીલ.

ના લશ્કર ઉપર જેમ સિંહ પડે તેમ પડી ઘાણ કહાડી નાખ્યો. વખતસિંહના રાજપુતો મરણીઆ થઈને લડ્યા. તે ૫ હજાર પૈકી ફક્ત ૬૦ રાજપુત બચ્યા પણ અંબરની એક લાખ ફોજમાંના ઘણાને માર્યા હતા. આથી અંબર અને મારવાડને ભારે વેર બંધાયાં પણ મેવાડના રાણાજીએ વચ્ચે પડી તેમને સલાહ કરાવી આપી.

રાજા અભયસિંહ ઈ. સ. ૧૭૫૦ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર **રામસિંહ** ગાદીએ બેઠા. તેમને ગાદીએ બેસતી વેળા તેમના કાકા નાગોર વાળા વખતસિંહને હાથે રાજતીલક થવું જોઈએ, પણ વખતસિંહે પોતાની ધાવને એ તીલક કરવા માટે મોકલી, આથી રામસિંહને માઠું લાગ્યું અને તેમણે નાગોર ઉપર સ્વારી કરી. કાકા ભત્રીજા વચ્ચે ઘણી વખત લડાઈ ચાલી તથા ઘણા રાજપુતો મરાયા અને છેવટ રામસિંહે હારીને જેપુર નાશી જવું પડ્યું. હવે **વખતસિંહ** મારવાડની ગાદીએ બેઠા. રામસિંહે જેપુર રહીને સિંધિયાની મદદ મેળવી તથા તેના લશ્કરની મદદથી વખતસિંહને જોધપુરમાંથી કહાડવા તેમના ઉપર હુમલો કર્યો. મારવાડના બધા રાઠોડ સરદારો વખતસિંહને તાબે થઈ ગયા હતા, તેમણે સિંધિયાના લશ્કર ઉપર એકદમ છાપો માર્યો એટલે તે પાછો જતો રહ્યો. થોડા દિવસ પછી વખતસિંહ અજમેરની પાસે ઘાંટીમાં હતા, ત્યાં તેમની ભત્રીજી કે જે રામસિંહની બેન અને તે જેપુરના રાજાની રાણી થતી હતી, તેણીએ મળવાને બહાને વખતસિંહ પાસે આવી તેમને ઝેર દઈને *માર્યા. ઈ. સ. ૧૭૫૩

વખતસિંહ પછી તેમના કુંવર **વિજયસિંહ** મારવાડની ગાદીએ બેઠા. દિલ્હીના પાદશાહ અને મારવાડના તમામ રાઠોડ સરદારોએ તેમનો ગાદીનો હક કબુલ રાખ્યો, પણ રામસિંહ પોતાને ગાદી મળે તેને માટે લાગ શોધતા હતા. તેમણે મરેઠા સાથે સંતલશ કરી, જેથી જયાપા સિંધિયાની સરદારી નીચે મરેઠી લશ્કર મારવાડમાં આવ્યું, વળી જેપુરથી પણ કેટલુંક લશ્કર તેમની મદદમાં આવ્યું હતું. વિજયસિંહની પક્ષમાં રાઠોડો

---

* ભાટ લોકો કહેછે કે જ્યારે અજીતસિંહના રાણીઓ સતી થઈ, તે વખત તેણીઓએ ચોતા ઉપર ચઢતી વખત શાપ દીધો હતો કે અમારા ધણીને મારનાર (વખતસિંહ) નાં હાડકાં મારવાડની હદ બહાર બળજો. આ શાપ વખતસિંહને બરાબર લાગુ થયો અને તેમને મરતી વખત તે શાપ યાદ પણ આવ્યો હતો.

અને રામસિંહ તરફ મરેઠા તથા જેપુરનું લશ્કર હતું. એ બંને વચ્ચે તલવારો ઉછળવા માંડી. થોડોક વખત લડાઈ ચાલી; ત્યારપછી મારવાડી ફોજમાં કોઇએ એવી જુઠી વાત ચલાવી કે વિજયસિંહ મરાયા. આથી રાજપુતો નાઠા, એટલે વિજયસિંહ પણ એક બાજુ લડતા હતા ત્યાંથી નાશી ગયા. આ લડાઈમાં રામસિંહની જીત થઈ એટલે તેમણે મારવાડના કીલ્લા તાબે કરવા માંડ્યા; એટલામાં જયાપા સિંધિયા મરાયો. તેના મરણના બદલામાં રામસિંહે અજમેરનો કીલ્લો અને મારવાડની જમીનમાંથી ચોથ આપવા કબુલ કરવું પડ્યું, આથી મારવાડની સ્વતંત્રતા ગઈ. એક વખત રામસિંહને તેમના તીખા સ્વભાવને લીધે રાઠોડ સરદારો મારવા ઉઠ્યા હતા, તેથી તેમને જેપુર જવું રહેવું પડ્યું હતું. ઈ. સ. ૧૭૭૩ માં જેપુરમાં તેમનું મરણ થયું.

રામસિંહના મરવાથી મારવાડમાં શાન્તી થવાને બદલે કલેશમાં વધારો થયો. કેમકે મરેઠાના હાથમાં અજમેર જવાથી તેઓ ત્યાં રહીને આસપાસનો મુલક લુંટતા હતા, એટલુંજ નહી પણ લોકો પાસે જબરદસ્તીથી પૈસા કઢાવતા હતા. આથી વેપાર પડી ભાગ્યો અને. મારવાડનો ખજાનો ખાલી થઇ ગયો. દેશના સરદાર પટાવતો અવળાં ફરી બેઠા હતા, તેથી વિજયસિંહ અને ચંદાવત સરદાર દેવિસિંહ, એ બે જણ જોધપુરમાં આવ્યા તથા ગાદીનો કબજો લીધો. થોડા દિવસમાં દેવીસિંહનો દીકરો સબળસિંહ અને બીજા મારવાડી યોદ્ધાઓ વચ્ચે લડાઈ સળગી, તેમાં સબળસિંહ મરાયો અને સરદારો શાન્ત થયા. થોડી મુદતમાં વિજયસિંહે સરદારોને પોતાની પક્ષમાં લીધા તથા તેમની મદદથી સરહદના ફીતુરીઓ ઉપર હુમલા-કરી તે લોકને વશ કર્યાં, અને સિંધના સરદારો સાથે લડાઇઓ. કરી તેમનું અમરકોટ અને બીજો મુલક જીતી લીધો.

હવે મારવાડમાં શાન્તીનો વખત આઓ, પણ મરેઠા વખતે વખત રાજપુતાણા ઉપર ચઢી આવવા લાગ્યા. તેમના સામે ઇ. સ. ૧૭૮૭ માં વિજયસિંહ, તથા જેપુરના રાજા પ્રતાપસિંહ અને બીજા રાજપુત રાજાઓ થયા. ટાંગા મુકામે એક મોટી મહાભારત લડાઈ થઈ. લડાઇમાં રાજપુતોએ સિંધિયાના સરદાર ડી. બોઈનના કવાયતી લશ્કર ઉપર તુટી પડી તોપચીઓને માર્યા. આથી સિંધિયાનું લશ્કર હાર પામી નાશી ગયું. આ વખત અજમેર વિજયસિંહના તાબામાં આવ્યું, પરંતુ સિંધિયાએ ફેર ઇ. સ. ૧૭૯૧ મૈં પટણ અને મેરતીઆ આગળ આવી રાજપુતોને હ-

રાખ્યા તથા રૂ. ૬૦ લાખ રોકડા અને અજમેરને પાછું લઈ લીધું.

વિજયસિંહની હયાતીમાં તેમની પછી ગાદીએ કોણ બેસે, તે વિશે વિચાર થવામાં તકરાર ઉઠી. આ રાજાને ૭ કુંવર તથા તે કુંવરોના કુંવર છતાં પોતાની એક રાખેલી ઓરતના છોકરા નાનસિંહને વારસ ઠરાવી તેનું રક્ષણ થવા ઝાલોરના મજબુત કીલ્લામાં મોકલી દીધો. આથી બધા સરદારો નારાજ થયા અને તેમણે વિજયસિંહને પદભ્રષ્ટ કરવા તથા વડા કુંવર જાલમસિંહને ગાદીએ બેસાડવા એમ ઠરાવ કર્યો. પ્રથમ તેમણે નાનસિંહની માને મારી નાખી અને લડાઇનો આરંભ કર્યો. આથી વિજયસિંહનું રાજ્ય નાનું થવા માંડયું. આવા વખતમાં એટલે ઈ. સ. ૧૭૯૪ માં વિજયસિંહ મરણ પમ્યા.

રાજા વિજયસિંહના મરણ વખતે તેમના પૌત્ર **ભીમસિંહ** જેયસલમેરમાં હતા, તે એકદમ ૨૨ કલાકમાં જોધપુર આવ્યા અને ગાદીએ બેઠા. ગાદીનો ખરો હકદાર જાલમસિંહ હતો, પણ તે હીંમતવાન નહી હોવાથી ઉદયપુર જતો રહ્યો અને ત્યાં તેને મેવાડના રાણા ભીમસિંહે જાગીર આપી. જાલમસિંહ થોડા દિવસમાં ઉદયપુરમાં મરણ પામ્યો.

ભીમસિંહ ગાદીએ બેઠા તે વખત તેમને શેરસિંહ અને સરદારસિંહ, એ નામના બે કાકા હતા; જેમાંના પેહેલાની આંખો ફોડી નાખી, એટલે તે માથું પછાડી મરણ પામ્યો અને બીજાને મારી નાખ્યો. હવે મરનાર વિજયસિંહની રાખ્યનો દત્તપુત્ર માનસિંહ રહ્યો. માનસિંહ ઝાલોરમાં જઇને ભરાયો,તેને પકડવા માટે ભીમસિંહે ઘણી વખત હુમલા કર્યા પણ તે પકડાયો નહી.ભીમસિંહ ઈ. સ. ૧૮૦૪ માં મરણ પામ્યા, એટલે આ **માનસિંહને** મારવાડી સરદારોએ જોધપુર બોલાવી મારવાડની ગાદીએ બેસાડ્યા. ભીમસિંહના વખતમાં તા. ૨૭ ફેબ્રુઆરી સને ૧૮૦૪ ના રોજ મારવાડના રાજ્યને ઇંગ્રેજો સાથે પ્રથમ સંબંધ બંધાયો હતો, પણ લોર્ડ કોર્નવાલીસની નવી રાજ્ય પ્રકરણી પધ્ધતિ દાખલ થઈ તેથી એ સંબંધ તુટ્યો. માનસિંહ શૂરવિર પણ ઘાતકી અને દગલબાજ હતા. તે મેવાડના રાણાની કુંવરી કૃષ્ણકુમારીને પરણવા માટે જેયપુરના રાજા જગતસિંહ સામે લડ્યા. આ વખતની લડાઇઓમાં અમીરખાન પીંઢારાએ પોતાના લુંટારી લશ્કરથી પ્રથમ જેયપુર અને ત્યાર પછી મારવાડના રાજાને મળી જઇને બંને રાજ્યની ખરાબી કરી. દેશ ઉજ્જડ થઇ ગયો અને મારવાડના આગલા રાજા ભીમસિંહના મરણ પછી તેમની રાણીએ જણેલા ઢોકળસિંહને ગા-

દીએ બેસાડવાનાં કાવત્રાં ચાલવા માંડ્યાં. મારવાડના સરદાર પટાવતો સાથે માનસિંહે તેમના પટાનાં ગામ કબજે કરી દુઃખ દેવા માંડ્યું, જેથી તેમણે ઢોકળસિંહનો પક્ષ પકડ્યો હતો તથા તેઓ મારવાડ છોડી મેવાડ, જેયપુર, બુંદી, કોટા અને વિકાનેરના રાજાઓને આશરે જઈ રહ્યા હતા. તેઓ ત્યાં રહીને મારવાડ ઉપર હુમલો કરતા હતા આવા બારીક વખતમાં માનસિંહે જાણે પોતે ગાંડા થઈ ગયા હોય તેવા ઢોંગ કરી પોતાના કુંવર છત્રસિંહને મારવાડનું રાજ્ય સોંપી દીધું. મારવાડના રાજા અને બ્રિટિશ સરકાર વચ્ચે સને ૧૮૧૮ ના જાન્યુઆરી માસની તા. ૬ ઠીના રોજ કોલકરાર થયા. એ વખતની સરતો ઘણી ખરી મેવાડના જેવીજ હતી. એ વખત ખંડણીના રૂ.૧૦૮૦૦૦ (એકલાખ આઠ હજાર) ઈંગ્રેજોએ વારસીક લેવા ઠર્યા હતા. કરારોમાં સહીઓ થવાની તૈયારી હતી. તેવામાં તુરતજ છત્રસિંહનું મરણ થયું. હવે માનસિંહે પોતાના ગાંડપણનો ઢોંગ કહાડી નાખી ફેર પાછું રાજ્યપદ ધારણ કર્યું. કુંવરના મરણ પછી પોતાના કુટુંબી ઇડરના રાજા ગંભીરસિંહને તેમના કુંવરને મારવાડની ગાદીને માટે દત્તક લેવા ઇચ્છા બતાવી, પણ તેમને તે વખત એકજ કુંવર હોવાથી તે વાતની તેમણે ના પાડી.

રાજા માનસિંહે પોતાના જે સરદાર પટાવતો બીજાં રાજ્યોમાં રહીને મારવાડ ઉપર હુમલા કરતા હતા, તેમાંના કેટલાકને માર્યા તથા કેટલાકને પકડી કેદ કર્યાં. આથી જે બાકીના રહ્યા હતા, તેમનાં મન વધારે ઉશ્કેરાયાં, અને તેમણે ઉપરા ઉપરી હુમલા કરવાથી દિનપરદિન વધારે ખુના મરકી ચાલી. એક તરફથી તેઓ મારવાડના રાજ્ય ઉપર હુમલા કરતા હતા અને બીજી તરફ પોતાના દાવા બાબત ઈંગ્રેજ સરકારને વચ્ચે પડવા અરજો કરતા હતા. ઈંગ્રેજ સરકારે જો કે વચ્ચે પડવા ના કહી, પણ માનસિંહને તેમના હકનો નિકાલ કરવા કહ્યું. આ વાત તેમણે માની નહીં, જેથી સરદારોએ ઢોકળસિંહને બોલાવી જેયપુરના રાજાની મદદ મેળવી મારવાડ ઉપર ચઢાઈ કરવા તૈયારી કરી, તથા ઓચીંતો હુમલો કરી માનસિંહને પદભ્રષ્ટ કીધા અને ઢોકળસિંહને મારવાડની ગાદીએ બેસાડ્યો, પણ તેણે તુરતજ ઉઠી જવું પડ્યું.

આથી માનસિંહ તથા સરદારો વચ્ચેના ક્લેશમાં વધારો થયો અને છેવટ બ્રિટિશ સરકારને વચ્ચે પડવાની જરૂર પડી. ઈ. સ. ૧૮૩૯ માં કરનલ સધરલાંડની સરદારી નીચે ઈંગ્રેજી લશ્કર મારવાડ ઉપર આવ્યું.

આ વખત કેટલીક સરતો સાથે સરદાર પટાવતો અને રાજા માનસિંહ વચ્ચે સલાહ કરાવી આપી. આ સલાહથી, માનસિંહને નિર્વિઘ્ને રાજ્ય ચલાવવામાં સરદારોની મદદ મળી.

રાજા માનસિંહ ઈ. સ. ૧૮૪૩ માં મરણ પામ્યા. તેમને કુંવર નહોતો, તેથી પેલા ઢોકળસિંહે રાજ્યને માટે દાવો કર્યો. આ પ્રસંગમાં ઢોકળસિંહ વિશે થોડું જાણવાની જરૂર છે. ઈ. સ. ૧૮૦૪ માં ભીમસિંહ પછી માનસિંહ મારવાડની ગાદીએ બેઠા હતા એમ ઉપર આપણે વાંચી ગયાછીએ. માનસિંહ અને પોકર્ણનો પટાવત ઠાકોર સવાઈસિંહ કે જે મારવાડના રાજ્યમાં એક મોટો સરદાર હતો. એમની બંનેની વચ્ચે ભારે વેર ચાલતું હતું. એ સરદારે બીજા રાઠોડ સરદારોને કહ્યું કે મરનાર ભીમસિંહની વિધવા રાણીને હમેલ છે માટે જો તેને કુંવર સાંપડે તો તે મારવાડની ગાદીએ બેસે, આ વિચારથી તેઓ જોધપુર આવ્યા અને ભીમસિંહની વિધવાને પોતાના આશ્રય નીચે રાખી તથા સરદારોએ એક ખુલ્લો દરબાર ભર્યો અને તેમાં ભીમસિંહ પછી ગાદીએ આવનાર માનસિંહને બોલાવ્યા. તેમણે માનસિંહ પાસે કબુલ કરાવ્યું કે, "જો રાણીને કુંવર અવતરે તો માનસિંહે નાગોર અને સીવાનોની જાગીર લઈ ગાદીપરથી ઉઠી જવું" રાણીને કુંવર સાંપડ્યો, જેનું નામ ઢોકળસિંહ પાડ્યું અને તેને પોકર્ણમાં સવાઈસિંહના રક્ષણ નીચે મોકલી દીધો. ઢોકળસિંહના જન્મની વાત સવાઈસિંહે બે વરસ સુધી છુપાવી રાખી અને ત્યાર પછી પોતાના મળતીયા સરદારોને જન્મ વિશેની વાત જણાવી. સરદારો માનસિંહ પાસે પેલી કબુલત પળાવવા ભેગા થયા. માનસિંહે કહ્યું કે ઢોકળસિંહ, એ રાણીનો ખરો જન્મેલો કુંવર છે એમ મારી ખાત્રી થશે તો હું મારી કબુલત પાળીશ. ઢોકળસિંહની મા જે તે વખત જોધપુરમાં હતી. તેણીએ દેહશત કે બીજા કોઈ કારણને લીધે કહ્યું કે ઢોકળસિંહ એ મારો કુંવર નથી. સવાઈસિંહ ઢોકળસિંહને પોકર્ણથી ખેતરી લઈ ગયો અને ત્યાર પછી જેપુર લઈ જઈ ત્યાં મરનાર ભીમસિંહની એક બીજી રાણી કે જે જેપુરના રાજાની કુંવરી હતી, તેના ખોળામાં મુક્યો. આ વખત જેપુરના રાજા જગતસિંહે કુંવરને મારવાડનો રાજા માન્યો તથા તેને આશ્રય આપ્યો, એટલુંજ નહી પણ વિકાનેરના રાજા અને મારવાડના કેટલાક સરદારો કે જેઓ રાજા માનસિંહના સામે હુમલા કરતા હતા, તેમની મદદથી રાજા માનસિંહ સાથે લડાઈનો

દેવ જગાડ્યો. આ લોકોએ જોધપુરને ઘેરો ઘાલ્યો તથા ઢોકળસિંહને ગાદીએ બેસાડ્યો પણ પાંચ મહીનામાં તેણે ગાદીપરથી ઉઠી જવું પડ્યું, કેમકે માનસિંહની પક્ષમાં પછાડીથી પીંઢારી સરદાર અમીરખાન આવ્યો હતો; તેના જોરાવર હુમલાથી માનસિંહ ફેર ગાદીએ બેઠા. સરદારો વિખરાઇ ગયા અને સવાઇસિંહ ઢોકળસિંહને લઇને નાગોર ગયો. અમીરખાન નાગોર ગયો અને તેણે દગો કરી સવાઇસિંહને માર્યો. હવે ઢોકળસિંહ બીજે ઠેકાણે જતો રહ્યો. આ બનાવ ઘણું કરીને ઈ. સ. ૧૮૨૩ માં બન્યો હશે એમ ધારી શકાય છે.

માનસિંહના ઈ. સ. ૧૮૪૩ માં મરણ પછી ઢોકળસિંહે મારવાડની ગાદીને માટે દાવો કર્યો હતો, એમ ઉપર આવી ગયું; પરંતુ ઈંગ્રેજ સરકારે તે દાવો કબુલ રાખ્યો નહી. શા વાસ્તે તેનો દાવો કબુલ નહી રહ્યો તે વિશે કંઇપણ ખાત્રીબંધ જાણવામાં આવ્યું નથી પણ એમ ધારી શકાય છે કે તેના જન્મ વખત પડેલો વહેમ આડે આવેલો હોવો જોઇએ.

માનસિંહના મરણ પછી મારવાડની ગાદી ઉપર કોને બેસાડવો તેને માટે બ્રિટિશ સરકારે મરનારની વિધવા રાણીઓ, સરદાર પટાવતો અને રાજ્યના મોટા મોટા અમલદારોની પસંદગી ઉપર મુક્યું. સર્વેએ મળી ગૂજરાતમાં મહીકાંઠા એજન્સિ તાબાના તે વખતના અહમદનગરના રાજા તખતસિંહ કે જે મારવાડના બીજા કુટુંબીઓ કરતાં નજીકના હતા. તેમને પસંદ કર્યા અને જોધપુર બોલાવી મારવાડની ગાદીએ બેસાડ્યા. **તખતસિંહ** ઈ. સ. ૧૮૪૩ માં ગાદીએ બેઠા. તેમને જસવંતસિંહ નામના કુંવર હતા. જેમને સાથે જોધપુર લઇ જવાથી અહમદનગરની ગાદી ખાલી પડી. તખતસિંહે મારવાડ જતી વખત એ ગાદી ઉપર પોતાનો હક રાખ્યો હતો પણ એ ખાલી પડેલી ગાદી અને તેના તાબાનો મુલક ઈડરના રાજાએ પોતાના રાજ્યમાં સામેલ કરવા ઈંગ્રેજ સરકારને દરખાસ્ત કીધી. સરકારે ઈ. સ. ૧૮૪૮ માં ઠરાવ કર્યો કે અહમદનગર અને તેના તાબાનો મુલક ઇડર સાથે મેળવી લેવો. હાલ પણ તે ભાગ ઈડરના તાબામાં છે.

તખતસિંહ એ મારવાડના રાજા અજીતસિંહના ત્રીજા કુંવર આનંદસિંહ, કે જે ઈડરના મૂળ પુરૂષ હતા. તેમના પરપૌત્ર કરણસિંહના કુંવર હતા. તેમના મારવાડની ગાદીએ બેસતી વખત તેમના માટે સઉ

કોઇ તેમના સારા રાજ્ય કારભારની આશા રાખતું હતું, પણ તે સર્વ આશા ફોગટ ગઇ. આગલા રાજાઓના વખતમાં મારવાડમાં જેવી અંધાધુંધી ચાલતી હતી તેવીજ ચાલવા માંડી. પોતે ધનના બારે લોભી હોવાથી લોકોના સુખની કાળજી ઓછી રાખતા હતા. બાજબી ન્યાય કરવામાં કાળજી નહી રાખતાં જેમ નજરમાં આવે તેમ લોકો ઉપર જુલમ કરતા. છેવટ ઇ. સ. ૧૮૬૭ માં મારવાડના સરદાર પટાવતોએ બંડ ઉઠાવવા ધાર્યું, પણ તેમને ઇંગ્રેજી સત્તાની દેહશત હતી તેથી તે બંડ આગળ વધ્યું નહી. ઘાણેરાવનો ઠાકોર મરણ પામ્યો, તેને પાછળ તેનો ભાઇ વારસ હોવા છતાં તે તાલુકો પોતાના નાના કુંવરને જીવાઇમાં આપવા માટે તેને કબજે કરવા લશ્કર મોકલ્યું તથા તેને લઇ લીધું. આથી સરદારોએ ઇંગ્રેજ સરકારને અરજ કરી અને સરકારે મહારાજા તખતસિંહને લખ્યું કે, તે તેના વારસને સોંપી દેવું. આ હુકમને માન આપ્યું નહી તેથી સરકારે તેમાં હાથ ઘાલ્યો અને સમાધાન કરાવી આપ્યું.

મહારાજા તખતસિંહ ઇ. સ. ૧૮૭૩ ના ફેબ્રુઆરી માસમાં કૈલાસવાસી થયા. તેમના પછી વડા કુંવર **જસવંતસિંહજી** ગાદીએ બેઠા, જે મારવાડના હાલના મહારાજા છે. મહારાણી વિક્ટોરીયાએ "કૈસરેહીંદ"નું પદ ધારણ કર્યું, તે બાબત સને ૧૮૭૭ ના જાન્યુઆરીની તા. ૧ લી ના રોજ હિંદના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લૉર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો હતો તે વખતના દરબારમાં મહારાજા જસવંતસિંહજી દિલ્હી પધાર્યા હતા. પ્રથમ તેમને ૧૭ તોપનું માન મળતું હતું, તેમાં વધારો કરી ૧૯ નું આપવા તે વખતના દરબારમાંથી ઠરાવ થયો. વળી એક પાદશાહી વાવટો તેમના રાજ્યમાં લશ્કરી દમામ સાથે પહોંચાડવામાં આવ્યો. મહારાજા બ્રિટિશ છાવણીમાં જાય તે વખત લશ્કરી સલામતી અને ૧૯ તોપ ફોડી માન આપવામાં આવેછે.

---

## બુંદી.

બુંદીનું રાજ્ય, એ "બુંદી" અથવા "હાડાવતી" કે "હાડાનો દેશ" એ નામથી ઓળખાય છે. તેના રાજકર્તા ચહુઆણ જાતના રાજપુત અને તે "મહા રાવરાજા"ની પદવિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે જેયપુર તથા ટોંકનાં રાજ્ય, પૂર્વ અને દક્ષિણે કોટાનું રાજ્ય, અને નૈરૂત્ય તથા પશ્ચિમે મેવાડનું રાજ્ય છે.

આ રાજ્યનો **વિસ્તાર** ૨૨૯૧ ચોરસ મૈલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૨૨૫૦૦૦ (સવાબે લાખ) માણસની છે. **વારસિક પેદાશ**—રૂ.૧૦૦૦૦૦૦ (દશ લાખ)ને આશરે થાય છે. આ રાજ્ય ઈંગ્રેજ સરકારને ખંડણી ભરે છે. **દેશનું સ્વરૂપ**—મુલક પહાડી અને ખરબચડો છે. ઝાડી પુષ્કળ અને ભયંકર છે. **નદીઓ**—૧ ચંબલ એ દક્ષિણે કોટા તરફથી આવી ઘણું કરી બુંદી અને કોટાની સરહદ કરી ઇશાનકોણ તરફ ચાલી જાય છે, તથા તે એક બાજુ જેયપુર, કિરોલી અને ધોળપુરનાં રાજ્ય તથા બીજી બાજુ ગ્વાલિયરના રાજ્યની સરહદ કરી ત્યાંથી આગાડી આગ્રા જીલ્લામાં જુમનાં નદીને મળે છે. આ ચંબલ નદીને આ રાજ્યની ઇશાન કોણ તરફ કોટા તરફથી કાળીસિંધ નામની નદી આવીને ભેગી થાય છે. શિવાય મેવાડમાંથી ઉત્પન થઈ આ રાજ્યમાં પશ્ચિમથી પૂર્વ તરફ વહીને એક નદી આ રાજ્યની ઇશાન કોણ આગળ ચંબલને મળે છે. એ નદીનું નામ જાણવામાં આવ્યું નથી. **હવા**—સાધારણ છે. વરસાદ ઇશાન કોણ તરફથી વરસે છે અને તે પુષ્કળ વરસે છે. **જમીન તથા નિપજ**—આખા દેશની જમીન પહાડી અને ખરબચડી છે પણ જમીન ટાઢી હોવાથી તે રસાળ છે. તેમાં નિપજ—કપાસ, શેરડી, તમાકુ, અફીણ, ઘઉં, ચણા, જુવાર, ડાંગર, બાજરી, અળસી, તલ અને તમામ જાતનાં કઠોળ તથા ગળી વિગેરેની થાય છે. જંગલમાં સાગ વિગેરે ઇમારતી તથા સીસમ અને બીજી જાતનાં ઝાડો થાય છે. **જનાવર**—ઘણું ખરૂં આખા દેશમાં ડુંગરો અને ઝાડીની અંદર વાઘ, સિંહ, રીંછ, ચીત્રા, વરૂ, સાબર અને હરણ વિગેરે અનેક જાતનાં જંગલી જનાવરો હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્ય કરીને ભીલ, રાજપુત, જાટ, મુસલમાન અને થોડા પરચુરણ જાતના લોકની છે. દેશની ભાષા હાડોતી છે પણ ઘણું કરીને ઉત્તરભાગમાં હિંદુસ્થાની અને દક્ષિણમાં માળવી બોલી બોલાય છે. **મુખ્ય શેહેરો**—બુંદી એ આ દેશની રાજધાનીનું કીલ્લાવાળુ શેહેર છે. શેહેરમાં મહારાજા મહા રાવરાજાના મેહેલ ઘણી સરસ બાંધણીના છે. એ શેહેર ઘણું કરીને આ રાજ્યની નૈરૂત્ય કોણ તરફના ભાગમાં છે, તે નસીરાબાદ અને નીમચ વચ્ચેની રેલવે લાઇનના હમીરગઢના સ્ટેશનથી પૂર્વમાં ૬૦ મૈલને છેટે છે. શિવાય ઇંદરગઢ. દગારી, દુમલાણા અને નૈનવા વિગેરે પ્રસિદ્ધ શેહેરો છે. **દત્તકની સનંદ**—બુંદીના રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણો આપે હિંદુધર્મશાસ્ત્ર પ્ર-

**માણે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળી છે. વળી પાદશાહી વાવટો**—નામદાર "કૈસરે હિંદ"તરફથી મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્ધતી ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફયુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૧૩૭૫ પેદલ, ૭૦૦ સ્વાર અને ૮૮ તોપ રાખવાની સત્તા છે.

**ઈતિહાસ**—બુંદીના મહા રાવરાજા, એ ચહુઆણ જાતના રાજપુતોમાંથી નીકળેલી "હાડા" શાખાના રાજપુત છે. બુંદીના રાજ્યની સ્થાપના કરનાર રાવ દેવા થયા. ભાટ લોકો કહેછે કે આબુ ઉપરના અગ્નિ કુંડમાંથી વસીષ્ટ મુનીએ પરમાર, સોલંકી, પડીહાર અને ચહુઆણ; એ ચાર ક્ષત્રી (રાજપુત) ઉત્પન કર્યા; જેમના વંશજો એ ચાર જુદી જુદી જાતના રાજપુતોથી ઓળખાયા તથા પછવાડેના વખતમાં તે ચારમાંથી છત્રીશ શાખા અને પેટા શાખાઓ થઈ. ઉપર બતાવેલા ચારે પુરૂષોમાંના ચહુઆણનું બીજું નામ અણહલ હતું. અણહલના વંશમાં કેટલીક પેડીએ "હાડા"ની શાખા નીકળી. એ શાખાને માટે દંતકથા એવી છે કે એ વંશમાં ઈસ્તપાલ નામનો પુરૂષ ઈ. સ. ૧૦૨૫ માં થયો. ઈસ્તિપાલ મુસલમાનો સાથેની લડાઈમાં સખત ઘાયલ થયો તથા તેના શરીરનાં તમામ હાડ (હાડકાં) એક બીજાથી જુદાં થઈ ગયાં; તેટલામાં તેની કુળદેવી પ્રસિદ્ધ થઈ એ જગાપર આવી અને તમામ હાડ ભેગાં કરી પાણીની અંજની છાંટી, તેથી તે ઉઠીને બેઠો થયો. શરીરનાં "હાડ" એટલે હાડકાં ભેગાં કરી પાણીની અંજની છાંટી તેથી તે જીવતો થયો; એ કારણથી તેના વંશજો "હાડા"ની જાતથી ઓળખાવા લાગ્યા. ઈસ્તિપાળની રાજગાદી આસીરમાં હતી. અને તેમની વંશમાં રાવ દેવા થયા. ઈસ્તિપાળથી તે રાવ દેવા વચ્ચેના જે જે રાજા થયા તે દરેક મુસલમાનો સાથે લડતાં કપાઈ મુઆ હતા. આફતના વખતમાં તેમનાં કુટુંબ મેવાડના મુલકમાં જઈને સંતાઈ રહેતાં હતાં. રાવ દેવાએ ઈ. સ. ૧૩૪૨માં બુંદુની ખીણ કે જ્યાં મીણાઓનો અમલ હતો; તેમના ઉપર હુમલા કરી તેઓનો નાશ કર્યો તથા ત્યાં આગળ બુંદી નામનું શેહેર વસાવ્યું અને તે શેહેરમાં પોતાની રાજધાની કરી.

ઈ. સનના ચાદમા સૈકાની શરૂઆતમાં અલ્લાઉદ્દિન પાદશાહે ચીતોડ જીત્યું, ત્યારથી મેવાડના રાણાઓની સત્તા નરમ પડવા માંડી, તે વખતનો લાભ લઈને રાવ દેવાએ જેમ જેમ લાગ મળતો ગયો, તેમ તેમ

આજુબાજુનો દેશ જીતી પોતાના બુંદીના રાજ્યમાં વધારો કર્યો તથા દેશને મજબુતીપર આણ્યો. આ વખતથી તે મેવાડથી સ્વતંત્ર થવા લાગ્યા.

રાવદેવાથી તે રાવ સુરજમલ, જેમનું બીજું નામ સુરજન હતું તેમની વચ્ચેનાં આશરે બસેં વરસના ઇતિહાસની ખબર જાણવામાં આવી નથી, પરંતુ એ વચ્ચેના વખતમાં હમુ અને તે પછી થોડી પેડીએ નારણદાસ હાડો એ પ્રખ્યાત રાજા થઈ ગયા.

ઇ. સનના ચોદમા સૈકાની આખરે બુંદીમાં હમુહાડો રાજ્ય કરતા હતા. મેવાડના રાણાએ હમુહાડો પોતાની સત્તા નહી માનવાને લીધે વસ્ટીઓ ચલાવી. હમુએ ઉપરીપણું કબુલ કર્યું, પણ મેવાડના સરદાર પટાવતોની માફક રાણાના દરબારમાં હાજર રહી નોકરી કરવા કબુલ કીધું નહી; તેથી રાણાએ બુંદી ઉપર સ્વારી કરી. રાણાનું લશ્કર બુંદીની પાસે છાવણી કરીને પડયું હતું, તેના ઉપર હમુ પોતાના ૫૦૦ હાડાઓને લઈને તુટી પડ્યા, જેથી રાણાનું લશ્કર વેરાઇ ગયું અને હમુ જીત પામ્યા. આથી રાણાના મનમાં બુંદી ઉપરના વેરમાં વધારો થયો. રાણાએ નીયમ લીધો કે હું જ્યારે બુંદી જીતું ત્યારે અનાજ ખાઉં. જ્યારે આ વાત મેવાડના સરદાર પટાવતોના જાણવામાં આવી ત્યારે તેમણે વિચાર કર્યો કે "ખસે ખાડા પણ ન ખસે હાડા" એ કહેવત પ્રમાણે બુંદી જીતવું એ કામ ઘણું કઠણ છે અને રાણાએ અનાજ નહી ખાવા નાયમ લીધોછે, તેથી કંઈ પણ રસ્તો કહાડવો જોઇએ. તેમણે એવો રસ્તો કહાડ્યો કે ધુળીઓ કીલ્લો કરી મેવાડની રાજધાની ચીતોડની પાસે એક બનાવટનું બુંદી બનાવવું અને તેને જીતવું એટલે રાણાનો નીયમ પળે. તે પ્રમાણે તેમણે તુરતા તુરત બનાવટનું બુંદી બનાવ્યું. રાણાના લશ્કરમાં હાડા રાજપુતોની એક ટોળી નોકર હતી. તે ટોળીના સરદાર કુંભા હાડાએ આ વાત જાણી, એટલે વિચાર કર્યો કે આપણે હાજર છતાં આ બનાવટનું બુંદી પણ રાણો જીતે તો હાડાના કુળને કલંક બેસે, તેથી તેઓ બનાવટના બુંદીમાં ગયા. રાણાનું લશ્કર તેને જીતવા આવ્યું, એટલે કુંભા હાડાની સરદારી નીચેના હાડાઓ મેવાડીઓ ઉપર તુટી પડ્યા. આ વખતના રણસંગ્રામમાં કુંભો અને તેના તાબાના હાડાઓ કપાઈ મુઆ. રાણો હાડાઓની બહાદુરી અને કુળાભિમાનનો જુસ્સો જોઈ ઘણો ખુશી થયો. પોતાની જન્મભુમિની મશ્કરી કરતાં પોતાના પ્યારા

જાનને કહાડી નાખે એવા હાલની રાજપુતાણીઓએ જણેલા નજરે પડવા કઠણ છે.

મેવાડની ગાદીએ ઇ. સ. ૧૪૭૪ થી તે ૧૫૦૯ સુધી રાણો રાયમલ રાજ કરતો હતો; તે વખત બુંદીની ગાદીએ રાવ નારણદાસ હતા. નારણદાસ એ હમુહાડાથી થોડી પેડીએ હતા. એમ કહેવાય છે કે રાવ દેવા અને રાવ નારણદાસ વચ્ચેનાં આશરે પોણાબસે વરસોમાં હાડાવતીનો દેશ સ્વતંત્ર હતો; પરંતુ તે ઉપર મેવાડના રાણા પોતાનો ઉપરીપણા જેવો હક રાખતા હતા અને તેથી હાડા રાજાઓએ લડાઇના પ્રસંગમાં રાણાની મદદમાં હાજર થવુ પડતું હતું. માળવામાં માંડુના રાજ્યના મુસલમાન લોકે મેવાડના રાજ્ય ઉપર ચઢાઈ કરી. એ વખત રાવ નારણદાસ પોતાના ૫૦૦ હાડાઓને લઇને રાણા રાયમલની મદદમાં તે વખતની મેવાડની રાજધાની ચીતોડ જવા માટે નીકળ્યા. રસ્તામાં તેમનો મુકામ રાણાના મુલકમાં એક ગામની પાસેના તળાવના કીનારાને લગતો થયો હતો. રાવ નારણદાસ આ ઠેકાણે અફીણ ખાવા બેઠા. રાવ પોતે ઘણુંજ અફીણ ખાતા હતા. તે આ વખત એ તળાવવાળા ગામની કોઈ સ્ત્રી તળાવે પાણી ભરવા આવી હતી, તેના જોવામાં આવ્યું. સ્ત્રી બોલી કે આવા અફીણીઆ રાણાના મદદમાં જઇને કેવી તલવાર મારવાના છે?" આ બોલ નારણદાસે સાંભળ્યો, એટલે તે પેલી સ્ત્રી પાસે ગયા અને એક લોઢાની કાંસ તે વખત તેમના હાથમાં આવી જવાથી તે સ્ત્રીના ગળામાં હાંસડીની માફક વાળીને પેહેરાવી દીધી. આ સ્ત્રીએ તે કહાડવા ઘણી આજીજી કીધી, ત્યારે પોતે બોલ્યા કે, "જો કોઈ જોરાવર આદમી મળે તો તેની પાસે હાંસડી કહાડી નંખાવજે અને જો તેવો કોઈ નહી મળે તો અમે જીત પામી પાછા બુંદી જતી વખત તારી હાંસડી કહાડી નાખીશું." રાવ નારણદાસ ચીતોડ ગયા અને તે પોતાના ૫૦૦ હાડાઓ સાથે કીલ્લા પછાડી ઘેરો ઘાલી બેઠેલા મુસલમાનો ઉપર તુટી પડ્યા. તેમણે ઘણાને કાપી નાખ્યા અને જે બાકી રહ્યા તે નાશી ગયા.

રાવ નારણદાસે મુસલમાનો ઉપર જય મેળવી કીલ્લામાં જઈ રાણાની મુલાકાત કરી. આ વખત રાણાએ તેમનો બહુ ઉપકાર માન્યો, એટલુંજ નહી પણ પોતાની ભત્રીજી સાથે તેમનું લગ્ન કરાવ્યું. રાવ નારણદાસ ચીતોડથી નીકળી પાછા બુંદી આવતાં પેલી સ્ત્રી વાળા ગામે આવ્યા અને તેણીના ગળામાં જે લોઢાની કાંશ પેહેરાવી હતી, તે કહાડી

નાખી. તેમના બુંદીમાં પાછા આવ્યા પછી અફીણ ખાવામાં દિનપર દિન વધારો થયો. એક વખત અફીણના તારમાં (બેભાનપણું) પોતાની રાણીને વલુરા ભર્યા; આથી રાણીને એટલા બધા વલુરા ભરાયા કે જેથી કરીને તેની ખુબસૂર્તિને ભારે નુકશાન લાગ્યું. જ્યારે તેમને અફીણ ઉતર્યું અને રાણીને આ પ્રમાણે નુકશાન થયાનું જાણ્યું ત્યારે નીયમ લીધો કે હવેથી અફીણ ખાવું નહી. આ વખતથી તેમણે અફીણની દાબડી ફેંકી દીધી અને અફીણ ખાવું છોડી દીધું. રાણીને આ પ્રમાણે નુકશાન થયા છતાં તેણીએ પોતાની કુલીનતાને લીધે એક પણ હલકો બોલ નહી બોલતાં પોતાના સ્વામીને આથી જે શરમ લાગી હતી તે ટાળવા આજીજી કીધી.

બુંદીની ગાદીએ ઈ. સ. ૧૫૩૩ માં રાવ સુરજમલ્લ કે જેમનું બીજું નામ સુરજન હતું તે બેઠા. આ રાવ એ રાવ નારણદાસ પછી ગાદીએ આવનાર હશે અથવા જો તેમ નહી તો વચ્ચે એકાદ બે બીજા રાવ(રાજા) થયા હશે. સુરજમલના વખતમાં ઈ. સ. ૧૫૩૫ માં મેવાડનો બહાદુર રાણો રતનો અને સુરજમલ એમની વચ્ચે એક જબરી લડાઈ થઈ, તેમાં રાણો રતનો મરાયો. રાવ સુરજમલનો એક નજીકનો કુટુંબી સામતસિંહ નામનો હતો, તે રાવના જેવોજ બહાદુર યોદ્ધો હતો. તેની મદદથી સુરજમલે રણસ્થંભોરનો પ્રખ્યાત કીલ્લો જીત્યો. એ કીલ્લો એટલો બધો પ્રખ્યાત અને લડાઈને માટે ઉપયોગી હતો કે જેને લેવાને અકબરશાહ પાદશાહે ઘણાં ફાંફાં માર્યાં હતાં. અકબરે રાજપુતાણામાં પોતાની તલવારની ઘણી પ્રખ્યાતી મેળવી હતી, મેવાડની રાજધાની ચીતોડને પાયમાલ કીધું હતું; પણ રણસ્થંભોરના કીલ્લાને કબજે કરી શક્યો નહી. ઈ. સ. ૧૫૬૦ માં અકબરશાહે રણસ્થંભોરનો કીલ્લો જીતવા માટે હબીબઅલી નામના મુસલમાનની સરદારી નીચે લશ્કર મોકલ્યું હતું. એ લશ્કરે કીલ્લાને ઘેરો ઘાલ્યો, પણ હાડારાજાના ભારે બળ અને કીલ્લાના રક્ષણની સગવડતાની સામે તે ઘેરો ટકી શક્યો નહી; તેથી તે છેવટ આસપાસનો મુલક લુંટી પોતાની ફોજ લઈને ચાલતો થયો. આથી કરીને હીંદુ રાજાઓમાં બુંદીના રાવ સુરજમલનાં ઘણાં વખાણ થયાંછે. આ કીલ્લામાં પેશીને અંદરનો ભાગ જોવા માટે અકબર ઘણો આતુર હતો. જેથી તે જેયપુરના કુંવર માનસિંહ કે જેને બુંદી સાથે સારો સ્નેહ હતો, તેનો છડીદાર થઈને એ કીલ્લો જોવા માટે ગયો હતો. પછવાડેથી તે છડીદાર નહી

પણ અકબરશાહ પાદશાહ પોતેછે, એમ જણાવાથી રાવ સુરજમલે તેને ભારે માન આપ્યું હતું. આ વખત એટલે ઈ. સ. ૧૫૬૯માં અકબરે રાવ સાથે નીચે મુજમ સરતો કરીને કીલ્લો લેવા આતુરતા બતાવી.

જો રણસ્થંભોરનો કીલ્લો પાદશાહને મળે તો પાદશાહ જેમ બીજા રાજપુત રાજાઓની કુંવરીઓ સાથે શાદી (લગ્ન) કરેછે તેમ બુંદીની કુંવરી સાથે કરે નહી, રાવ અને પાદશાહ વચ્ચેની મુલાકાતના પ્રસંગમાં કોઈ રીત હલકી માલમ પડે તો તે રીતને બાતલ કરે, બુંદીના રાવે હથીઆરબંધ પાદશાહના દરબારમાં જવાને મના થાય નહી, બુંદીના રાજ્યનાં હીંદુ દેવાલયોને પાદશાહ માન આપે, બુંદીનું રાજ્ય બીજા કોઈ હીંદુ અમલદારની દેખરેખ નીચે મુકવું નહી, બુંદીના લશ્કરી ઘોડાઓને કપાળે નીશાની (*ડામ દેવો) કરવી નહી, બુંદીના રાવનો ડંકો પાદશાહી રાજધાનીના શેહેરના લાલ દરવાજા સુધી વગાડાતાં અટકાવ થાય નહી, જેવી અકબરની મુગલાઈ રાજધાની દિલ્હી કે આગ્રા તેવી રાવની રાજધાની બુંદીને ગણવી, બનારસ (કાશી) માં રાવને મંદીરનો અધિકાર અને રેહેવા માટે મેહેલ આપવો, અને પાદશાહે રાવને પર પ્રગણાં બક્ષીસ આપવાં.

આ પ્રમાણે કરાર થયા અને રાવે કીલ્લો પાદશાહને સોંપ્યો. આ વખતથી બુંદીનું રાજ્ય જે મેવાડના રાજ્યની ઉપરી સત્તા નીચે હતું, તેમાંથી મુક્ત થઈ સ્વતંત્ર બન્યું. રણસ્થંભોરનો કીલ્લો સોંપવામાં બુંદીના રાજ્યને જો કે ઘણો ફાયદો થયો હતો; પરંતુ એ કીલ્લો જીતવામાં સુરજમલનો મુખ્ય મદદગાર પેલો સામતસિંહ હતો, તેને ખોટું લાગ્યું અને તેથી તે આપઘાત કરી મરણ પામ્યો.

જેયપુર, મારવાડ અને વિકાનેર વિગેરેના રાજાઓએ મોગલ પાદશાહોને પોતાની કુંવરીઓ આપવાથી મેવાડના રાણા પ્રતાપે તે બધાને નાતબહાર મુકયા હતા, પરંતુ બુંદીના રાજ્યે કોઈ મોગલને કુંવરી નહી આપવાથી એ રાજ્ય રાણાના તડમાં રહ્યું હતું. રાવે અકબરશાહને લડાઈના પ્રસંગમાં વખતે વખત લશ્કરી મદદ આપવાથી પછવાડેના વખતમાં તેમને બનારસ અને ચુનારનાં પ્રગણાં બક્ષીસ મળ્યાં હતાં. રાવ સુરજમલે પોતાનાં છેવટનાં વરસ બનારસમાં રહીને ભકતીભાવમાં ગાળ્યાં

*પાદશાહી અમલમાં એવો ચાલ હતો કે દેશી રાજાઓના લશ્કરી ઘોડાઓને કપાળે એક ફુલના આકારનો ડામ દેવામાં આવતો હતો.

હતા. તેમણે પોતાના રાજ્યમાં લોકોપયોગી, ઘણાં કામ કીધાં. બનારસને સારૂ શણગાર્યું, યાત્રાળુઓને માટે ૮૪ દેવળ અને ગંગાનદીને કીનારે ૨૦ અવારા બંધાવ્યા હતા. તેમનું મરણ બનારસમાં થયું હતું.

રાવ સુરજમલના મરણ પછી વડો કુંવર ભોજરાજ ગાદીએ બેઠા. આ રાવ પોતાના પીતાના જેવાજ બહાદુર હતા, તે અને તેમના ભાઇએ મળીને અકબરશાહની વતી ગુજરાત શેહેરની લડાઇમાં બહુ બહાદુરી બતાવી હતી. એ લડાઇમાં રાવ ભોજે પંડે દુશ્મનને માર્યો હતો. અકબરશાહ ઈ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો, ત્યાં સુધી રાવ ભોજ તેની પાસેજ રહેતા હતા. પછીથી પોતાની રાજધાની બુંદીમાં પાછા આવ્યા અને થોડા દીવસમાં મરણ પામ્યા.

રાવ ભોજને રાવ રતન, હરદે નારાયણ અને કેશવદાસ એ નામના ત્રણ કુંવર હતા;જેમાંના વડા રાવ રતન ગાદીએ બેઠા.રાવ રતને પોતાના પીતાની બહાદુરીનો દાખલો લઇને પોતાના બે કુંવર હરીસિંહ અને માધુસિંહને સાથે લઇને જે વખત શાહજાંહે તેના બાપ જહાંગીર પાદશાહ સામે ઈ. સ. ૧૬૨૧ માં બરહાનપુરમાં બંડ ઉઠાવ્યું હતું, તે વખત પાદશાહની મદદમાં જઈ મળ્યા હતા. રાવની શૂરવિર હાડાકોએ શાહજાદા ઉપર જોરાવર હુમલો કરવાથી તે નાશી ગયો. આ વખતની લડાઇમાં રાવના બંને કુંવરો સખત ઘાયલ થયા હતા. જહાંગીરશાહે આ વખતની રાવની બહાદુર અને નીમકહલાલ નોકરીની કુજ કરી બીજા કુંવર માધુસિંહને બરહાનપુરનો મુલક બક્ષીસ આપ્યો; પરંતુ તે મુલક વધારે વખત સુધી તેમના હાથમાં નહી રહેવાથી પાદશાહે ફેર ઇ. સ. ૧૬૨૫ માં કોટા અને તેની આસપાસનો મુલક બક્ષીસ આપ્યો; જે મુલક હાલ સુધી માધુસિંહના વંશજોના તાબામાં છે અને તે "કોટાનું રાજ્ય" અથવા "હાડાવતીના દેશનો ભાગ" એ નામથી ઓળખાય છે. માધુસિંહને કોટાનો મુલક આપી પાદશાહે તેમને બુંદીથી જુદા પાડ્યા. માધુસિંહ બુંદીના ફટાયા હોવા છતાં તેમને બુંદીની ઉપરી સત્તાની બહાર રાખ્યા. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ કોટા બુંદીથી છેક જુદું પડી ગયું.

રાવ રતન એ એક ઉમદા રાજકર્તા હતા. તેમને મોગલ અને રાજપુતાણાના બીજા રાજાઓ તરફથી સારૂં માન મળતું હતું. તેમના અમલના વખતમાં કોઈપણ મુસલમાને જ્યાં હિંદુઓનો મેહેલ્લો હોય ત્યાં ગાય મારવાને હીંમત પકડી નથી. તેમણે સલાહ અને શાન્તી ભરેલી

રીતે રાજ્ય ચલાવ્યું. તેમણે પોતાના નામ ઉપરથી રતનપુર નામનું શેહેર વસાવ્યું. મેવાડના રાણા તેમની હળી મળીને ચાલવાની રીત ભાત ઉપરથી સારૂં માન આપતા હતા.

રાવ રતનના મરણ પછી તેમના પૌત્ર (હરીસિંહના કુંવર) છત્રસાલ બુંદીની ગાદીએ બેઠા. રાવ છત્રસાલ ગાદીએ બેઠા, તે પેહેલાં એટલે ઇ. સન ૧૬૨૭ માં જહાંગીરશાહ પાદશાહનું મરણ થયું હતું અને તેના પછી શાહજહાં પાદશાહ થયો હતો. એ પાદશાહે તેમને પાદશાહી રાજધાની દિલ્હીના સુબાની પદવિ આપી હતી. એ પદવિ તેમણે પોતાની હયાતી સુધી ભોગવી હતી. રાવ છત્રસાલે દક્ષિણમાં ઔરંગજેબના તાબા નીચે ડેપ્યુટી સુબાની નોકરી કેટલોક વખત સુધી કીધી હતી. દક્ષિણમાં કેલબર્ગના ઘેરા વખત નીસરણી મુકીને રાવ પોતે કીલ્લો ચઢી ઉતર્યા હતા.

શાહજહાં પાદશાહ ઇ. સ. ૧૬૫૮ ની સાલમાં માંદો પડ્યો તે વખત તેના ચાર શાહજાદા—દારા, સુજા, ઔરંગજેબ અને મુરાદ વચ્ચે પાદશાહાતને માટે ઝઘડા થવાની નીશાનીઓ જણાઇ. એ વખત ઔરંગજેબ દક્ષિણનો સુબો હતો અને રાવ છત્રસાલ તેના તાબામાં ડેપ્યુટી સુબા હતા તેથી તે પણ તેની પાસે દક્ષિણમાં હતા. શાહજહાં પાદશાહ પોતાના વડા શાહજાદા દારાનો બાજબી હક સાચવવાની કાળજીમાં હતો, તેથી તેણે રાવ છત્રસાલને લખ્યું કે તમારે તાકીદે આવી પહોંચવું. ઔરંગજેબ જો કે દારાની વિરૂધમાં હતો તેથી જો રાવ છત્રસાલ પાદશાહના બોલાવ્યાથી દિલ્હી જાય તો તેમાં તે નારાજ હતો, પરંતુ તેમણે ઔરંગજેબની છાવણી છોડી પોતાના હાડાઓ સહીત દિલ્હી જઈ કેશરીયા વાગા પેહેરી લડાઇમાં ઉતરવા તૈયાર થયા. ઔરંગજેબ પણ રાજધાની તરફ આવ્યો અને મુરાદને પોતાની પક્ષમાં લઈ લીધો. દારા અને ઔરંગજેબ વચ્ચે ભરતપુરની પાસે એક મહાભારત યુદ્ધ થયું; જેમાં દારા તરફથી રાવ છત્રસાલ પોતાના હાડાઓને લઇને લડાઇને મોખરે ઘુમતા હતા. આ વખત રાવના કપાળમાં બંદુકની ગોળી લાગવાથી તે રણ વચ્ચે પડ્યા, પણ તેમના કુંવર ભારતસિંહે લડાઈ ચાલતી રાખી. દારાનો હાથી ઘવાઇને ખીજવાયો, તેથી દારા હેઠે ઉતરી પડ્યો. તેની અંબાડી તરફ તેની ફોજના માણસોની નજર જવાથી તે ખાલી દીઠી, તેથી તેની ફોજ નાસવા લાગી. આ વખત ભારતસિંહે બહુ બહાદુરી બતાવી. તેમણે કેશરીયાં કરી રણ સંગ્રામમાં મુસલમાનો ઉપર તલવાર ચલાવી પણ છેવટ દુશ્મનોના

ઝટકાથી તેમનું પણ મરણ થયું.

દારા હાર્યો અને ઔરંગજેબ પાદશાહ થયો. રાવ છત્રસાલ અને કુંવર ભારતસિંહ તેના સામે લડતાં મરાયા, તેથી ભાવસિંહ બુંદીની ગાદીએ બેઠા. રાવ ભાવસિંહ, એ કુંવર ભારતસિંહના કુંવર હતા. ઔરંગજેબને પાદશાહ થવું અને રાવ ભાવસિંહનું બુંદીની ગાદીએ બેસવું એ એકજ વખતમાં એટલે ઈ. સ. ૧૬૫૮ માં હતું. ઔરંગજેબે રાવ છત્રસાલ અને તેમના કુંવર ભારતસિંહ ઉપરનું વેર રાવ ભાવસિંહના ઉપર વાળવા વિચાર કર્યો. પાદશાહે શેવપુરના રાજા આતમારામને રાવ ભાવસિંહ તથા તેમના હાડા સરદારોના નાશ કરવા તથા બુંદીના રાજ્યને રણસ્થંભોરના સુબા સાથે જોડી દેવા હુકમ કર્યો. આતમારામે બુંદી ઉપર હુમલો કર્યો તથા બુંદીને જીતવામાં ફતેહ પામ્યો, પણ હાડાઓએ એવા ભારે બળથી તેના ઉપર હુમલો કર્યો, કે તેણે બુંદી છોડીને નાશી જવું પડયું. હાડા હવે શેવપુર ઉપર ગયા અને તેને ઘેરો ઘાલ્યો. રાવ ભાવસિંહ અને હાડા સરદારોની બહાદુરીને લીધે ઔરંગજેબ ગુસ્સે નહી થતાં તેમના ઉપર રાજી થયો. આથી પાદશાહે તેમને દિલ્હી બોલાવ્યા અને રાવ ભાવસિંહને ઔરંગાબાદના સુબાની પદવિ આપી. રાવે ઔરંગાબાદ અને તેના તાબા નીચેના મુલકનો એવો સારો બંદોબસ્ત રાખ્યો કે તેમની સુબાગીરીના વખતમાં તે દેશ ઉપર કોઇએ સ્વારી કરી નથી. એ દેશમાં તેમણે મોટાં મોટાં લોકોપયોગી મકાનો બંધાવ્યાં. રાવ ભાવસિંહની બહાદુરી, ઉદારતા અને ધર્મ ઉપરની સારી નીષ્ટા હોવાથી ઔરંગાબાદમાં ભારે કીર્તિ પામ્યા. એ વખતના મુસલમાન ઈતિહાસ લખનારા કહી ગયા છે કે મેવાડમાં રાણા રાજસિંહ, અંબર (જેયપુર) માં જયસિંહ, મારવાડમાં જસવંતસિંહ અને બુંદીમાં રાવ ભાવસિંહ; એ વિગેરે કેટલાક રાજપુત રાજાઓ ઘણા પ્રખ્યાત હતા.

રાવ ભાવસિંહ ઈ. સ. ૧૬૮૨ માં મરણ પામ્યા. તેમને કુંવર નહોતો, તેથી તેમના ભાઈ ભીમનો પૌત્ર અનુરાદ ગીદીએ બેઠા. રાવ અનુરાદનું ગાદીએ બેસવું ઔરંગજેબ પાદશાહે કબુલ રાખ્યું અને તેમના રાજ્યાભિષેકને માટે તેમના વડીલોના માનની નિશાની બતાવવા ખાતર એક હાથી અને પોશાક મોકલ્યો હતો. મેવાડની ગાદીએ ઈ. સ. ૧૬૮૧ માં રાણો જયસિંહ બેઠો હતો, તેને અને તેના કુંવર અમરસિંહ કે જે રાવનો ભાણેજ થતો હતો તેને અણબનાવ હોવાથી અમરસિંહ બુંદી આવતો રહ્યો હતો.

રાવ અનુરાદે અમરસિંહની મદદમાં બુંદીથી ૧૦૦૦૦ (દશ હજાર) હાડા મેવાડ ઉપર મોકલ્યા, ત્યાં રાણા અને હાડા વચ્ચે નાની નાની લડાઇઓ થયા પછી રાણો અને કુંવર અમરસિંહ વચ્ચે સલાહ થવાથી હાડા લશ્કર બુંદી પાછું આવ્યું.

રાવ અનુરાદ ઓરંગજેબની સાથે દક્ષિણની લડાઈમાં ઇ. સ. ૧૬૮૩ માં ગયા હતા. એ વખત મરેઠા બહુ જોરપર હતા. ભરતખંડનો ઇતિહાસ કરતા કહે છે કે, એ વખતની લડાઇમાં મરેઠા પડે ને ઉભા થાય તેવા હતા, તેથી તેમને જીતાયા નહીં. આ વખત પાદશાહના જનાનાની બેગમો દુશ્મનોના કબજામાં આવી જવાથી રાવ અનુરાદે ભારે બહાદુરી કરી તેમને છોડવી તથા તેમ કરી તેમની આબરૂ બચાવી. પાદશાહ આથી રાજી થયો અને રાવને ઇનામ માગવા કહ્યું. રાવ અનુરાદે જે માગ્યું તે ક્ષત્રી જાત (રાજપુત) ના જુસ્સાને બરાબર શોભે તેવું હતું. રાવે માગ્યું કે "તેમને અને તેમની હાડા ફોજના રાજપુતોને કોઈ પણ લડાઈ વખત લશ્કરના પાછલા ભાગમાં નહી રાખતાં મોખરે રાખવા" આવા રાજપુતો શું હાલના વખતમાં નીકળી આવવાના છે? ના હાલ તો ઘણાખરા "લાડી, વાડી ને ગાડી" ના ઠકારા મકારાથી સુખ માને એવા છે. ઔરંગજેબે ઇ. સ. ૧૬૮૯ માં દક્ષિણમાં બિજાપુરના ઘેરા વખત બહુ બહાદુરી બતાવી અને ઘણું કરીને પાદશાહ રાવનીજ મદદથી બિજાપુરને પોતાને તાબે કરી શક્યો. થોડા દિવસમાં પંજાબમાં પાદશાહીના ઉત્તરે ભાગનું મુકરરપણું થતું હતું, તે વખત રાવ અનુરાદ પંજાબમાં મરણ પામ્યા.

રાવ અનુરાદના મરણ પછી કુંવર બુધસિંહ ગાદીએ બેઠા. ઔરંગજેબ પાદશાહ ઈ સ. ૧૭૦૭ માં મરણ પામ્યો, ત્યાર પછી દિલ્હીની ગાદીને માટે તેના શાહજાદાઓમાં લડાઇઓ ઉઠી. એ શાહજાદાઓમાં ૧ મોઆજીમ, ૨ આજમ અને ૩ કામબક્ષ હતો. આ ત્રણ ભાઈ લડ્યા, તેમાં પેહેલાની જીત થઈ અને બીજા બે માર્યા ગયા. પેહેલો મોઆજીમ "બહાદુરશાહ" એ નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો. રાવ બુધસિંહે બહાદુરશાહને ગાદી મળવામાં ઘણી સરસ મદદ આપી હતી અને ઘણું કરીને તેમનીજ મદદથી તે ઈ. સ. ૧૭૦૭ ના જુન માસમાં પાદશાહ બન્યો. રાવને આ નોકરીના બદલામાં "રાવરાજા" એવી પાદશાહે પદવિ આપી તથા તેમને આ વખતથી પોતાના પરમમિત્ર તરીકે ગણવા માંડ્યું. બહાદુરશાહ પાદશાહ ઈ. સ. ૧૭૧૨ માં મરણ પામ્યો.

તેના પછી તેના કુટુંબમાં સૈયદો સામે જઘડા ચાલ્યા. જેમાં રાવરાજા બુધસિંહે પાદશાહી કુટુંબને પોતાની જીંદગીના જોખમ જેવી નીમકહલાલી બતાવી મદદ કીધી હતી પણ તેટલામાં જેયપુરના રાજા જયસિંહે રાજપુતાણાનાં કેટલાંક રાજ્યો ઉપર સરદારી મેળવવાના હેતુથી બુંદીના રાજ્યને કબજે કરી તેનો અધિકાર કરવડના સુબા દલેલસિંહને સોંપી તેને "રાવરાજા" નો કીતાબ આપ્યો હતો. આ કારણથી બુધસિંહને દિલ્હીથી બુંદી તરફ આવવાની જરૂર પડી. આથી સૈયદો દિલ્હીમાં જીત પામ્યા. રાવરાજા બુધસિંહ બુંદીની નજીકમાં આવ્યા, એટલે તેમને પકડવા માટે ઘણા યત્ન થયા, પણ હાડાઓની વંશ પરમપરાથી ચાલતી આવેલી બહાદુરી આ વખત પણ ઝળકી આવી, જેથી તે કબજે થઈ શક્યા નહી; પણ ઘણા હાડા મરાયા, જેથી બુધસિંહ બેગમુ ગયા, તથા ત્યાં રહીને પોતાની રાજધાની પાછી મેળવવા યત્ન કરવા લાગ્યા, પણ તે બધા નિષ્ફળ ગયા. બુધસિંહની આવી આફતના વખતનો લાભ લઇને કોટાના રાવ ભીમસિંહ કે જે તેમના પીત્રાઈ થતા હતા, તેમણે ચંબલ નદીની પૂર્વ તરફનો બુંદીનો મુલક પોતાના કોટાના રાજ્ય સાથે જોડી દીધો.

રાવરાજા બુધસિંહ ઈ. સ. ૧૭૪૪ માં બેગમુમાં મરણ પામ્યા. જેયપુરનો રાજા જયસિંહ પણ તે પેહેલાં થોડા દિવસ અગાઉ મરણ પામ્યો હતો. બુધસિંહના વડા કુંવર ઉમેદ કે જે તે વખત ૧૩ વરસની કાચી ઉમરના હતા, પરંતુ તેમણે લશ્કર ભેગું કર્યું અને બુંદીની મુખ્ય મુખ્ય જગાઓ જીતી લીધી. તથા ઈ. સ. ૧૭૪૯ માં રાજધાનીનું શેહેર બુંદી પણ કબજે કર્યું. રાવરાજા ઉમેદને આ જીતો કરવામાં કોટાના રાવ દુરજનસાલે સારી મદદ કીધી હતી. આ કારણથી જેયપુરની ગાદીએ જયસિંહ પછી થનારા રાજાઓ અને તેમની સામે વેર બંધાયાં. એક બાજુ જેયપુર અને તેની સામે બુંદી તથા કોટાના હાડા રાજાઓ થયા હતા, અને તેથી ઘણી વખત તેમને લડાઇઓમાં ઉતરવું પડયું હતું.

રાવરાજા ઉમેદે જેયપુરના રાજ્યને ખંડણી આપવી પડતી હતી. અસંતોષી મરેઠાઓ તેમના રાજ્ય ઉપર વખતે વખત હુમલા કરતા. તેઓ અનિયમિત હક ઉઘરાવતા તથા દેશને લુંટતા હતા, તેમણે કેટલાંક પ્રગણાં કબજે કરી દીધાં હતાં. આવા કારણોથી રાવે તે લોકોના સામે લડાઇઓમાં ચઢવું પડતું હતું. વૃદ્ધાવસ્થા અને આ લોકોના હુમલાથી જેમ શરીર નબળું થઇ પડ્યું હતું, તેમ તે લોકોએ દગા કીધેલા તેનું વેર

લેવાના રાત દિવસના વિચારથી તેમની મનની જુસ્સો નરમ પડી બુદ્ધિ પણ મંદ પડી ગઈ હતી. આથી ઈ. સ. ૧૭૭૧ માં બુંદીનું રાજ્ય પોતાના કુંવરને સોંપી પોતે એક સાધુ તરીકેનો વેશ ધારણ કરી હિંદુસ્તાનમાં તમામ ઠેકાણે ફરી યાત્રાઓ કીધી. તેમણે આ મુસાફરીમાં હિંદુસ્થાનની દરેક પાઠશાળાઓ જોઈ, તેમને સર્વે કોઈ રાજા તરીકે નહી, પણ ભક્ત તરીકેનું માન આપતા હતા. તેમની વિદ્યા અને મુસાફરીના અનુભવથી તે એક મોટા વિદ્વાન નીવડયા હતા. તે વખતે વખત એવાં સરસ ભાષણો આપતા હતા કે જેના શબ્દે શબ્દ વીણી લેવા જેવા હતા. રાવ ઉમેદ મુસાફરીમાં હતા, તે વખત તેમના જુવાન કુંવરનું બુંદીમાં મરણ થયું અને તેથી પોતાના પૌત્ર બિશનસિંહની કેળવણી ઉપર દેખરેખ રાખવા માટે સરદારોએ બોલાવ્યાથી તે બુંદી પાછા આવ્યા. બિશનસિંહને તેમના ખુશામતિયા હજુરીઓએ રાવ ઉમેદ પાછા આવ્યા તે વિશે વહેમ ઘાલ્યો હતો તે કહાડી નંખાવ્યો. સને ૧૮૦૪ ની શરૂઆતમાં બુંદીના રાજ્યને ઇંગ્રેજો સાથે સંબંધ બંધાયો હતો પણ તે જલદીથી તુટયો. તા. ૧૭ એપ્રીલ સને ૧૮૦૪ ના રોજ હિંદના લશ્કરી સેનાપતી લૉર્ડ લેકે કરનલ મોનસનને લખ્યું કે હિંદના મધ્ય ભાગમાં જસવંતરાવ હોલકર શું કરેછે, તે જોઈ ખાત્રી કરવી. જેથી મોનસન ગુડી સુધી ગયો, પરંતુ ત્યાંથી અગાડી પગલું ભરવું એ બહુ જોખમ ભરેલું જાણી તા. ૮ મી જુલાઈ સને ૧૮૦૪ ના રોજ પાછો ફર્યો. આ ખબર મરેઠાઓને થવાથી તેઓ તેની પછાડી પડયા અને કોટા તથા નીમચ વચ્ચે મુકુંદરા નામની ભયંકર ખીણ સુધી આવ્યા હતા. આ ઠેકાણે તેમણે ભારે બળથી હુમલો કીધો. આથી કરનલ માનસન ભારે ભયમાં આવી પડયો. તેના મનમાં આવ્યું કે દુશ્મનો તેને ઘેરી લેશે તેથી તે શરમ ઉપજાવે તેવી રીતે કોટે ગયો; કોટામાં તેને આશ્રય નહી મળવાથી પોતાના લશ્કર સાથે બુંદી આવ્યો. આ વખત રાવ ઉમેદે તેની અને તેના લશ્કરી માણસોની સારી બરદાસ્ત કીધી. આનો બદલો જો કે ઇંગ્રેજોએ આપવા કહ્યા છતાં તે લેવાને રાવ ઉમેદે બીલકુલ દરકાર રાખ્યો નહોતો, તો પણ ઇંગ્રેજો ને રાવ દરસાલ રૂ.૮૦ હજાર ખંડણીના આપતા હતા તે માફ કીધા. તથા પટણાનો કીલ્લો રાવને આપીને સિંધિયાની ત્રીજાઇને પેટે રાવ પાસેથી દર વરસે ૪૦ હજાર રૂપીઆ લેવા ઠરાવ કરી તહનામું કર્યું.

રાવ ઉમેદ મરણ પથારીએ આવી પડયા અને તેમની આફતના

વખતમાં તેમને તેમના હાડા સરદારોએ કીધેલી મદદ, તેમજ તેમની ઉપરી સત્તાને તે સરદારોએ બરાબર માન આપેલું; તેનો બદલો વાળવા વિચાર થયો, પણ તે તક ખોઈ. તેમજ તેમના દૂશ્મન મરેઠાનું કંઈ કરી શક્યા નહી, તેથી કાળજું બળતું રહ્યું. અને ઈ. સ. ૧૮૦૪ ની આખરે મરણ પામ્યા.

રાવ ઉમેદના મરણ પછી તેમના પૌત્ર બિશનસિંહ ગાદીએ બેઠા. રાવ રાજા બિશનસિંહ એ એક બહાદુર અને જોરાવર રાજા હતા. બુંદીનું રાજ્ય એવી સરસ જગામાં આવ્યું છે કે ઈ. સ. ૧૮૧૭ માં પીંઢારાઓને નાસતા પકડવાને એક અગત્યની જગા થઈ પડી હતી. બનાવ એમ બન્યો કે ઈંગ્રેજો પીંઢારાઓને ખોળતા ફરતા હતા. તેમણે ચાર પાંચ ઠેકાણે તે લોકની નાની નાની ટોળીઓપર હુમલા કરી તેમનો નાશ કર્યો. તેમની મોટી ટોળી લુંટની વહેંચણ કરતી હતી તે વખત ઈંગ્રેજો એકદમ તેમના ઉપર તુટી પડ્યા; આથી તે નાઠા પણ આ અગત્યની જગામાં સપડાઈ ગયા. આ વખત રાવ રાજાએ ઈંગ્રેજોને ઘણી કીંમતી મદદ આપી હતી અને તેથી તે લોકને પકડવાને ઈંગ્રેજો શક્તીવાન થયા. આ કરેલી મદદના બદલામાં બુંદીનાં કેટલાંએક પ્રગણાં કે જે હોલકરે આશરે ૫૦ વરસ પેહેલાં રાવ ઉમેદના વખતમાં કબજે કરી લીધાં હતાં; તે કંઈ પણ સરત કીધા શિવાય રાવ બિશનસિંહને પાછાં સોંપ્યાં; તથા કેટલોએક ભાગ સિંધિયાએ કબજે કરી લીધો હતો. તે કેટલીએક સરતો કરીને પાછો સોંપ્યો. કોટાના રાવ ભીમસિંહે ઘણો મુલક બુંદીના રાવરાજા બુધસિંહના વખતમાં પોતાના મુલક સાથે જોડી દીધો હતો, તેને માટે કંઈ ફારફેર નહી કરતાં તે મુલક કોટાના રાવના તાબામાં રેહેવા દીધો.

ઈ. સં. ૧૮૧૮ ની સાલમાં બુંદીના રાવરાજા બિશનસિંહ અને ઈંગ્રેજ સરકાર વચ્ચે કરાર થયા, તેથી બુંદીનું રાજ્ય ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. રાવરાજા બિશનસિંહ બહાદુર અને પ્રમાણીક હતા. તે જરૂરીયાત શિવાયની મોજ શોખમાં નહી પડતાં સાદાઈથી રેહેતા હતા. તે એક નામાંકીત્ત શિકારી હતી. તેમને માટે એમ કેહેવાય છે કે તે દિવસ અને રાત સિંહની બોડ પાસે બેઠી રહેતા. જ્યારે તે ક્રૂર પ્રાણી બોડમાંથી નીકળતું ત્યારે તેના ઉપર બંદુક ચલાવી તેનો પ્રાણ લેતા, અને તે કામથી પરવાર્યા પછી બોડવાળી જગા છોડતા. પોતે ખરો શિકાર તો સિંહનોજ ગણતા. બકરાં કુકડાં જેમાં ગરીબ પ્રાણીને મારતા નહોતા. તેમણે આશરે ૧૦૦ કરતાં વધારે સિંહને માર્યા હતા. વાઘ અને

રીંછના શિકાર એટલા બધા કીધા હતા કે જેની સંખ્યા નક્કી થઈ શકી નથી. મારવાડના રાજા માનસિંહે પોતાના સરદારોની જાગીરો જપ્ત કરી દેશમાંથી કહાડી મુક્યા, ત્યારે તેમાંના કેટલાક સરદારોને બિશનસિંહે પોતાના રાજ્યમાં રાખી સારો આશ્રય આપ્યો હતો.

રાવ રાજા બિશનસિંહ તા. ૧૪ મી માહે મે સને ૧૮૨૧ ના રોજ બુંદીમાં મરણ પામ્યા. તેમના પછી તેમના ૧૧ વરસની બાળ વયના કુંવર **રામસિંહ** ગાદીએ બેઠા. તેમની બાળ ઉંમરમાં તેમના પીતાના વખતનો દીવાન વોહોરા શંભુરામ હતો તેને કાયમ રાખ્યો. રાવરાજા ૨૦ વરસની જુવાન વયમાં આવ્યા, તે વખતમાં એટલે ઈ. સ. ૧૮૩૦ ના મે માસમાં એક એવો બનાવ બન્યો કે તેમને મારવાડના રાજા સાથે દુશ્મની થઈ, રામસિંહ મારવાડની કુંવરી સાથે પરણ્યા હતા. તે બાઈની કેટલીક અઘટીત રીતને લીધે તે રીત ફેરવાવવા તથા ઠપકો દેવા માટે જોધપુરથી ૩૦૦ માણુસ બુંદી આવ્યાં અને તેમણે શેહેરની બહાર મુકામ કર્યો. એમને આવ્યાને ત્રણ દિવસ થયા, તેટલામાં બુંદીનો દિવાન કીશનરામ કે જે ઘણો બુદ્ધિશાળી અને પ્રમાણીક હતો તથા તે શંભુરામ પછી દીવાન થયો હતો, તેનું જોધપુરના કોઈ એક માણસે ખુન કર્યું. કીશનરામે તેના સાડા છ વરસના કારભારમાં પ્રથમ રાજ્ય કરજમાં ડુબેલું હતું, તેમાંથી મુક્ત કર્યું, એટલુંજ નહી પણ તેના આવતા પેહેલાં રાજ્યની વારસિક ઉપજ રૂ. ૩ લાખ હતી, જેથી ખેતીવાડી વિગેરેમાં સુધારા તથા આબાદી કરી ઉપજ રૂ. ૫ લાખ સુધીની આણી મુકી હતી. આવા સારા અને નીમકહલાલ દિવાનનું ખુન થવાથી મહારાવ રાજા રામસિંહે આ ગુન્હો કરનારને શિક્ષા કીધા શિવાય નહીજ છોડવો એમ નિશ્ચય કર્યું. જોધપુરના માણસો પાસે પેલા ગુન્હેગારને માગ્યો, પણ તેમણે નહી સોંપવાથી રામસિંહે તે લોક જે જગાએ ઉતર્યા હતા, તે જગાને ઘેરી લીધી અને તેમના ઉપર ત્રણ દિવસ સુધી તોપ ચલાવી. તથા અનાજપાણી બંધ કર્યાં. તે ટોળીના બે સરદારો કે જેઓ આ ખુન કરાવામાં ઉશ્કેરણી કરનારા હતા, તેમને નાસતા પકડ્યા અને ખુલ્લી રીતે કતલ કર્યા. બાકીનાઓ ધીમે ધીમે તાબે થયા, જેમને બુંદીની હદપાર કહાડી મુક્યા. જોધપુરનો એક ઉમરાવ નામે બખ્તસિંહ કે જેણે કીશનરામને મારવા માટે પ્રતિજ્ઞા કીધી હતી, તેણે છઠ્ઠે દિવસે આપઘાત કીધો અને મરણ પામ્યો. આ પ્રમાણે રાવ રાજાએ પોતાના દિવાનના

ખુનનો બદલો વાળ્યો. આથી મારવાડના રાજા સાથે લડાઇનો દેવ જાગવાની તૈયારી હતી, પરંતુ ઈંગ્રેજ સરકારે વચ્ચે પડી એકબીજાને સલાહ કરાવી આપી.

સને ૧૮૫૭ ના બળવા વખત મહારાવ રાજા રામસિંહે તેમના કુટુંબની રીતથી અવળા ચાલી પોતાને માથેની ઈંગ્રેજોની ઉપરી સત્તા સામે બે દરકારી ચલાવી. પોતે બંડખોરોની સાથે સામેલ થયા, પરંતુ તેમની રાણી જે ઘણી વિચારવંત અને દયાળુ હતી; તેણીએ સાંભળ્યું કે નિરાશ્રિત થઈ પડેલા કેટલાએક યુરોપિયન, તેમની અબળાઓ અને બાળબચ્ચાં ખોરાક અને અનવસ્ત્ર વગર; તેમજ દિવસના તાપ અને રાત્રીની ટાઢથી હેરાન થતાં નજીકના જંગલમાં પડ્યાં છે, આથી તે બાઇએ દયા લાવી પોતાના ખરચે જંગલમાં તેમને સારૂ અનાજ અને વસ્ત્ર વિગરે જરૂરીયાત જણસો મોકલવા માંડી. આ વાતની ખબર મહારાવ રાજા કે જેઓ બળવાખોરો સાથે હતા તેમને નહોતી. આ દયાળુ બાઈની મદદથી આ નિરાશ્રિત થઈ પડેલા લોકો દિલ્હીમાં ઈંગ્રેજી લશ્કરના રક્ષણ નીચે જઈ પહોંચ્યા. બુંદીના રાજ્યને આથી કરીને ઈંગ્રેજો સાથેનો સ્નેહ તુટ્યો, પરંતુ પછવાડેથી તેમની ચાલ દોસ્તી વાળી માલમપડવાથી ઈ. સ. ૧૮૬૦ માં ફેર પાછો સ્નેહ બંધાયો. તેમને બ્રિટિશ સરકારે દત્તકની સનંદ આપી.

નામદાર મહારાણી વિક્ટોરીયાએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યું તે બાબત તા. ૧ લી જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લૉર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો હતો, તે વખતના દરબારમાં મહારાજા મહારાવરાજા રામસિંહજી દિલ્હી પધાર્યા હતા. એ વખતના દરબારમાંથી તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો, જેને લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો હતો. હિંદને માટે નવી ઇમ્પિરિયલ કૌંસીલ નીમી, તેના સભાસદો તરીકે ગવરનરો, લેફ્ટેનેંટ ગવરનરો વિગરે દરેક ઈલાકાના મુખ્ય મુખ્ય યુરોપીયન અમલદારો અને મોટા તથા ડાહ્યા રાજકર્તાઓને નીમ્યા હતા; જેમાં મહારાવરાજા રામસિંહજી પણ એક સભાસદ નીમાયા હતા. મહારાવ રાજા રામસિંહજીની હાલ ૭૬ વરસની ઉંમરછે. તેઓ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૭ તોપ ફોડી માન આપવામાં આવેછે.

---

# કોટા.

કોટાનું રાજ્ય એ "કોટા" અથવા "હાડાવતી" કે "હાડાનો દેશ," એ નામથી ઓળખાય છે. તેના રાજકર્તા ચહુઆણ જાતના રાજપુત છે અને તે "મહારાવની" પદવિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે બુંદીનું રાજ્ય, જેયપુરનું રાજ્ય અને ગ્વાલિયરનો મુલક; પૂર્વે ગ્વાલિયરનો મુલક, દક્ષિણે ઝાલાવાડનું રાજ્ય તથા ગ્વાલિયર તાબાના માળવા પ્રાંતનો ભાગ; અને પશ્ચિમે બુંદીનું રાજ્ય, મેવાડનો મુલક અને ઇંદોર તાબાનો રામપુરા જીલ્લો છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૫૦૦૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૪૫૦૦૦૦ (સાડાચાર લાખ) માણસની છે. **વારસિક પેદાશ**—રૂ.૨૫૦૦૦૦૦ (પચીશ લાખ)ને આશરે થાય છે. આ રાજ્ય ઇંગ્રેજ સરકારને ખંડણી આપે છે. **દેશનું સ્વરૂપ**—મુલક પહાડી અને ખરબચડો છે. ઝાડી પુષ્કળ અને ભયંકર છે. **નદીઓ**—૧ ચંબલ, એ દક્ષિણે મધ્યહિંદ એજન્સિ તરફથી આવી ઘણું કરી આ રાજ્યની પશ્ચિમે તથા વાયવ્યકોણ અને ઉત્તર તરફ બુંદી તથા જેયપુરના રાજ્યની ઘણું કરીને સરહદ કરી, અગાડી ઇશાન કોણ તરફ ચાલી જાય છે; જે આગ્રા જીલ્લામાં જુમનાં નદીને મળેછે. ૨ કાળીસિંધ અને ૩ પાર્વતિ,એ નદીઓ મધ્યહિંદ એજન્સિ તરફથી ઝાલાવાડના મુલકમાં થઇને આવી ઘણું કરી આ રાજ્યમાં દક્ષિણથી તે ઉત્તર તરફ વહીને કાળીસિંધ બુંદી તથા કોટાની સરહદ ઉપર, તેમજ પાર્વતિ જેયપુર અને કોટાની સરહદ ઉપર ચંબલ નદીને મળે છે. ૪ નેવાજ નામની નદી માળવા તરફથી આવી કોટા શેહેરથી પૂર્વમાં કેટલાક મૈલને છેટે કાળીસિંધને મળે છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઇશાન કોણ તરફથી અને તે પુષ્કળ વરસે છે **જમીન તથા નિપજ**—ઘણું ખરૂં આખા દેશની જમીન પહાડી અને ખરબચડી છે, પણ તે રસાળ છે; તેમાં વળી દક્ષિણ તરફનો મુલક કે જે માળવાનો ભાગ છે, તે તો ઘણોજ રસાળ છે. નિપજ-કપાસ, શેરડી, અફીણ, કસુંબો તમાકુ, ઘઉં, ચણા, જુવાર, ડાંગર, મકાઇ, અળસી, તલ અને તમામ જાતનાં કઠોળ તથા ગળી વિગેરેની થાય છે. **જનાવર**—ઘણું ખરૂં આખા દેશમાં ડુંગરો અને ઝાડીની અંદર વાઘ, સિંહ, રીંછ, ચીત્રા, વરૂ, સાબર અને હરણ વિગેરે અનેક જાતનાં જનાવર જંગલમાં હોય છે. **લોક** તથા

**ભાષા**—વસ્તી મુખ્ય કરીને રાજપુત, ભીલ, જાટ, મીણા, ગૂજર, મુસલમાન અને વાણીઆ વિગેરે પરચુરણ જાતના લોકની છે. દેશની ભાષા હાડોતી છે, પણ ઘણાં લોક માળવી બોલી બોલે છે. **મુખ્ય શેહેરો—કોટા,** એ આ દેશની રાજધાનીનું કીલ્લાવાળું શેહેર ચંબલ નદીના ઉગમણા કીનારા ઉપર છે. એ શેહેર આ રાજ્યની છેક વાયવ્ય કોણના ભાગમાં છે. શેહેરમાં મહારાવના મેહેલ ઘણી સુંદર બાંધણીના છે. કોટા શેહેર, એ નસીરાબાદ અને નીમચ વચ્ચેની રેલવે લાઇન ઉપરના ચીતોડના સ્ટેશનથી પૂર્વમાં ૭૫ મૈલને છેટે છે. શિવાય **મુકુંદરા, સાંગોદ** અને **પાટણ** વિગેરે પ્રસિદ્ધ શેહેરો છે. **દત્તકની સનંદ**—કોટાના રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણો આપે હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળી છે. વળી **પાદશાહી વાવટો**—નામદાર કૈસરેહિંદ તરફથી મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્ધતી ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૪૬૦૦ પેદલ, ૭૦૦ સ્વાર અને ૧૧૯ તોપ રાખવાની સત્તા છે.

**ઇતિહાસ**—કોટાના રાજ્યકર્તા બુંદીના કુટુંબી ચહુઆણ જાતમાંથી નીકળેલી હાડા શાખાના રાજપુત છે. કોટાનો ઇતિહાસ **માધુસિંહથી** શરૂ થાય છે. માધુસિંહ એ બુંદીના રાવ રતનના બીજા કુંવર હતા. આ પુસ્તકમાં આગળ બુંદીના ઇતિહાસમાં આપણે વાંચી ગયા છીએ કેઃ—રાવ રતને પોતાના બે કુંવર હરીસિંહ અને મધુસિંહને સાથે લઇને જે વખત શાહજાંહે તેના બાપ જહાંગીર પાદશાહ સામે ઈ. સ. ૧૬૨૧ માં બરહાનપુરમાં બંડ ઉઠાવ્યું હતું, તે વખત પાદશાહની મદદમાં જઈ મળ્યા હતા. રાવની શૂરવિર હાડાફોજે શાહજાદા ઉપર જોરાવર હુમલો કરવાથી તે નાશી ગયો. એ વખતની લડાઇમાં રાવના બંને કુંવરો સખ્ત ઘાયલ થયા હતા. જહાંગીર પાદશાહે આ વખતની રાવની બહાદુર અને નીમકહલાલ નોકરીની બુજ કરી બીજા કુંવર માધુસિંહને બરહાનપુરનો મુલક બક્ષીસ આપ્યો હતો, પરંતુ તે વધારે વખત સુધી તેમના હાથમાં નહી રેહેવાથી પાદશાહે ફેર ઈ. સ. ૧૬૨૫ માં કોટા અને તેની આસપાસનો મુલક બક્ષીસ આપ્યો; જે મુલક હાલ સુધી માધુસિંહના વંશજોના તાબામાં છે. પાદશાહે માધુસિંહને કોટાનો મુલક આપી બુંદીથી જુદા પડ્યા. માધુસિંહ જો કે બુંદીના ફટાયા હોવા છતાં તેમને બુંદીની સત્તાથી બહાર

એટલે જેમ બુંદી સ્વતંત્ર હતું, તેમ કોટાને પણ તેજ પ્રમાણે સ્વતંત્ર ઠરાવ્યું. આને માટે કરનલ ટાડ પોતાના રાજસ્થાનના પુસ્તકમાં લખી ગયો છે કે, જહાંગીર પાદશાહે તેના સમજવા પ્રમાણે આ કામ વ્યાજબી કીધું હતું. કેમકે હાડોતીની શૂરવિર રૈયત એક રાજાના તાબામાં હોય તો વખતે ઘણું ભય ભરેલું થઈ પડે, તેથી તેજ વખતથી કોટાનો ભાગ જુદો પાડ્યો હશે. વળી તેના સમજવામાં એમ પણ હશે કે આ પ્રમાણે કરવાથી પાદશાહીનો દાબ બંને ભાગવાળા બરાબર માની સકશે.

પાદશાહે માધુસિંહને કોટાનો મુલક બક્ષીસ આપ્યો, તે વખત તેના તાબામાં ૩૬૦ ગામ અને તેટલાની વારસિક પેદાશ રૂ.૨૦૦૦૦૦(બે લાખ) થતી હતી. માધુસિંહે "રાવ"ની પદવિ ધારણ કરી અને રાજ્ય કરવા માંડ્યું. તેમણે પોતાના મુલકને બુંદીની મુળ હદથી, તે દક્ષિણ બાજુ માળવા સુધી વધાર્યો હતો.

રાવ માધુસિંહ ૩૨ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૬૫૭ ની સાલમાં મરણ પામ્યા. તેમના પછી વડા કુંવર મુકુંદસિંહ ગાદીએ બેઠા. થોડાજ દિવસમાં એટલે સને ૧૬૫૮ ની સાલમાં શાહજાંહ પાદશાહ માંદો પડ્યો અને તેના શાહજાદા–દારા, સુજા, ઔરંગજેબ અને મુરાદ; એમની વચ્ચે અંદર અંદર રાજગાદીને માટે લડાઇઓ થઈ. આ લડાઈઓમાં એક બાજુ દારા અને તેના સામે ઔરંગજેબ તથા મોરાદ હતો. દારાની તરફથી મારવાડના રાજા જસવંતસિંહ અને ઔરંગજેબ તરફથી તે પોતે તથા રાવ મુકુંદસિંહ હતા. બંને વચ્ચે ઉજ્જણની પાસે એક મોટું યુદ્ધ થયું. આ વખત રાવ મુકુંદસિંહ, તથા તેમના ચાર ભાઈ કેશરીયા વાગા પેહેરી રણસંગ્રામમાં ઔરંગજેબની તરફથી દાખલ થયા. રાવ તથા તેમના ભાઈ અને તેમના હાડા, ક્ષત્રી જાતને શોભે તેવી રીતે પોતાની વંશપરમપરાની રીત પ્રમાણે વિજળી જેવી ચળકતી તલવારો લઇને યુદ્ધમાં કુદી પડ્યા. તેમણે એવા ભારે બળથી તલવાર ચલાવી કે જેથી જસવંતસિંહને હારીને નાશી જવું પડ્યું, પણ એ વખતની લડાઇમાં રાવ પોતે તથા તેમના ત્રણ ભાઈ અને ઘણા હાડા કપાઈ મુઆ હતા. રાવના ચોથા ભાઈ કીશોરસિંહને ભારે જખમ લાગ્યા હતા અને તે પણ મરવાની તૈયારીમાં હતા. રણક્ષેત્રમાં જેમ ઘણા જણની લાશો પડેલી હતી, તેમ કીશોરસિંહ પણ પોતાને લાગેલા જખમોથી ત્યાં પડ્યા હતા. કોટાના માણસોએ તેમને બહાર ખેંચી કહાડ્યા અને ખબર

ઇચ્છાથી તેમના આ ફરઆઇ સાજા થયા. ઔરંગઝેબ પાદશાહ થયો, તેણે કીશોરસિંહને દક્ષિણના સેનાપતીની પદવિ આપી હતી, જ્યાં તેમણે ભારે કીર્તિ મેળવી હતી.

ઉપલી લડાઈમાં રાવ મુકંદસિંહ અને તેમના ત્રણ ભાઈ કપાઇ મુઆ હતા તેથી કોટાની ગાદીએ કુંવર જગતસિંહ બેઠા. જગતસિંહે ૧૨ વરસ રાજ્ય કરયું. તેમનો બધો વખત દક્ષિણમાં પાદશાહી લશ્કરની સાથે જઈ લડાઇઓ લડવામાં ગયો હતો. તેમના ઈ. સ. ૧૬૭૦ માં મરણ પછી તેમના પીત્રાઈ ભાઈ પ્રેમસિંહને હાડા સરદારોએ કોટાની ગાદીએ બેસાડયો હતો, પરંતુ તે એવી ખરાબ વર્તણુકથી ચાલ્યો કે જે સરદારોએ તેને ગાદીપર બેસાડ્યો હતો તેમણેજ તેના છ મહીનાના રાજ્ય પછી પદભ્રષ્ટ કરી ગાદીએથી ઉઠાડી મુકયો અને કિશોરસિંહને રાવ બનાવ્યા; જે કીશોરસિંહ ઉજ્જણ પાસેની લડાઈમાં ભારે ઘવાયા છતાં અજાયબ રીતે બચી ગયા હતા.

ઈ. સ. ૧૬૮૬ માં બિજાપુર ઉપર ઔરંગઝેબ પાદશાહે ઘેરો ઘાલ્યો, તે વખત કીશોરસિંહે બહુ બહાદુરી બતાવી હતી. એમ કહેવાયછે કે આ ઘેરા વખત કિશોરસિંહે જેવી તલવાર મારી તેવી બીજા કોઈ સરદારે મારી નથી. ત્યાર પછી આ કોટના ઘેરામાં તેમનું મરણ થયું. રાવ કીશોરસિંહના મરણ પછી બીજા કુંવર રામસિંહ ગાદીએ બેઠા. કીશોરસિંહને પાટવી કુંવર બિશનસિંહ હતા, પણ રાવ એક વખત દક્ષિણમાં લડાઈ પર ગયા, તે વેળા બિશનસિંહને સાથે આવવા કહ્યા છતાં, તે વેળા તે ગયા નહી, એ કારણને લીધે તે વખતથી તેમનો ગાદીનો હક રદ કીધો હતો.

ઔરંગઝેબ પાદશાહ ઈ. સ. ૧૭૦૭ માં મરણ પામ્યો, ત્યાર પછી પાદશાહતને માટે તેના શાહજાદાઓ વચ્ચે લડઇઓ થઈ, જેમાં રાવ રામસિંહે અજીમશાહનો પક્ષ પકડી જજૌની લડાઇમાં આજમ અને કામબક્ષને હરાવ્યા; પરંતુ તે લડાઇમાં રાવ રામસિંહ પોતે પણ કામ આવ્યા હતા. જુન સને ૧૭૦૭

રાવ રામસિંહના મરણ પછી ભીમસિંહ ગાદીએ આવ્યા. રાવ ભીમસિંહે ફરૂખશીયર પાદશાહના વખતમાં (ઈ. સ. ૧૭૧૩-૧૭૧૯) સૈયદોનો પક્ષ પકડી તેઓની મદદમાં પોતાનું લશ્કર મોકલ્યું હતું. દિલ્હીની પાદશાહાતમાં સૈયદોની જીત થવાથી તે લોકે રાવને પાદશાહતમાં મોટી

પદવિ આપી હતી. અંબર (જેયપુર) ના રાજા જયસિંહે બુંદીનું રાજ્ય કબજે કરી ત્યાંના રાવરાજા બુધસિંહને ત્યાંથી કહાડી મુક્યા હતો, તે વખત રાવ ભીમસિંહે બુંદીનું રાજ્ય પોતાના કુટુંબની વડી શાખામાં હોવા છતાં, અંબરના રાજાને મદદ કરી બુંદીનાં કેટલાંક પ્રગણાં પોતાના રાજ્ય સાથે જોડી દીધાં. વળી ભીલ લોકોને તેઓના કીલ્લાઓમાંથી કહાડી મુકી તેમના તાબાની જમીનો છીનાવી લીધી. ચીનકીલીચખાન, કે જેનું બીજું નામ અજોફશાહ નીઝામ ઊલમુલ્ક હતું; જે દક્ષિણનો સુબેદાર હતો, તેણે સૈયદો સામે બળવો કર્યો, તેથી તેના સામે લઢવા તથા તેને પકડવાના યત્નમાં ઇ. સ. ૧૭૧૯ માં રાવ ભીમસિંહ મરાયા. આ રાવને રાજપુતોના સિરોમણી મેવાડના રાણા અમ્મરે " મહારાવ " એવી પદવિ આપી. રાવ ભીમસિંહ પાસે ૫૦૦૦ રાજપુત લડવઇઆઓ હતા.

રાવ ભીમસિંહના ઈ. સ. ૧૭૧૯ માં મરણ પછી તેમના વડા કુંવરે **અરજુનસિંહ** કોટાની ગાદીએ બેઠા. અરજુનસિંહે ૪ વરસ રાજ્ય કર્યું. અને ઇ. સ. ૧૭૨૩ માં વગર પ્રજાએ મરણ પામ્યા. તેમના પછી ગાદીને માટે તેમના બે ભાઈ રામસિંહ અને દુરજનસાલ એમની વચ્ચે લડાઇનો દેવ જાગ્યો. આ લડાઇઓમાં કોટાનાં રામપુરા, ભાણપુરા અને કુલપેત; એ ત્રણ પ્રગણાં જતાં રહ્યાં. આ લડાઇઓમાં રામસિંહ મરાયા અને લડાઇનો અંત આવ્યો.

હવે ઈ. સ. ૧૭૨૪ માં **દુરજનસાલ** ગાદીએ બેઠા. મહમદશાહ પાદશાહે તેમનું ગાદીએ બેસવું કબુલ રાખ્યું, એટલુંજ નહી પણ તેમને દિલ્હી બોલાવી પાદશાહે દરબાર ભરી પોશાક આપ્યો. આ વખત પાદશાહ તરફથી તેમણે એક એવો સરસ હક મેળવ્યો હતો કે. કોટાના રાજ્યમાં યમુના જે કોઇ મુસલમાનો જાય, તેમણે ગાયને મારવી નહી. રાવ દુરજનસાલ એ એક બહાદુર રાજા નીવડ્યા. તેમણે બાજીરાવ પેશ્વા સાથે મજબુત દોસ્તી બાંધી હતી. રાવે બાજીરાવની એટલી બધી મરજી સંપાદન કીધી હતી કે તેણે રાવને નહારગઢનો કીલ્લો બક્ષીસ આપ્યો હતો. પોતાની વડી શાખા બુંદી, કે જેનો કેટલોક મુલક રાવ દુરજનસાલના વડીલ ભીમસિંહે કબજે કરી લીધો હતો, તેમજ બુંદીના રાજ્યને પાયમાલ કરવામાં અંબર (જેયપુર) ના રાજાને મદદ કીધી હતી; તેમછતાં રાવ દુરજનસાલે બુંદીના રાવરાજા ઉમેદ સાથે સ્નેહ બાંધી ખોયેલા મુલકમાંની મુખ્ય મુખ્ય જગાઓ પાછી મેળવવામાં ઘણી ભારે મદદ આપી હતી; આથી

રાવ દુરજનસાલને જેયપુર સાથે ભારે વેર બંધાયું અને તેમને જેયપુર સામે ઘણીવાર લડાઇઓમાં ઉતરવું પડયું હતું. રાવ દુરજનસાલની હયાતીનાં પાછલાં વરસોમાં મરેઠાઓના હુમલા તેમના રાજ્ય ઉપર ઉપરા ઉપરી થવા માંડ્યા; જેથી દેશની આબાદીને માટે તે લોકની ઉપરી સત્તા કબુલ કરવી પડી. તેમણે હોલકરને ખંડણી આપવા કબુલ કર્યું.

રાવ દુરજનસાલ ઇ. સ. ૧૭૫૭ માં કુંવર વગર મરણ પામ્યા. તેમના પછી તેમના કુટુંબમાંના **અજીતસિંહ** ગાદીએ બેઠા. અજીતસિંહ, એ રાવ બીશનસિંહ કે જેમનો ગાદીનો હક રાવ કીશોરસિંહે પોતાની સાથે લડાઈમાં નહી જવાથી રદ કીધો હતો, તેની વંશમાંના હતા. રાવ અજીતસિંહે અઢી વરસ રાજ્ય કર્યું અને તેમના પછી કુંવર **છત્રસાલ** ગાદીએ બેઠા.

રાવ છત્રસાલના વખતથી કોટાના રાજ્યમાં મુખ્ય સેનાપતી પ્રખ્યાત જાલમસિંહ ઝાલો હતો. એ જાલમસિંહ કાઠીયાવાડમાં આવેલા વઢવાણના રાજ્યનો કુટુંબી હતો. જાલમસિંહ બહાદુર અને બુદ્ધિશાળી હતો. ઈ. સ. ૧૭૬૧ માં જેયપુરના રાજા માધુસિંહે કોટાના રાજ્ય ઉપર હુમલો કીધો, તે વખત જાલમસિંહે બહુ બહાદુરી કરી તેને હડાવ્યો હતો. જેયપુરના મોટા લશ્કરે ચંબલ નદીને કીનારે મોરચા માટે કોટાના રાવે મુકેલા લશ્કર ઉપર ઓચીંતો હુમલો કર્યો તથા તેઓ બતવારો સુધી આગળ વધ્યા; એ જગાએ ૫૦૦૦ હાડા તેમના સામે થયા. જેયપુરીઓએ આ પાંચ હજારની નાની શંખ્યા જોઈ તે ઉપર તીરસ્કારની નજરથી જોઈ પોતાના એક શીકાર તરીકે માની હાડાઓ ઉપર તુટી પડ્યા. સો જેયપુરીઓના સામે બળ અને બહાદુરીને માટે એક હાડો બસ હતો. હાડા તેમના સામે બહુ બહાદુરીથી લડ્યા અને જેયપુરીઓના ત્રણ હુમલાને હડાવ્યા તથા ઘણાને કાપી નાખ્યા. ચોથી વખત જેયપુરીઓએ વધારે લશ્કરથી પાછા આવી ધસારો કર્યો અને બમણા જુસ્સાથી લડવા માંડ્યું, પણ કેટલોએક વખત સુધી કોઇની હાર કે જીત જણાઈ નહી. છેવટ જાલમસિંહની બહાદુરી અને યુક્તીથી કોટા જીત પામ્યું. એમ બન્યું કે ઇ. સ. ૧૭૬૧ માં પાણીપતની પાંચમી લડાઇમાં મરેઠા હાર્યા અને તેમાંથી મલ્હારરાવ હોલકર નાશી આવી બતવારોની નજીકમાં છાવણી કરી પડ્યો હતો. જો કે બંને પક્ષકારોએ તેને મદદને માટે કહ્યું હતુ, પણ તે એમાંથી કોઇની પક્ષમાં આવ્યો નહોતો. જાલમસિંહે એક યુક્તી શોધી કહાડી અને પોતે ઘોડેસ્વાર થઈ હોલકરની છાવણીમા ગયો તથા તેને કહ્યું કે જેયપુરીઓની

છાવણીમાં લાભ કંઈ પણ બંદોબસ્ત નથી અને તેને બુંદી હોય તો હાલ તક છે. જેપુરીઓને આ ખબર પડી એટલે ગભરાયા અને હોલ-કરની દેહશતથી નાશી ગયા.

રાવ છત્રસાલ ઈ. સ. ૧૭૬૩ માં મરણ પામ્યા, તેમના પછી તેમના ભાઈ ગુમાનસિંહ ગાદીએ બેઠા. આ રાવ પોતાની જુવાનીના વખતમાં બહુ બહાદુર અને બુદ્ધિશાળી હતા. તેમણે રાજપુતાણાનું રક્ષણ કરવાને ભારે બહાદુરી બતાવી હતી, પણ અફસોસ કે તેમનું નસીબ જોરાવર નહોતું. જાલમસિંહે પ્યારમાં તેમનું કંઈ અપમાન કીધું, તે ઉપરથી તે-મને સેનાપતીના દરજ્જામાંથી દુર કર્યો. જાલમસિંહે એકદમ કોટા છોડયું અને મેવાડના રાણા અરસીના દરબારમાં ગયો. આ વખત રાણાની ઊમર કાચી હતી, અને તેનો વાલી દેલવાડાનો એક સરદાર હતો. જાલ-મસિંહે એક યુક્તી કરી તેનો પ્રાણ લીધો અને રાણાને તેના બંધનમાંથી છોડવ્યો, પરંતુ મરેઠા સાથે એક લડાઈ થઈ અને જાલમસિંહ કેદ થઈ પ્રખ્યાત આંબાજી ઈંગ્લીયાના બાપ ત્રંબકરાવના કબજામાં જઈ પડ્યો. યુક્તીવાળા જાલમસિંહે કેદમાં રહીને તેની સાથે દોસ્તી બાંધી તથા તેથી ત્રંબકરાવે તેને છોડી મુક્યો. હવે જાલમસિંહ મેવાડ નહી જતાં કોટે આવ્યો. રાવ ગુમાનસિંહે તેની મુલાકાત લેવા ના કહી, પરંતુ એક અનુ-કુળ વખત જોઇને દરબારગઢમાં પેશી ગયો તથા રૂબરૂ થયો. રાવે તેને આ વખત માફી આપી, એટલુંજ નહી પણ ફેર સેનાપતીના દરજ્જા ઉપર દાખલ કર્યો. મરેઠી લશ્કર કોટા ઉપર ચઢી આવ્યું, તેને હાંકી કહાડ-વામાં જાલમસિંહ ફાવ્યો નહી, ત્યારે છેવટ રૂ.૬૦૦૦૦૦ (છ લાખ) આપી મરેઠાને વિદાય કર્યા.

રાવ ગુમાનસિંહ ઈ. સ. ૧૭૭૫ માં મરણ પામ્યા. તેમણે પોતાના મરણ પેહેલાં કુંવર ઉમેદસિંહના વાલીપણાને માટે જાલમસિંહને મુકરર કીધો હતો. રાવ ઉમેદસિંહ માત્ર રાજાના ઉપ નામથી ઓળખાતા હતા પણ રાજ્યની કુલ સત્તા જાલમસિંહના હાથમાં હતી. જાલમસિંહ સત્તાનો શોખીન, વહેમ વગરનો, ચંચળ, હિંમતવાન અને બહાદુર તથા યુક્તીવાળો હતો. કોટાના રાજ્યને પ્રખ્યાત જાલમસિંહની ધાકને લીધે મુસલમાન, મરેઠા અને રાજપુતો ભારે માન આપતા હતા. આજુબાજુનાં રાજ્યો લુંટોથી ઉજ્જડ થઈ ગયાં હતાં, તે વખતની તેઓની નબળાઇનો લાભ લઇને જાલમસિંહે કોટાના રાજ્યને સારી આબાદીપર આણ્યું અને બુંદીનાં

કેટલાંક આબાદ પ્રગણાં જીતી કોટાના રાજ્યમાં વધારો કર્યો. જાલમસિંહની ફતેહ, તેની અચળતા, બાજબી ન્યાય અને ધર્મ,—એ સદ્ગુણોને લીધે તે વધારે પ્રખ્યાત હતો. તેનો દરેક શબ્દ બીજા કોઈ પણ પ્રતિજ્ઞા કરીને બોલનારા માણસના બોલ કરતાં વધારે વજનદાર ગણાતો હતો.

સને ૧૮૦૪ ની સાલમાં માળવામાં ઉજ્જણની પાસેના ગુડી ગામ આગળથી ઇંગ્રેજી લશ્કરના સરદાર કરનલ મોનસનની પાછળ જસવંતરાવ હોલકરનું લસ્કર પડ્યું હતું, તેમાં તેના તાબાની લ્યુકનના હાથ નીચેની ઘોડેસ્વાર ટુકડી કે જે પાછળ પડી ગઈ હતી, તેના ઉપર હોલકરે હુમલો કર્યો અને બાકીનાં લશ્કરી માણસો કોટા તથા નીમચની વચમાં મુકંદરા નામની કોટાના મુલકમાં મહાવીકટ નેળ હતી, ત્યાં સુધી આવી પહોચ્યાં હતાં. તેમની પાછળ મરેઠા પડ્યા. આ ઠેકાણેથી જો કે મરેઠાનું લશ્કર જરા અટક્યું હતું, પણ ચારે તરફથી ઇંગ્રેજી લશ્કરને ઘેરી લીધું હતું અને એક છાપો માર્યો, તોપણ ઇંગ્રેજી લશ્કરે હોલકરના લશ્કરને હરાવ્યું હતું. કરનલ મોનસન પાછો ફરી મુકુંદરાના ઘાટ સુધી જવાના વિચારમાં હતો, પરંતુ તેને શત્રુઓની દેહશત લાગી કે વખતે તેઓ આંતરી લેશે તેથી કોટા તરફ આવ્યો. રાવ અને ઇંગ્રેજોને દોસ્તીનો નાતો હતો પરંતુ તેને કોટામાં પેસવા નહી દીધો, એટલુંજ નહી પણ તેને બીજો કંઈ આશ્રય પણ આપ્યો નહી. મોનસન અને તેના તાબાની ફોજ કોટેથી પાછી ફરી. ચોમાસાની રૂતુ હોવાથી તેને નદી નાળાંને લીધે પાછા ફરતાં મહા મહા આફત વેઠવી પડી. મરેઠાનું લશ્કર તેના પછાડી પડેલું હતું. મોનસનના લશ્કરને અનાજ વિગેરેની બહુ તંગી પડી, તેથી તોપોનાં કાણાંમાં લોઢાના ખીલા મારી તેને પડતી મુકી આગ્રે જતો રહ્યો.

ઇ. સ. ૧૮૦૫ થી તે ૧૮૧૭ સુધીનાં બાર વરસોમાં જાલમસિંહની મરજી શિવાય કંઇપણ કામ થયું નથી, જે વખતમાં બ્રિટિશ સરકાર રાજપુતાણાનાં રાજ્યોના કામોમાં વચ્ચે પડવાને ના કહેતી હતી. ઇ. સ. ૧૮૧૭ માં બ્રિટિશ સરકાર પીંઢારાઓને નરમ પાડવાને ગુંથાઈ હતી, તે વખત જાલમસિંહ ઇંગ્રેજોનો એક અચ્છો મદદગાર થઈ પડ્યો હતો. જાલમસિંહની મદદથી કોટા અને ઇંગ્રેજો વચ્ચે ઇ. સ. ૧૮૧૭ માં કોલ કરાર થયા. એ વખતથી કોટાનું રાજ્ય ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. પ્રથમ જે ખંડણી મરેઠાને આપવી પડતી હતી, તે ઇંગ્રેજ સરકારને આપવી એમ ઠર્યું, વળી જ્યારે જરૂર પડે ત્યારે કોટાના રાવે ઇંગ્રેજોને લશ્કરી

મદદ આપવી. એમ પણ કરાર વખત નક્કી થયું હતું કે ઈંગ્રેજો અને પીંઢારાઓ વચ્ચે લડાઈ થઈ તે વખત જાલમસિંહે ઈંગ્રેજોને જે મદદ કીધી હતી તેના બદલામાં સિંધિયાનો કંઇક પ્રાંત તેની પાસે હતો તે ઈંગ્રેજોએ તેના વહીવટમાં સોંપ્યો અને તેનેજ રાજ્ય આપવું એવું ગવરનર જનરલના મનમાં હતું, પણ રાવને નામે કરાર કરાવીને જાલમસિંહે પોતે કોટાની વંશપરમપરાની દિવાનગીરી વિશે બાંયધરી માગી, તેથી ઈંગ્રેજ સરકારે સદ્‌રહુ કરારમાં તા. ૨૯ મી ડીસેમ્બર સને ૧૮૧૭ ના રોજ એક કલમ વધારી અને તેથી જાલમસિંહ તથા તેના વંશજોની દિવાનગીરી માટે બાંયધરી કાયમ થઈ.

મહારાવ ઉમેદસિંહ ઈ. સ. ૧૮૨૦ માં મરણ પામ્યા. તે પોતાની આખી જીંદગીમાં મેહેલની બહાર નિકળ્યા નથી. તેમણે કોઈ પણ કામમાં બળ, બહાદુરી કે પોતાના વિચાર બહાર પાડ્યા જણાયા નથી. તેમના મરણ પછી કુંવર **કીશોરસિંહ** (બીજા) ગાદીએ બેઠા. કીશોરસિંહ, એ તેમના પીતાની પેઠે માત્ર નામના રાજા કહેવાતા હતા. જાલમસિંહ એ હોદાને અંગે દિવાન કહેવાતો, પરંતુ રાજાની તમામ સત્તા તેના હાથમાં હતી. કીશોરસિંહને જાલમસિંહની દેહશત લાગવાથી તે એજ સાલની આખરે (ડીસેમ્બર માસમાં) કોટા છોડી જેપુર જતા રહ્યા. તેમણે જેપુર રહીને પોતાના પડોશી રાજાઓ પાસે લશ્કરી મદદ માગી જાલમસિંહને કહાડવા યત્ન કરવા માંડ્યા. રાવ પોતે ૬૦૦૦ (છ હજાર) માણસના લશ્કર સાથે કોટા તરફ પાછા આવ્યા અને તા. ૩૦ મી સપટેમ્બર સને ૧૮૨૧ ના રોજ મોગરૂલ આગળ જાલમસિંહ સામે લડાઈ લડ્યા. આ લડાઈમાં રાવ કીશોરસિંહ હાર્યા, તેમના ભાઈ પૃથુસિંહ મરાયા અને મદદમાં આવેલું લશ્કર નાશી ગયું. હવે રાવ પોતે મારવાડમાં નાથડવરા તરફ જતા રહ્યા, પણ પછવાડેથી રાવ અને જાલમસિંહ વચ્ચે સલાહ થઈ. આ વખત એટલે તા. ૩૧ મી ડીસેમ્બર સને ૧૮૨૧ ના રોજ જાલમસિંહે રાવ કીશોરસિંહને કોટે પાછા તેડી આણ્યા. આ સલાહમાં એમ ઠર્યું હતું કે મહારાવને પોતાના અને તેમના હજુરી માણસોના ખરચને માટે રાજ્યમાંથી દર વરસે રૂ૧૬૪૦૦૦ (એક લાખ ચોસટ હજાર) રોકડા આપવા તથા તે પોતે રાજગઢની અંદર રહે. તેમના તાબામાં જાતરક્ષણને માટે ફક્ત ૩૦૦ લશ્કરી માણસ રાખવાં; જેમાં ૨૦૦ પેદલ અને ૧૦૦ સ્વાર. આ વખત ફેર તેમણે જાલમસિંહ અને તેમના વંશજોનો કારભાર હમેશાં ચાલુ રાખવા

કબુલત આપી. જાલમસિંહે કેટલીક મુદત થયાં મેવાડના રાણા તરફથી રાજપુતાણામાં "રાજરાણા" એવી પદવિ મેળવી હતી.

આ પ્રખ્યાત જાલમસિંહનું સને ૧૮૨૪ ના જુન માસમાં કોટામાં મરણ થયું. તેના પછી તેનો દીકરો માધુસિંહ દિવાન થયો. માધુસિંહ દિવાનગીરીને લાયક નહોતો, પરંતુ કરાર પ્રમાણે તેને દિવાનગીરી આપ્યા શિવાય ચાલે તેમ નહોતું.

મહારાવ કીશોરસિંહ ઈ. સ. ૧૮૨૮ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર **રામસિંહ** (બીજા) ગાદીએ બેઠા. તેમના ગાદીપર બેઠા પછી દિવાન માધુસિંહનું મરણ થયું અને તેનો દીકરો મદનસિંહ દિવાન થયો. મહારાવ અને દિવાન વચ્ચે કંઈ અંતઃકરણનો સ્નેહ નહોતો. ઈ. સ. ૧૮૩૪ માં તેમના વચ્ચે અતિશય દુશ્મની ઉત્પન થઈ. એ કારણથી ફેરફાર કરવાની જરૂર પડી. મહારાવ રામસિંહની કબુલતથી ઇ. સ. ૧૮૩૮ ની સાલમાં એમ ઠર્યું કે, ઈ. સ. ૧૮૧૭ ના કરારમાં જે દિવાનગીરીની કલમો વધારી હતી તે રદ કરવી અને જાલમસિંહના વંશજોના કારભારના હકના બદલામાં કોટાના મુલકમાંથી રૂ.૧૨૦૦૦૦૦ (બારે લાખ) ની ઉપજનાં ૧૭ પ્રગણાં જુદાં કહાડી મદનસિંહને આપવાં. આ ઠરાવ પ્રમાણે ૧૭ પ્રગણાંનું કોટાથી જુદું યાને સ્વતંત્ર રાજ્ય બન્યું. જે "ઝાલાવાડનું રાજ્ય" એ નામે ઓળખાયછે અને તે મદનસિંહના વંશજના તાબામાં છે. ઈ. સ. ૧૮૩૮ માં આ નવા કરારથી ફેરફાર થયો, ત્યારે કોટાની ખંડણીને માટે પણ નવો કરાર થયો હતો; જેમાં એમ ઠર્યું હતું કે કોટા ઉપર જે ઇંગ્રેજોની ખંડણી છે, તેમાંથી દર વરસે રૂ.૮૦૦૦૦ (એંશી હજાર) ઓછા કરવા અને તે રકમ ઝાલાવાડના રાજા આપે. વળી એમ પણ ઠર્યું હતું કે કોટાના રાજાએ ઇંગ્રેજ સરકારને લશ્કરી ખરચ બદલ દર વરસે રૂ.૩૦૦૦૦૦ (ત્રણલાખ) કરતાં વધારે આપવું નહી. પછવાડેથી એટલે ઈ. સ. ૧૮૪૪ માં એ ત્રણ લાખના રૂ.૨ લાખ ઠર્યા હતા. આ વખત એમ પણ ઠરાવ થયો હતો કે જો આટલી રકમથી લશ્કરી ખરચ પુરો ન થાય તો ખંડણીની રકમમાંથી પુરો કરી લેવો. ઇંગ્રેજો તરફથી મહારાવને સુચના થઇ હતી કે જો આ ખરચની રકમ બરાબર નીયમસર આપ્યા નહી જાએ તો ખંડણી અને લશ્કરી ખરચ માટે રાજ્યને બાંયધરીદાર જામીની તરીકે કબજે કરવામાં આવશે.

રાજરાણા મદનસિંહને ઝાલાવાડનો મુલક તેના જુદા રાજ્ય તરીકે

કહાડી આપવાથી તેમની બંનેની તકરારનો અંત આવ્યો. કોટાના ખરચે જે મદદગાર લશ્કર કોટામાં રાખવામાં આવ્યું હતું, તે લશ્કરે ઈ. સ. ૧૮૫૭ માં બળવો કર્યો અને ત્યાંના પોલીટીકાલ એજંટ તથા તેના બે છોકરાઓને મારી નાખ્યા, આ વખત મહારાવ રામસિંહે તે બંડ સમાવવાને ઇંગ્રેજોને કંઇપણ મદદ નહી કરતાં બેઠા બેઠા એક નજરે જોયા કર્યું. આથી રાવ ઇંગ્રેજ સરકારની ગેરમેહેરબાનીના ઠર્યા અને તે ઉપરથી સરકારે તેમના તોપના માનમાંથી ૪ તોપ કમી કરી. ઈ. સ. ૧૮૬૪ માં કોટાના રાજ્યને દત્તક લેવાના હકની સનંદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી મળી.

મહારાવ રામસિંહ પોતાની ૬૪ વરસની ઉંમરે તા. ૨૭ મી માહે માર્ચ સને ૧૮૬૬ ના રોજ સાંજરે કૈલાશવાસી થયા. તેમના મરણ પેહેલાં એવી ખબર પડી બહાર આવી હતી કે તેમની એક રાણી સતી થઈ બળી મરવાના વિચારમાં છે. આ કામનો અટકાવ કરવા પોલીટીકાલ એજંટે મેહેલમાં જ્યાં આગળ રાણીનો રહેવાસ હતો, તે મકાનને તાળાં મારી પોતાના લશ્કરી માણસોના પેરા મુક્યા અને મહારાવના મરણ સંબંધી ખબર તે બાઇને કાને પડે નહી તેને માટે બનતો બંદોબસ્ત કીધો. મરણ પછી ૪ કલાક સુધી તે વાત છાની રહી, પણ ત્યાર પછી તે બહાર પડી. બીજે દિવસે સવારમાં મહારાવના શબને અગ્નિસંસ્કાર કીધો, તે વખત ભારે બંદોબસ્ત હોવા છતાં પેલી રાણી કમાડ તોડી એકદમ પોતાના જુસ્સાથી બહાર નીકળી અને સતી થઈ પોતાના ધણીની બળતી ચેહની પાસે જઈ તેમાં પડી બળી મોઈ.

મહારાવ રામસિંહ કૈલાશવાશી થયા પછી તેમના કુંવર **છત્રસાલજી** ગાદીએ બીરાજ્યા; જેઓ કોટાના હાલના મહારાવ છે. તેમના ગાદીપર બેઠા પછી પ્રથમ જે તેમના પીતાના માનમાં ચાર તોપનો ઘટાડો થયો હતો, તેમાં વધારો થઇ પ્રથમ પ્રમાણે ૧૭ તોપનું માંન આપવા ઠરાવ થયો. મહારાજા મહારાવ છત્રશાલજી પોતે બ્રિટિશ છાવણીમાં જાય તે વખત લશ્કરી સલામતિ અને ૧૭ તોપ ફોડી માન આપવામાં આવેછે.

---

# વિકાનેર.

વિકાનેરનું રાજ્ય, એ રાજપુતાણાનાં બીજાં બધાં રાજ્યો કરતાં છેક ઉત્તરમાં અને તે સપાટ પ્રદેશમાં છે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી રાઠોડ જાતના રાજપુત અને તે "મહારાજા"ની પદવીથી ઓળખાય છે. **સીમા**—ઉત્તરે પંજાબ ઇલાકાનો સીરસા જીલ્લો, પૂર્વે પંજાબનો હીસ્સાર જીલ્લો, અગ્નિ કોણમાં શેખાવતીનો ભાગ, દક્ષિણે મારવાડ અથવા જોધપુરનું રાજ્ય, નૈરૂત્ય કોણમાં જેયસલમેરનું રાજ્ય અને વાયવ્ય કોણમાં પંજાબ ઇલાકા તાબાનું ભાવલપુરનું રાજ્યછે.

આ રાજ્યનો **વિસ્તાર** ૧૭૬૭૬ ચોરસ મૈલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૩૦૦૦૦૦ (ત્રણ લાખ) માણસની છે. **વારસિક પેદાશ**—રૂ.૧૨૦૦૦૦૦ (બાર લાખ) ને આશરે થાયછે. આ રાજ્ય ઈંગ્રેજ સરકારને ખંડણી ભરે છે. **દેશનું સ્વરૂપ**—જમીનનો ઘણો ભાગ અરસાળ છે. બધી જમીનમાંથી ઘણુ કરીને આઠમા ભાગ જેટલી જમીન રસાળ છે. ઘણે ઠેકાણે બરડ રેતીનાં મેદાન છે, જેમાં ચાલતાં માણસ અને પશુના પગ રેતીમાં પેશી જાયછે. જ્યાં જમીનમાં કઠણાશ તથા ચીકણાશ હોય છે, ત્યાં ઘાસનાં ભોથાં માત્ર ઉગેછે. રેતીનાં મેદાનમાં મૃગજળના ચમત્કાર વારંવાર થયા કરેછે. આવા ઉજ્જડ તથા ભયાનક મેદાનમાંથી ચાલતાં કોઈ કોઈ જગાએ રસાળ ભાગ નજરે પડેછે, જ્યાં બગીચા સરખી શોભા જણાય છે. દેશ વિશાળ મેદાન તથા રેતીના ટેકરાથી ભરપુર છે. જ્યારે વરસાદ વરસેછે ત્યારે લોકો ઊટવતી રેનીનાટેકરા ખેડેછે, તથા બીજ જમીનમાં ઘણાં ગેંડાં વાવેછે. રણમાં જે ઘાસ ઉગેછે તે ખાઇને ઊંટ, ઘેટાં અને ઢોર ઘણાં ઉછરે છે. આ દેશ જનાવરી પેદાશને માટે ઘણો પ્રખ્યાત છે. વિકાનેરની સાંઢણી જેવી ચાલવામાં ચપળ અને ખુબ સુરત હોયછે, તેવી બીજા કોઈ દેશની નહી હશે. હિંદમાં કોઈ સારામાં સારી ઝડપથી ચાલનારી સાંઢણી સોધશો તો વિકાનેર શિવાય બીજે ઠેકાણેથી મળવાની નહી. **નદી**—પંજાબ ઇલાકાના ભાવલપુરના રાજ્યમાં પાણીનો એક મોટો વહેંડછે, જે પંજાબ ઇલાકાના સીરસા જીલ્લા તરફથી આવી આ રાજ્યના ઉત્તર ભાગમાં થઇને ભાવલપુરના મુલકમાં જાયછે, જેનું નામ આ દેશમાં ઘુઘર નદી છે. શિવાયની બીજી એક પણ નદી નથી, તેથી પાણી સંબંધી ઘણીજ અડચણ પડેછે. **હવા** રોગીષ્ટ છે. રાત્રે ટાઢ

ઘણી અને દિવસે તાપ પણ આકરો પડેછે. વરસાદ થોડો વરસેછે. **જમીન તથા નિપજ**—આપણે ઉપર વાંચી ગયા તે પ્રમાણે જમીનનો ઘણો ભાગ રેતાળ એટલે અરસાળ અને આશરે આઠમા ભાગની જમીન રસાળ છે. નિપજ ડાંગર, ઘઉં, ગળી, શેરડી, કપાસ, અફીણ અને તલ તથા કઠોરની થાયછે. **જનાવર**, રેણના ભાગમાં ઊંટ, ઘેટાં અને જંગલી ગધેડાં વિગેરે થાયછે. આ દેશની મુખ્ય નિપજ ઊંટ, ઘેટાં અને બળદ તથા ગાય વિગેરે પશુની ગણાયછે. **લોક તથા ભાષા**—રાજપુત, જાટ, મેર, રબારી, ગુજર અને મુસલમાન તથા પરચુરણ જાતના હિંદુઓછે. દેશની ભાષા મારવાડીને મળતી છે, તોપણ ઉત્તર ભાગમાં હિંદુસ્થાની બોલી બોલાય છે. **મુખ્ય શેહેર**—**વિકાનેર**, એ આ દેશની રાજધાનીનું કીલ્લાવાળું શેહેર આ દેશના ઘણું કરીને નૈરુત્ય કોણ તરફના ભાગમાં છે. તેમાં મહારાજા સાહેબના મેહેલ સુંદર બાંધણીના છે. આ શેહેરને ઇ. સ. ૧૪૮૯ માં રાજા વિકાએ પોતાના નામ પરથી નીરા નામની જગામાં વસાવ્યું અને તેમાં રાજધાની કરી. વીકા અને નીરા, એ બે શબ્દ મળી શેહેરનું નામ વિકાનેર પડ્યું. હાલ પણ રાજધાનીનું શેહેર એજ છે. વિકાનેર એ જોધપુરના રેલવે સ્ટેશનથી ઉત્તરમાં ૧૫૦ મૈલને છેટે છે અને અજમેરના રેલવે સ્ટેશનથી પણ ૧૫૦ મૈલને છેટે ઉત્તર અને વાયવ્ય કોણની વચ્ચેના ભાગમાં છે. શિવાય **ચુરુ, રતનગઢ, પુંગલ, કુઇલથ, રીરવી, રેણી, ગણેશગઢ** અને ઉદીપુર; એ મુખ્ય શેહેરો છે. **દત્તકની સનંદ**—આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોય તો વગર નજરાણે આપે હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઇંગ્રેજ સરકાર તરફથી મળી છે, વળી "કૈસરે હિંદ" તરફથી પાદશાહી વાવટો પણ મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્ધતિ ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. ૧૭૦૦ પેદલ, ૭૫૦ સ્વાર, ૯૫ તોપ અને ૧૪૦ ગોલંદાજ રાખવાની સત્તા છે.

**ઇતિહાસ**—વિકાનેરના રાજકર્તા, એ રાઠોડ જાતના રાજપુત અને તે મારવાડ (જોધપુર) ના કુટુંબી છે. મારવાડની ગાદી પ્રથમ મંડોરમાં હતી. તે વખત ત્યાંના રાજા જોધાના છઠ્ઠા કુંવર **વિકાએ** નવો મુલક મેળવ્યો, જે આજ "વિકાનેરનું રાજ્ય" એ નામથી ઓળખાય છે. વિકો બહુ બહાદુર અને બુદ્ધિશાળી હતા. તે મંડોરમાં કુંવરપદે હતા તે વખત વિચાર કર્યો કે "રાજપુતાણીને પેટે જન્મ ધરીને જે ખુણે બેશી

રહે તે ખરો રાજપુત કહેવાય નહી.” વિકાએ ઈ. સ. ૧૪૫૯ માં પોતાના કાકા કાંદલને સાથે લઇને ૩૦૦ રાજપુતો સહીત પોતીના પિતાનો મારવાડ દેશ છોડ્યો. ઉત્તરમાં જાંગલુના સંકલા લોકો તેમના સામે થયા, જેમના સામે બહાદુરી કરી તેમનો નાશ કર્યો અને પુંગલના ભાટી રાજાની કુંવરી સાથે લગ્ન કરી તેની મદદથી કોરમદેશરમાં રહીને ત્યાં કીલ્લો બાંધ્યો તથા ત્યાર પછી જાટ અને બીજા નવા આવી વસેલા લોકો ઉપર સત્તા મેળવી ૯ પ્રગણાં કે જેના નીચે ૨૬૭૦ ગામ હતાં, તેટલા મુલક ઉપર અમલ કરવા માંડ્યો. જે દેશ તાબે કર્યો તે દેશના લોક ઘણું કરીને ઢોર, ઘેટાં વિગેરેને ઉછેરી તે ઉપર પોતાનું ગૂજરાન ચલાવતા હતા. જે વખત એ લોક વિકાને તાબે થયા, તે વખત તેઓએ વિકા પાસે કેટલીએક સરતો કબુલ કરાવી હતી; એ સરતો એવી હતી કે:—

જે પ્રગણાં સાથે તે લોકોને તકરાર હતી તેમની સામે થવાને આ લોકનો પક્ષ પકડવો, ભાટી લોકો પશ્ચિમ ભાગ ઉપર હુમલા કરે તેમને અટકાવવા અને આ લોકના બચાવ કરવા તથા તેમના જે જે હક હોય તે કાયમ રાખવા, વિકાએ આ સરતો કબુલ કરી તે ઉપરથી આ લોકોએ એવું કબુલ કર્યું કે, વિકો અથવા તેમના વંશજોને ચુલાવેરા બદલ દરેક ઘર દીઠ રૂ.૧ તથા જે જમીન ખેડાણ કરે તે ઉપર દર સો વીઘે રૂ.૨ પ્રમાણે આપે. આ પ્રમાણે આમણ સામણ કરાર થયા. ત્યાર પછી તે લોકે તેમની સત્તા કબુલ કરી અને વિકો કોરમદેસરમાં ગાદીએ બેઠા.

વિકાએ ગાદીએ બેઠા પછી પોતાની પ્રજા સામેના દુશ્મનો કે જેઓ જોહીયા જાતના હતા. તેમના ઉપર હુમલો કરી તે લોકને હરાવ્યા તથા ભાટીઓ ઉપર સ્વારીઓ કરી તેમના તાબાનો ભાગોર પ્રાંત જીતી લીધો. આ ભાગની અંદર વિકાએ ઈ. સ. ૧૪૮૯ માં વિકાનેર વસાવી તેમાં પોતાની રાજધાની સ્થાપી. વિકાએ મંડોર છોડ્યા પછી આશરે ૩૦ વરસે આ શેહેર વસાવ્યું હતું. વિકાનેરમાં રાજધાની બાંધ્યા પછી ૬ વરસે એટલે ઈ. સ. ૧૪૯૫ માં વિકો મરણ પામ્યા.

વિકાના મરણ વખત તેમને નુનકરણ અને ગરસી, એ નામના બે કુંવર હતા, જેમાંના પેહેલા ગાદીએ બેઠા અને બીજાએ ગરેસાસેન અને અરસીસરની જાગીર મેળવી. રાજા નુનકરણે જેયસલમેરના ભાટી રાજાના તાબાનાં કેટલાંએક પ્રગણાં જીતી પોતાના રાજ્યમાં વધારો કર્યો. નુનકરણને ૪ કુંવર હતા, જેમાંના વડાએ ગાદીનો હક પ્રથમથી છોડી દીધો હતો, કેમકે

તેણે બીજું રાજ્ય મેળવ્યું હતું. તેથી લુનકરણના મરણ પછી બીજા કુંવર જેતસિંહ ગાદીએ બેઠા.

જેતસિંહે પણ કેટલોએક મુલક જીતી રાજ્યમાં વધારો કર્યો. તેમના મરણ પછી કુંવર કલ્યાણસિંહ ગાદીએ બેઠા. કલ્યાણસિંહ અને તેમના કુંવર રાયસિંહ; એ બંને બહાદુર પુરૂષ હતા. આ રાજા કલ્યાણસિંહની કુંવરી અકબરશાહ પાદશાહને દીધી હતી. અકબરશાહે કુંવર રાયસિંહને દિલ્હીના રાજ્યમાં સુબાની જગા આપી હતી. ઇ. સ. ૧૫૬૧ માં અકબરશાહે મારવાડના રાજા માલદેવ પાસેથી માલકોટ અથવા મેરતીયા અને ત્યાર પછી નાગોરને જીતી તે બંને પ્રગણાં રાયસિંહને આપ્યાં હતાં. આ વખતથી વિકાનેરનું રાજ્ય મારવાડના રાજ્યની ઉપરી સત્તામાંથી જુદું પડી ગયું. અકબરશાહે રાયસિંહને જોધપુરનો પરવાનો આપ્યો, તેથી તે લશ્કર લઈ જોધપુર ઉપર ગયા. માલદેવ અને તેના કુંવરો સામે થયા પરંતુ રાયસિંહના હુમલાથી તેઓ કીલ્લામાં પેશી ગયા. આ વખત તેમણે કીલ્લા પછાડી ઘેરો ઘાલ્યો, એટલે માલદેવના કુંવરો અકબર પાસે જઈ શરણ થયા. અકબરે રાયસિંહ તરફ હુકમ મોકલી જોધપુરનો ઘેરો ઉઠાવ્યો અને પેલાં બે પ્રગણાં જીત્યાં હતાં તે પણ પાછાં સેંપાવ્યાં.

ઇ. સ. ૧૫૭૨ માં ગૂજરાતમાં બળવો થયો, તેને બેસાડી દેવા અકબરશાહે રાયસિંહ અને જેયપુરના રાજા ભગવાનદાસને ગૂજરાત જવા હુકમ કર્યો. બંને સરદાર ગૂજરાત ઉપર ચડ્યા, તે અમદાવાદ પહોંચ્યાં એટલામાં અકબરશાહ પંડે છડી સ્વારીએ અમદાવાદ આવી પહોંચ્યો. એક બાજુ બંડખોરના આગેવાન મહમદહુસેનમીરજા વિગેરે અને બીજી બાજુ પાદશાહી સૈન્ય તરફના રાયસિંહ તથા ભગવાનદાસ હતા. આ બંને વચ્ચે અમદાવાદની પાસે સાબરમતીને સામે કીનારે લડાઈ સળગી. બંડખોરો બહુ બહાદુરીથી લડ્યા પણ મોગલ અને રાજપુતોના બળ આગળ વધારે વખત સુધી ટક્કર લેવાઇ નહી. બંડખોરનો આગેવાન મહમદહુસેનમીરજા નાઠો પણ ગદાઅલી નામના એક મોગલ સ્વારે તેને પકડી લીધો. અકબરશાહે આ બંડખોર સરદારને રાયસિંહના તાબામાં સોંપ્યો. સાબરમતી ઉપરની લડાઇમાં બંડખોરનાં ૨૦૦૦ માણસોનાં માથાં કપાયાં હતાં. રાયસિંહના તાબાના રાજપુતોએ મહમદહુસેન મીરજાને ભાલા ઘોચીને મારી નાખ્યો તથા તેનું માથું આગ્રે મોકલી ત્યાંના દરવાજે લટકાવ્યું હતું.

રાજા કલ્યાણસિંહ ઈ. સ. ૧૫૭૩ માં મરણ પામ્યા તેમના પછી કુંવરરાયસિંહ ગાદીએ બેઠા. કલ્યાણસિંહ એટલા બધા જાડા હતા કે તેમનાથી ઘોડા ઉપર સ્વારી થઈ શકતી નહોતી. રાયસિંહનો સંબંધ તેમના કુંવરપદાના વખતમાં અકબરશાહ સાથે હતો, તેવોજ તેમને વિકાનેરના રાજા થયા પછી પણ ચાલુ રહ્યો. તેમણે પોતાની કુંવરી શાહજાદા સલીમને દીધી હતી. અકબરશાહે રાયસિંહને વિકાનેરના રાજા માન્યા તથા ૪૦૦૦ ઘોડેસ્વારના ઉપરી બનાવ્યા અને હીસ્સારનો મુલક સોંપ્યો. રાયસિંહે ભટનેર જીત્યું અને જોહીયા લોકનો નાશ કર્યો.

અકબરશાહે જે જે લડાઇઓ કીધી, તે દરેકમાં રાજા રાયસિંહ પોતાના શૂરવિર રાઠોડોને લઇને તેની મદદમાં જતા હતા. અકબરના દરબારમાં જેપુર વાળા માનસિંહની બરોબરીનું માન રાયસિંહનું હતું. રાયસિંહે ગૂજરાતના પાદશાહ મુજફ્ફરશાહ ( ત્રીજા ) પાસેથી તે દેશ અકબરને જીતવામાં કીંમની મદદ આપી હતી. વળી ઈ. સ. ૧૫૯૫ માં અહમદનગર જીતવામાં પણ તેમણે અકબરને સારી મદદ આપી તથા ત્યાંના સુબાને મારીને ભારે પ્રખ્યાતી મેળવી હતી. કરનલ ટાડ મેવાડની તવારીખ લખતાં કહેછેકે:-રાણા પ્રતાપે અકબરના હુમલાઓથી છેક કંટાળીને તેને તાબે થવા માટે કાગળ લખ્યો. આ કાગળ અકબરે પોતાના મેહેલમાં બીજા રાજપુત રાજાઓની કચેરી કરી તેમની વચ્ચે વાંચ્યો. આ વખત વિકાનેરના રાજા રાયસિંહનો ભાઇ પૃથુરાજ તે કચેરીમાં હાજર હતો. પૃથુરાજે કહ્યું કે એ કાગળ બનાવટનો છે. (રાજપુતો ગમે તેટલા પાદશાહને તાબે થયા છતાં જુઓ, તેમનો ક્ષત્રીપણાનો જુસ્સો), પ્રતાપ તમને નમે તેવો નથી; જો તમારી મરજી હોય તો એ કાગળ સાચોછે કે કેમ? તે બાબત પ્રતાપને લખી ખુલાસો મંગાવું. અકબરશાહે હા કહી, તે ઉપરથી તેણે રાણા પ્રતાપને કાગળ લખ્યો—અને તેમાં ઉશ્કેરણી કીધીકે:— "રાણો પ્રતાપ અકબરને નમશે ત્યારે રાજપુતી ડુબી એમ જાણવું; રાજપુતને માથે આફત આવે તેમાં કંઇ નવાઈ નથી, કેમકે રાજપુતોએ તો આફત ભોગવવાનેજ જન્મ લીધેલા છે; હિંદુની આશા હીંદુ ઉપર છે, માટે શું તે આશા રાણો મુકી દેશે? રાજાઓએ પોતાની બહાદુરી અને રાણીઓએ પોતાની આબરૂ ખોઇછે; પ્રતાપ તાબે થયો, એટલે અકબર બધા રાજપુતોને હલકા ગણશે; આ વખતમાં રાજપુતો, એ એક બજારછે અને અકબર, એ તેમાં દલાલ છે; તેણે સઘળાઓને ખરીદ

વેચાય છે, પણ રાણો પ્રતાપ હજી સુધી ખરીદાયો નથી; બીજાઓએ રાજપુતનું નામ બોળ્યું છે, તેમ રાણો પણ શું બોળશે? એ *બજારમાં કેટલાએક રાજવંશીઓ પોતાની દેવાંગના જેવી રાણીઓની આબરૂ લુંટાતી નજરે જુએછે, તેમ રાણો પ્રતાપ પણ પાદશાહને તાબે થઈ તે પ્રમાણે જોશે? એ દલાલ (અકબર)નું પણ એક દિવસે આવી પહોંચશે; એ કંઈ અમ્મર રહેવાનો નથી અને ત્યાર પછી આપણા રાજપુતો રાણા પ્રતાપની સેવામાં આવી હાજર થશે, તથા પ્રતાપનું શૂરપણું પાછું ઝળકી નીકળશે." આ કાગળથી પ્રતાપને શુર ચઢ્યું અને અકબરને તાબે થવા જે ઈરાદો હતો તે માંડી વાળ્યો. પછવાડેથી રાણાને માથે અકબર તરફથી આફતો આવી હતી, પરંતુ છેવટ ઇશ્વરે તેનો ટેક રાખ્યો.

રાજા રાયસિંહ ઈ. સ. ૧૬૩૨ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર **કરણ** ગાદીએ બેઠા. આ રાજાના વખતમાં ઈ. સ. ૧૬૫૮ માં દારા અને ઔરંગઝેબ વચ્ચે લડાઈ સળગી. કરણે દારાનો પક્ષ પકડ્યો હતો. દારા હાર્યા અને ઔરંગઝેબ પાદશાહ થયો, તેથી તેણે રાજા કરણ ઉપર વેર વાળવા પોતાના તરફના એક સરદારને વિકાનેર મોકલ્યો. એ સરદારે તે વેર વાળવા ઘણાં વરકટ કીધાં પણ તેમાં તે ફાવ્યો નહી.

રાજા કરણ ઈ. સં. ૧૬૭૪ માં મરણ પામ્યા, તેમના પછી કુંવર **અનોપસિંહ** ગાદીએ બેઠા. આ રાજાએ બિજાપુર અને ઔરંગાબાદને જીતી લેવામાં પાદશાહને ઘણી કીંમતી મદદ આપી હતી. પાદશાહે જ્યારે મારવાડના રાજા જસવંતસિંહને કાબુલ મોકલ્યો, ત્યારે રાજા અનોપસિંહ પણ ૫૦૦૦ સ્વાર સાથે તેમની સાથે કાબુલ ગયા હતા. પરંતુ તે થોડા દિવસમાં પાછા આવ્યા. અડોણીનો કીલ્લો અને તેના તાબાનો મુલક ઔ-

---

*અકબરે દર મહીનાની નવમી તારીખે પોતાના દરબારના ચોકમાં બજાર ભરવાનું ઠરાવ્યું હતું—પાદશાહ પુરૂષનું દરબાર ભરતો અને બેગમો સ્ત્રીઓનું દરબાર ભરતી હતી. એ સ્ત્રીઓના દરબારમાં વેપારીની સ્ત્રીઓ માલ વેચવા બેસતી અને અમીર ઉમરાવની સ્ત્રીઓ તે ખરીદ કરતી. એ બજારમાં અકબર પણ સ્ત્રીનો વેશ ધારણ કરીને ફરતો હતો અને પોતાના વિશે શું બોલાય છે તે સાંભળતો. એ પ્રસંગે ઘણીક રાજપુતાણીઓની આબરૂ લેવાતી. પૃથુરાજની સ્ત્રી કે જે મેવાડના કુટુંબની કુંવરી હતી, તેને જ્યારે અકબરે સપડાવી, ત્યારે તે તરત જમૈયો કહાડીને અકબરને મારવાને ધસી હતી. તેણીએ અકબર પાસે વચન લીધું હતું કે હવેથી રાજપુતાણીની આબરૂ નહી લઉં.

રંગજેબ પાદશાહે તેમને બક્ષીસ કીધો હતો, પણ પછવાડેથી તે લઈ લીધો.

અનોપસિંહ ઈ. સ. ૧૭૦૯ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર સરૂપસિંહ ગાદીએ બેઠા. આ રાજાએ અડોણીનો કીલ્લો અને તેના તાબાનો મુલક કે જેને ઓરંગજેબે પાછો જીતી લીધો હતો તે પાછો મેળવવા પાદશાહ સામે બંડ કીધું, પણ તે પ્રસંગની લડાઈમાં તેમનું મરણ થયું. સરૂપસિંહના પછી સજાણસિંહ, અને તેમના પછી જોરાવરસિંહ, એ નામના રાજા એક પછી એક એમ ગાદીએ બેઠા. એમના વખતની કંઈ પણ તવારીખ જાણવામાં આવી નથી. જોરાવરસિંહના ઈ. સ. ૧૭૪૬ માં મરણ પછી ગજસિંહ ગાદીપતિ થયા. તેમના વખતમાં જેસલમેરના ભાટી અને બાવલપુરના નવાબ સાથે સરહદ બાબતના કજીઆ ચાલ્યા, તેમાં તેમની આખી જીંદગી પુરી થઈ, પણ તેમાં જીત પામ્યા હતા. ગજસિંહ તેમની બહોળી પ્રજાને માટે ઘણા પ્રખ્યાત હતા. તેમને કુંવર અને કુંવરીઓ મળીને ૬૧ ની શંખ્યા હતી. આ શંખ્યામાંના ૬ કુંવરો શિવાયની બીજી પ્રજા રાખેલી સ્ત્રીઓથી થએલી હતી.

ગજસિંહ ઈ. સ. ૧૭૮૭ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર રાજસિંહ ગાદીએ બેઠા; તેમણે ફક્ત ૧૩ દિવસ રાજ્ય કર્યું અને દગાથી મરાયા. તેમના મરણને માટે એમ કહેવાયછે કે રાજા ગજસિંહના પાંચમા કુંવર સુરતસિંહની માએ પોતાના કુંવરને રાજ્ય મળે તે લોભને માટે ઝેર દઈને તેમને માર્યા હતા. રાજસિંહને પ્રતાપસિંહ અને જયસિંહ એ નામના બે કુંવર હતા, તે છોટી ઉંમરના હતા. પ્રથમ પ્રતાપસિંહના નામથી સુરતસિંહે વાલી તરીકે રાજ્યકારભાર ચલાવ્યો, સુરતસિંહને પોતાનાથી વડા સરતાનસિંહ અને અજીતસિંહ એ નામના બે ભાઈ હતા, પણ પોતાની મતલબ પાર પાડવાના હેતુથી તેમને વિકાનેરમાંથી નસાડી મુક્યા. દોઢ વરસની અંદર વિકાનેરના સરદાર પટાવતો ને મોટી મોટી બક્ષીસો આપી સુરતસિંહે પોતાની વગમાં લેવા યુક્તીઓ કરવા માંડી, પરંતુ તે નીમકહલાલ સરદારો સમજી ગયા અને તેમણે ભેગા થઈ સુરતસિંહના સામે લડવા તૈયારી કરી. આ વખત લડાઈ સળગી પણ તેમાં તે લોક હાર્યા. પેલા બે બાળ કુંવરો પૈકીનો એક થોડા દિવસ પેહેલાં મરણ પામ્યો હતો, અને જે હયાત હતો તે સુરતસિંહની એક બેન કે જે ઘણીજ પ્રમાણીક અને દયાળુ હતી, તેના રક્ષણ નીચે હતો. આ બાઈ કુંવારી હતી અને તેની જેની સાથે લગ્ન કરવાની મરજી નહોતી તથા જેને તે ધિક્કારતી હતી,

તેની સાથે તેણીનું લગ્ન કરાવી તેને તેના ધણીને ઘેર મોકલી તથા એ વખતથી પેલા બાળ કુંવરને તેના રક્ષણમાંથી લઈ બહુ ઘાતકી રીતે મારી નાખ્યો. આ પ્રમાણે કરી **સુરતસિંહ** વિકાનેરની ગાદીએ બેઠા.

સુરતસિંહના મોટા ભાઈઓ કે જેમને પ્રથમ નસાડી મુક્યા હતા, તેમણે બહાર રહી લશ્કર ભેગુ કીધું અને વિકાનેર ઉપર ચઢી આવ્યા, સુરતસિંહે તેમને હરાવીને પાછા નસાડી મુક્યા. ઈ. સ. ૧૮૦૧ થી તેમણે નિર્ભયતાથી રાજ્ય કરવા માંડયું. રાજા સુરતસિંહના રાજ્યના વખતમાં મારવાડની રાજગાદીના હકની તકરાર ઉઠી; જેમાં સુરતસિંહ પોતાનું લશ્કર લઇને ઢોકળસિંહના પક્ષમાં ગયા હતા. આ વેર મનમાં રાખીને મારવાડના રાજા માનસિંહે વિકાનેર ઉપર ઉપરાઉપરી હુમલા કરવા માંડ્યા. દેશ મૂળતો રેતીનાં મેદાનો વાળો અને વળી હુમલાઓને લીધે મુલક ઉજ્જડ થઇ ગયો. વિકાનેરના રાજ્યની પાંચ વરસ સુધીની વારસિક પેદાશ બીલકુલ હાથ લાગી નહી. જ્યારે મારવાડથી ઇંદુરાજની સરદારી નીચેનું લશ્કર આ દેશમાં આવ્યું, ત્યારે તે લશ્કર સાથે ભારે લડાઇઓ ચાલી, પરંતુ છેવટ એક ગામ અને રૂ.૨૦૦૦૦૦ (બે લાખ) રોકડા આપ્યા ત્યારે ઇંદુરાજ પોતાના તાબાનું લશ્કર લઇને પાછો ગયો. વિકાનેરનું રાજ્ય ઉપલા કારણોને લીધે નિર્ધન થઈ ગયું અને તેથી પૈસા મેળવવા માટે પોતાની પ્રજા ઉપર જુલમ કરવાની જરૂર પડી. ઈ. સ. ૧૮૧૬ માં ઇંગ્રેજ અને પીંઢારાઓ વચ્ચે લડાઈ થઈ, તે વખત સુરતસિંહે ઇંગ્રેજોનો પક્ષ પકડ્યો હતો. તા. ૧૩ મી માર્ચ સને ૧૮૧૮ ના રોજ વિકાનેર અને ઇંગ્રેજો વચ્ચે કોલકરાર થયા તથા તે વખતથી આ રાજ્ય ઇંગ્રેજોના રક્ષણમાં આવ્યું. એ વખત એમ ઠર્યું હતું કે રાજાએ લુંટ બંધ કરવી, સરહદ ઉપર લુંટાયલા માલની નુકશાની ભરી આપવી, જરૂર પડે ઇંગ્રેજોને પોતાની શક્તી પ્રમાણે લશ્કરી મદદ આપવી તથા પોતાના બચાવને માટે ઇંગ્રેજી લશ્કરની જરૂર પડેતો તેનો ખરચ રાજાએ આપવો.એ રાજ્યમાં લુંટારાઓનો ઉપદ્રવ થવાને લીધે સને ૧૮૧૯ માં ઇંગ્રેજ સરકારને ત્યાં લશ્કર મોકલવાની જરૂર પડી.

સુરતસિંહ ઇ. સ. ૧૮૨૮ માં મરણ પામ્યા; તેમના પછી કુંવર **રતનસિંહ** ગાદીએ બેઠા. આ રાજાના વખતમાં જેયસલમેરની સરહદ ઉપરનાં આ રાજ્યના તાબાનાં ગામોની રૈયત લુંટો કરતી હતી, તે ઉપરથી **આ રાજાએ જેયસલમેરની** રાજધાનીના દરવાજા સુધી ચઢાઈ કરી. જે-

જેસલમેરનો રાજા પણ આ વખત પોતાનું લશ્કર લઇને રતનસિંહ સામે ભેટવાને તૈયાર હતો. આ વખત વિકાનેરની તરફ જેયપુરનો રાજા અને જેયસલમેરની તરફ મારવાડનો રાજા થયો હતો. આથી રાજપુતાણાનાં મોટાં અને વધારે જાણીતાં એવાં ૪ રાજ્ય લડાઇના રણસંગ્રામમાં કપાઇ મરવાને તૈયાર થયાં અને તેથી રાજપુતાણાના મોટા ભાગની ખરાબી થવાનો વખત નજદીક આવ્યો. એટલામાં બ્રિટિશ સરકાર વચ્ચે પડી તથા મેવાડના રાણા જુવાનસિંહને પંચ નીમી તેમની મારફત તકરારનો નીકાલ લાવવા ઠરાવ્યું. રાણાએ ઠરાવ્યું કે બંને પક્ષકારોએ એક બીજાને જે નુકશાન કર્યું હોય તે આપવું. આ પ્રમાણે કરી સમાધાન કર્યું. કેટલાક દિવસથી વિકાનેરના પેટા સરદારોનાં બંડથી રાજ્યની અંદરની સ્થીતીમાં ઘણો બીગાડો ચાલતો હતો, તો પણ તે લોક સાથે સમાધાન નહી કરતાં દિનપરદિન વધારે અણબનાવ થતો જાય તેમ વર્તવા માંડ્યું. આ બધી હકીકત ઈ. સ. ૧૮૩૦ માં દિલ્હીના બ્રિટિશ રેસીડેન્ટના કાનપર ગઈ. રેસીડેન્ટે એ બાબત લશ્કરી મદદથી વચ્ચે પડવા ઇરાદો કીધો પણ ખુદ ગવરનર જનરલે તેને સાફ રીતે કહ્યું કે સરકારની મંજુરી વગર લશ્કરી મદદ દેશી રાજાઓને તેમના અંદર અંદરના કજીઆઓને માટે આપવી નહી. રાજ્યના અંદરના ભાગમાં આ પ્રમાણે ચાલતું હતું, તેમાં બીજી તરફ જેયસલમેરના રાજાની ખટપટ પણ મટી નહોતી. છેવટ ઈ. સ. ૧૮૩૫ માં એ બંને રાજાઓ વચ્ચે સલાહ કરાવવા એક ઈંગ્રેજ અમલદાર નીમાયો. એ અમલદારના ડહાપણથી બંને રાજ્ય વચ્ચે જે ભારે વેર બંધાયાં હતાં તે મટ્યાં, અને દોસ્તી થઈ. થોડા દિવસ પછી રાજા રતનસિંહે આ રાજ્યની ઇશાન કોણના ભાગ તરફ પંજાબના હીસ્સા જીલ્લાની બાજુએ પરહદ દબાવવા માંડી. રાજાને એ બાબત ઘણી વખત મના કીધા છતાં તે અટક્યા નહી. જ્યારે બ્રિટિશ સરકારને સકત અને છેવટના ઉપાયો લેવાની જરૂર પડી ત્યારે અટક્યા.

રતનસિંહ ઈ. સ. ૧૮૫૨ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર સરદારસિંહ ગાદીએ બેઠા. ઈ. સ. ૧૮૫૭ માં હિંદમાં બળવો થયો તે વખત હાંસી અને હીસ્સારનાં પ્રગણાંમાં રાજા સરદારસિંહે બંડખોરોના સામે થઇને તેમને નસાડ્યા હતા, એટલુંજ નહી પણ તે લોકોના જુલમમાંથી નાશી છુટતા કેટલાએક યુરોપીયનને પોતાના આશ્રય નીચે રાખી તેમની ઘણી સારી બરદાસ્ત કીધી હતી. આ મદદના બદલામાં બ્રિટિશ

સરકારે તેમને સીરસા જીલ્લાનાં ૪૧ ગામ બક્ષીસ આપ્યાં. ઇંગ્રેજી રાજ્યનું બળ દિનપર દિન વધતું જતું જોવા છતાં સરદારસિંહે સરહદ બાબતના કજીઆઓનો અંત આણ્યો નહી. એ બાબતમાં તે મારવાડના મુલકમાં એટલા સુધી પહોંચ્યા હતા કે જેથી કરીને ઇંગ્રેજ સરકારે પ્રથમ થએલા કોલકરારની બાબત યાદ કરવા ઈ. સ. ૧૮૬૧ માં દાબ દીધો. વળી પેલાં સીરસા જીલ્લાનાં ૪૧ ગામની પ્રજાપર રાજાએ જુલમ કરવાથી બ્રિટિશ સરકારને ઈ. સ. ૧૮૬૭ માં તપાસ કરવાની જરૂર પડી. એ કામ માટેની તપાસનું કામ હીસ્સારના કમીશનર આગળ ચાલ્યું, જેમાં માલમ પડ્યું કે આ ૪૧ ગામ કે જેની વારસીક પેદાશ સને ૧૮૬૧ માં રૂ.૯૦૦૦૦ (નેવું હજાર) ને આશરે થતી હતી, તે રાજાના કામદારોએ ૬ વરસમાં જુલમ કરી રૂ.૨૦૦૦૦૦ (બે લાખ) સુધી આણી મુકી છે. આ કામમાં હિંદુસ્થાનની સરકારે છેવટનો ઠરાવ કર્યો કે જ્યારે એ ગામો ઇંગ્રેજ સરકારના તાબા નીચે હતાં અને તે વખત જે પ્રમાણે હક વસુલ કરવામાં આવતો હતો, તે પ્રમાણે ચાલવું, તેમજ એ ગામોને માટે સારા અને પ્રમાણીક અમલદારોની નીમનોક કરવી.

મહારાજા સરદારસિંહજીના કૈલાસવાસી થયાની સાલ જાણવામાં આવી નથી. તેમના પછી ડુંગરસિંહજી ગાદીએ બેઠા. જે હાલના મહારાજા છે. આ મહારાજાના વખતમાં એક એવો બનાવ બન્યો કે જેથી રાજપુતાણાનો ઘણો ભાગ નારાજ થયો. આ રાજ્યના તાબામાં રાજાનો ભાયાત બહાદુરસિંહ કે જે ૨૧૦ ગામનો સરદાર અને તે બીદાસરનો ઠાકોર હતો. ટાડ સાહેબના રાજસ્થાનના પુસ્તકમાં લખ્યા પ્રમાણે મારવાડના રાવ જોધાને એક રાણીથી બીદો અને વીકો એ બે કુંવર હતા. બીદાએ મંડોર છોડી નવું સંસ્થાન સ્થાપ્યું. જેને બીદાના કુંવર તાજસિંહે બીદાસર નામ આપ્યું હતું. વીકાએ ઇ. સ. ૧૪૮૯ માં વિકાનેરની સ્થાપના કીધી. બીદાસરવાળાએ વિકાનેરના રાજા રતનસિંહ કે જે ઇ. સ. ૧૮૨૮ થી તે ૧૮૫૨ સુધી ગાદીપર હતા, તેમના વખતમાં રખ બદલ રૂ.૫૦ હજાર આપવા કબુલ કર્યા હતા, પરંતુ મહારાજા સરદારસિંહે ઈ. સ. ૧૮૬૯–૭૦ માં રૂ.૬૦ હજાર માગ્યા. તથા હાલના મહારાજાએ રૂ.૮૭ હજાર ઠરાવ્યા. આ કામ માટે બહાદુરસિંહ તથા બીજા સરદારોને મહારાજા ડુંગરસિંહે વિકાનેરમાં નજર કેદ રાખ્યા. આ પ્રમાણે કરવાનું કારણ એમ હતું કે નવા દસ્તાવેજમાં સહી કરે. પણ ઠાકોરે તેમાં સહી કીધી નહી. આથી

બીદાસર ઉપર લશ્કર મોકલી તેને ત્યાંથી હાકી કહાડ્યો અને તેના કીલ્લાનો નાશ કીધો. મીલકત લુંટી લીધી અને ઠાકોરને પદભ્રષ્ટ કરી દેવળીના કીલ્લામાં કેદ રાખ્યો. ઠાકોરે રાજપુતાણાના એજંટને અરજ કીધી પણ તેણે વચ્ચે પડવા ના કહી. ઠાકોરને શા કારણથી કેદ કીધો તેની ખરી હકીકત જાણવામાં આવી નથી પણ સને ૧૮૮૩ની સાલમાં વિલાયતમાં હાઉસ ઓફ લોર્ડસમાં લોર્ડ વેવનીએ એવો એક પ્રશ્ન મુકયો હતો કે વિકાનેરના રાજા સામે બળવો થયો નથી ખરો? તેનો જવાબ સ્ટેટ સેક્રેટરી લૉર્ડ કીંબરલીએ વગર જાણે એવો વાળ્યો હતો કે વિકાનેરના રાજા સામે બળવો થયો હતો ખરો. એના સંબંધમાં ખરેખરી હકીકત એમ બહાર આવી છે કે બળવો કે બંડ કંઈ પણ નહોતું. રાજપુતાણાના એજંટે ઠરાવ્યું કે રૂ.૮૭ હજાર કરના આપવા પડશે. ઠાકોર દેશ છોડી જોધપુર ચાલ્યો ગયો અને બીદાસર ઉપર ઈંગ્રેજ સરકારે જપ્તી મુકી. બહાદુરસિંહને પાછો બોલાવી બે વરસની કેદની સીક્ષા અને બીદાસરને બે વરસ સુધી જપ્તીમાં રાખ્યું તથા તે ઠાકોરના કુંવરને બીદાસરનો માલીક ઠરાવ્યો. આ કામની તકરાર ગવરનર જનરલ સુધી ગઈ હતી પણ ત્યાંથી છેવટ શું આવ્યું તે કંઈ જણાયું નથી.

આ રાજ્યને સને ૧૮૭૭ ના દિલ્હીના દરબાર વખત પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો; જેને લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો હતો. મહારાજા ડુંગરસિંહજીની હાલ ૩૪ વરસની ઉંમર છે. તેઓ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૭ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

## કિશનગઢ.

આ રાજ્ય રાઠોડ જાતના રાજપુત રાજાના તાબામાં છે અને રાજકર્તા "મહારાજા"ની પદવિથી ઓળખાય છે. **સીમા**—ઇશાન તથા પૂર્વ તરફ જેયપુરનું રાજ્ય, અગ્નિ કોણ તરફ શાહપુર; નૈરૂત્ય કોણ અને પશ્ચિમ દિશા તરફ ઈંગ્રેજી અજમેર જીલ્લો અને વાયવ્ય કોણ તરફ મારવાડ છે.

આ રાજ્યનો **વિસ્તાર** ૭૨૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી** આશરે ૧૦૫૦૦૦ (એક લાખ પાંચ હજાર) માણસની છે. **વારસિક પેદાશ** રૂ.૧૫૦૦૦૦૦ (પંદર લાખ) ને આશરે થાયછે. આ રાજ્ય

ઈંગ્રેજ સરકારને ખંડણી આપેછે. **દેશનું સ્વરૂપ**—મુલક પહાડી અને ખરબચડો છે, ઝાડી પુષ્કળ છે. દેશ ઘણું કરીને ઉત્તરથી તે દક્ષિણ સુધીની એક સાંકડી પટી જેવો છે. ઉત્તર ભાગમાં ડુંગર મોટા અને ઘણા છે. દક્ષિણ ભાગમાં સાધારણ છે. **નદી**, ૧ પશ્ચિમે અજમેર જીલ્લાના ડુંગરમાંથી આવી આ રાજ્યની પૂર્વ હદ છોડ્યા પછી જેપુરનો કેટલોએક મુલક છોડી અગાડી ટોંકના મુલકમાં ટોંક શેહેરની ઉત્તરે બનાસ નદીને મળેછે, એ નદીનું નામ જાણવામાં આવ્યું નથી. ૨ પશ્ચિમે અજમેર જીલ્લાના મધ્ય ભાગના ડુંગરમાંથી આ રાજ્યના દક્ષિણ ભાગમાં આવી ત્યાંથી હદ છોડ્યા પછી શાહપુરનો મુલક પસાર કરી જેપુરની હદમાં બનાસ નદીને મળેછે. આ બંને નદીઓને બનાસને મળનારી નાની નદીઓ કહીએ તો ચાલે, **હવા**—ટહાડીછે. વરસાદ ઇશાન કોણ તરફથી તથા તે પુષ્કળ વરસે છે. **જમીન** તથા **નિપજ**—ઘણું ખરૂં આખા દેશની જમીન પહાડી અને ખરબચડી છે, પણ ડુંગરનાં ઝરણને લીધે તે ઘણીજ રસાળ છે. નિપજમાં કપાસ, શેરડી, અફીણ, તમાકુ, કશુંબી, ઘઉં, ચણા, જુવાર, ડાંગર, મકાઈ, તલ, અળસી અને તમામ જાતનાં કઠોળ થાયછે. **જનાવર**—સિંહ, વાઘ, રીંછ, ચીત્રા, વરૂ, સાબર અને હરણ વિગરે અનેક જાતનાં જનાવર ડુંગરી ભાગમાં હોય છે. **લોક** તથા **ભાષા**—વસ્તી મુખ્ય કરીને રાજપુત, ભીલ, જાટ, ગૂજર અને મુસલમાન તથા વાણીયા, બ્રાહ્મણ વિગરે પરચુરણ જાતના લોકની છે. ભાષા મુખ્ય કરીને હિંદુસ્થાની એટલે ઉર્દુ છે. **મુખ્ય શેહેર** **કિશનગઢ**, એ આ દેશની વાયવ્ય કોણના ભાગમાં પ્રખ્યાત અજમેર નગરથી ઇશાન કોણ તરફ ૧૮ મેલને છેટેછે. શેહેરમાં મહારાજાના મેહેલ સુંદર બાંધણીના છે. કિશનગઢ એ અજમેરથી જેપુર સુધીની રેલવે લાઇન ઉપરનું એક રેલવે સ્ટેશનવાળું શેહેર છે પણ સ્ટેશન અને શેહેર વચ્ચે આશરે ૩ મેલનું છેટું છે. **દત્તકની સનંદ**—કિશનગઢના રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોય તો વગર નજરાણો આપે હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળી છે. વળી **પાદશાહીવાવટો** નામદાર "કૈસરેહિંદ" તરફથી મળ્યો છે **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્ધતી ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફયુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૩૫૦૦ પેદલ, ૫૫૦ સ્વાર, ૩૬ તોપ અને ૧૦૦ ગોલંદાજ રાખવાની સત્તાછે.

**ઈતિહાસ**—કિશનગઢના રાજ્ય કર્તા એ મારવાડ (જોધપુર) ના

કુટુંબી રાઠોડ જાતના રાજપુત છે. કિશનગઢના રાજ્યની સ્થાપના કરનાર **કિશનસિંહ** થયા. એ મારવાડના રાજા ઉદયસિંહના નવમા કુંવર હતા. કિશનસિંહે ઈ. સ. ૧૬૧૩ માં આ રાજ્યની સ્થાપના કીધી. એમ કહેવાયછે કે જહાંગીર પાદશાહના બે શાહજાદા પરવિશ અને ખુરમ (પછવાડેથી તેનું નામ શાહજાંહ) એમની વચ્ચે રાજ્ય લોભને માટે તંટો થયો. વડો પરવિશ મારવાડની કુંવરીનો અને બીજો ખુરમ એ અંબર (જેયપુર)ની કુંવરીનો કુંવર હતો. પરવિશ કરતાં ખુરમ બધી વાતે હુંશીઆર હતો, તેથી તેણે મહોબતખાન કે જે મેવાડના રાણાના કુટુંબમાંનો વટલી થએલો મુસલમાન સરદાર હતો, તેની મદદથી પાદશાહાત મેળવવા વિચાર કર્યો. પ્રથમ તેણે મારવાડના રાજા ગજસિંહને પોતાની પક્ષમાં આવવા કહેવરાવ્યું, પણ ગજસિંહનું સ્વભાવિક વળણ પરવિશ તરફ હોય તેથી તેણે ના કહી. પછીથી શાહાજાદાએ ભાટી સરદાર ગોવિંદદાસ કે જે મારવાડના રાજાનો એક પટાવત હતો. તેને ખુરમે કહ્યું કે તું ગજસિંહને સમજાવી મારા પક્ષમાં લાવ. ગોવિંદદાસે તે વાત રાજા ગજસિંહને કહેવા ના કહી. શાહજાદાને આથી ગોવિંદદાસ ઉપર ગુસ્સો ઉત્પન થયો અને તેથી તેને કતલ કરવા કિશનદાસને કહ્યું. કિશનદાસે ગોવિંદદાસનું માથું કાપી નાખ્યું, તેના બદલામાં ખુરમે કિશનદાસને આ મુલક જીતવામાં તથા કિશનગઢના રાજ્યને મારવાડથી સ્વતંત્ર બનાવવાને મદદ કીધી.

ઈ. સ. ૧૬૧૩ માં કિશનસિંહે કિશનગઢના રાજ્યની સ્થાપના કીધી તથા તે વખતથી રાજગાદીને માટે પોતાના નામ ઉપરથી કિશનગઢ શેહેરને પણ વસાવ્યું. એ વખત પછીથી તે ઈ. સ. ૧૭૯૦ સુધીનાં આશરે દોઢસો વરસની બીલકુલ તવારીખ જાણવામાં આવી નથી. ટાડ સાહેબના રાજસ્થાનથી એટલુંજ જાણવામાં આવ્યું છે કે ઈ. સ. ૧૭૫૩ માં મારવાડની ગાદીએ વખતસિંહ પછી તેનો કુંવર વિજયસિંહ થયો, તેના બેસતા અમલમાં વિજયસિંહ અને તેના કાકા અભયસિંહનો કુંવર રામસિંહ કે જેને વખતસિંહે ઈ. સ. ૧૭૫૦ માં ગાદીએથી ઉઠાડી મુકયો હતો, તથા તે ગાદીએ પોતે બેઠો હતો. તેમની એટલે વિજયસિંહ અને રામસિંહ વચ્ચે મારવાડની ગાદીને માટે મેરતીયાના મેદાનમાં લડાઇનો દેવ જાગ્યો. એ વખતની લડાઈમાં વિજયસિંહની તરફમાં તેનું પોતાનું મારવાડી લશ્કર તથા વિકાનેર અને કિશનગઢના રાજાનાં લશ્કર હતાં; તેમજ રામસિંહની મદદમાં જયાપા સિંધિયા અને જેયપુરનુ લશ્કર આવ્યું હતું. બંને તરફના

લડવૈયાઓ મહા જુસ્સાથી લડવા લાગ્યા, જેમાં વિજયસિંહની જીતની તૈયારી હતી, તેવા વખતમાં સામા વાળાએ એવી જુઠી વાત ઉડાવી કે વિજયસિંહ મરાયો. આથી વિજયસિંહ તરફના લડવૈયા ગભરાયા. તેઓ ખરી ખોટી ખાત્રી કીધા શિવાય નાઠા તથા રામસિંહ મારવાડની ગાદીએ બેઠો. આ લડાઇને માટે એમ કહેવાયછે કે જયાપા સિંધિયાએ જોધપુર (વિજયસિંહને) માટે વિકાનેર અને કિશનગઢના રાજાઓને પોતાના માલ ખજાના મેલીને નાશી જવાની ફરજ પાડી હતી.

મૂળ પુરૂષ કિશનસિંહની વંશમાં કિશનગઢની ગાદીએ **બહાદુરસિંહ** થયા, તેમના વખતમાં તેમણે પોતાના વડીલોના વખતની ઉપલી હારને ભુસી નાખી. બહાદુરસિંહ એ પરાક્રમી રાજા નહોતા, પરંતુ મારવાડના રાજા રામસિંહના વંશજો પાસેથી એ વેરનો બદલો લેવા ધાર્યું અને ઇ. સ. ૧૭૯૧ માં મરેઠી લશ્કરને પોતાના દેશમાં લાવી મારવાડ ઉપર હુમલો કરાવ્યો. આ હુમલો કરવાનું બીજું પણ એક કારણ હતું. તેને માટે એમ કહેવાયછે કે બહાદુરસિંહે પોતાના ભાઇને જે જાગીર આપેલી હતી તે પાછી લેવા ઇરાદો કર્યો, પણ તે મારવાડના રાજાએ બહાદુરસિંહના ભાઇને મદદ આપીને તે ઇરાદો ભાગી પાડ્યો હતો. મરેઠાઓએ ટોંગા અને ત્યાર-પછી પાટન તથા મેરતીયાની લડાઇમાં ભાગ લઈ આખા રાજપુતાણાને ઘણું નુકશાન કીધું હતું, પણ તે લોકે કિશનગઢને કોઈ વખત દુ:ખ દીધું નથી આનું કારણ એમ સમજાયછે કે મરેઠાઓએ જે પ્રમાણે ખંડણી માગી તે પ્રમાણે બહાદુરસિંહે આપ્યા કરી.

બહાદુરસિંહના મરણ પછી **કલ્યાણસિંહ** ગાદીએ બેઠા. આ રાજાના વખતમાં એટલે ઇ. સ. ૧૮૧૮ માં કિશનગઢનું રાજ્ય ઇંગ્રેજી ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. એ પેહેલાં કિશનગઢ ઉપર જેયપુરનો રાજા ઉપરીપણા જેવો હક રાખતો હતો. જેમ રાજપુતાણાનાં બીજાં રાજ્યો અને ઇંગ્રેજ સરકાર વચ્ચે કોલકરાર થયા હતા, તેમ અને ઘણું કરીને તેવાજ કિશનગઢ અને ઇંગ્રેજ સરકાર વચ્ચે થયા. આ પ્રમાણેના કરારમાં કલ્યાણ-સિંહે સહી કીધા પછી થોડા વખતમાં તેમણે અયોગ્ય રીતે ચાલવા માંડ્યું અને તેથી રાજા પ્રજા બધાના મનમાં તેમના ગુણ હોલેદીલ જેવા જ-ણાવા માંડ્યાં. તેમણે પોતાના રાજ્યના જે સરદાર પટાવતો હતા તેમને કહ્યું કે તમોએ અમારા તાબામાં રહીને અમારી નોકરી કરવી પડેછે તથા તમારા ઉપર એ અમારો જે હક છે, તે જો તમે અમને નાણાં આપોતો

અમે તે હક છોડી દઇએ. પરંતુ પેલા લોકોને એમ જણાયું કે રાજા એ બાબત જે કરારમાં સહી કરશે તે કરાર બરાબર રીતે પાળશે નહી. આ કારણથી રાજાની વાત તેમણે કબુલ રાખી નહી. આથી રાજા વધારે ગુસ્સે ભરાયા અને દિલ્હીના પાદશાહ તરફથી મદદ મેળવી. તે લશ્કરની મદદથી પોતાના સરદારે પટાવતો ઉપર જય પામવા દિલ્હી ગયા. આ વખત દિલ્હીમાં જે અકબર પાદશાહ હતો તે માત્ર નામનોજ હતો.

કલ્યાણસિંહ દિલ્હીમાં ગયા પછી પાદશાહ તરફથી માનના હક મેળવવામાં ગુંથાયા. તેમને પાદશાહી કચેરીમાં મોજા પેહેરીને જવાની છુટ મળી. કલ્યાણસિંહ દિલ્હીમાં હતા તે વખત કિશનગઢમાં તેમના પક્ષના અમલદારોએ બુંદી વિગેરે ઠેકાણેથી લશ્કરી મદદ મેળવી લડાઈની તૈયારીયો કરવા માંડી. તેમના સામે પેલા સરદાર પટાવતો પણ તલવારો ખેંચીને ખડા થયા હતા. આ બંને પક્ષ વચ્ચે મારામારી અને કાપાકાપી ચાલી. આ લડાઇનો પ્રકાશ નજીકના ઈંગ્રેજી અજમેર જીલ્લામાં થયો અને તેથી તે દેશને પણ ઘણું નુકશાન પહોંચ્યું હતું. ઈંગ્રેજ સરકારે આ કામના જુમ્મેદાર કલ્યાણસિંહને ગણી તે વાતની ખબર તેમને દિલ્હી પહોંચાડી. કલ્યાણસિંહે આ ખબર જાણી એટલે તેમને ભારે દેહશત લાગી અને તેથી દિલ્હીમાં રહીને જેટલું લશ્કર ભેગું કર્યું હતું તેટલું લઈને કિશનગઢ પાછા આવ્યા. તેમણે પેલા સરદારો ઉપર હુમલો કરવા તૈયારી કરવા માંડી. પણ પોતાની પક્ષના કેટલાએક સરદારોએ સાથે જવા ચોખી ના પાડી અને એક પછી એક, એમ તેમનું લશ્કર વેરાઈ ગયું. સરદાર પટાવતો બીજે ઠેકાણે ભેગા થયા તથા તેમણે મળીને વિચાર કર્યો કે રાજા કલ્યાણસિંહને પદભ્રષ્ટ કરી તેમના કુંવર પૃથ્વીસિંહને ગાદીએ બેસાડવા. આ વિચારથી તેઓ લશ્કરી તૈયારી સાથે કિશનગઢના કીલ્લાની નજીકમાં આવ્યા, એટલે કલ્યાણસિંહ અજમેર જતા રહ્યા, તથા ત્યાં રહી ઈંગ્રેજ અમલદારોને પોતાના કિશનગઢના રાજ્ય ઉપર જપ્તી મુકવા અરજ કરી પોતાના ગાદીના હક માટે મદદ કરવા કહ્યું. પેલા સરદારોએ પણ રાજાની અયોગ્ય વર્તણુંકને માટે તે અમલદાર પાસે જઈ જાહેર કર્યું. છેવટ સરકારે ઠરાવ કર્યો કે, કલ્યાણસિંહની મરજી દિલ્હી જઈ રહેવાની છે, તો ભલે જાય અને કિશનગઢનો રાજ્ય કારોબાર એક રિજન્સિ કૌંસિલ નીમી તેની મારફત ચલાવવો. આથી કંઈ સારૂં પરિણામ આવ્યું નહી. સરદારો મારવાડના રાજા પાસે ગયા અને ત્યાં જઈ

તેમને કહ્યું કે કિશનગઢના રાજા અને અમારી વચ્ચેના કજીઆનો નિકાલ તમે કરી આપો. મારવાડના રાજાએ કહ્યું કે જો કદી નિકાલ થાય તો તેમાં બ્રિટિશ સરકારની બાંયધરી કરાવી આપવી જોઇએ પણ બ્રિટિશ સરકારે બાંયધરી કરવા ના કહી. હવે બધા સરદાર પટાવતો પોત પોતાના સ્વારો સાથે રાજાને પદભ્રષ્ટ કરવાના વિચારથી કિશનગઢ ગયા અને કિલ્લા પછાડી ઘેરો ઘાલ્યો. આ લોકો જીત પામવાની તૈયારીમાં હતા, એવામાં રાજાએ ઇંગ્રેજ સરકાર તરફના પોલીટીકાલ એજંટ પાસે જઈ તેને વચ્ચે પડવા કબુલત આપી. આથી પોલીટીકાલ એજંટે વચ્ચે પડી સમાધાન કરી આપ્યું. સમાધાન જો કે કલ્યાણસિંહની કબુલાતથી થયું હતું પરંતુ તેમના જે મૂળ વિચાર હતા તે બિલકુલ બદલાયા નહી. આથી સરદારો ફેર ભેગા થયા. કલ્યાણસિંહે જ્યારે આ ખબર જાણી ત્યારે પણ શેહેર છોડી બહાર નીકળી ગયા અને ઇ. સ. ૧૮૩ માં કૈલાસવાશી થયા.

રાજા કલ્યાણસિંહ પછી કુંવર પૃથ્વીસિંહજી ગાદીએ બેઠા, જેમની ગાદીપર બેસતી વખત આશરે ૧૫ વરસની ઉંમર હતી, પૃથ્વીસિંહજી, એ હાલના મહારાજા છે. એમની સારી રાજનિતિને લીધે બ્રિટિશ સરકાર તરફથી દત્તકની સનંદ મળી છે. નામદાર મહારાણી વિક્ટોરીયાએ "કૈસરેહિંદ"એ પદ ધારણ કર્યું, તે બાબતના તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદના પાયાત્ત શેહેર, દિલ્હીમાં લૉર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો હતો, તે વખતના દરબારમાં મહારાજા પૃથ્વીસિંહજી દિલ્હી પધાર્યા હતા. એ વખતના દરબારમાંથી પ્રથમ તેમને જે ૧૫ તોપનું માન આપવામાં આવતું હતું, તેમાં ૨ નો વધારો કરી ૧૭ તોપનું માન મળવા ઠરાવ થયો. વળી તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો, જેને લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોચાડવામાં આવ્યો હતો. મહારાજા પૃથ્વીસિંહજીની હાલ ૫૩ વરસની ઉંમર છે. મહારાજા બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૭ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

# કિરોલી.

આ રાજ્ય રાજપુતાણાની પૂર્વ હદ ઉપર ગ્વાલિયરના રાજ્યથી પશ્ચિમમાં છે. તેના રાજ્ય કર્તા જાદવ જાતના રાજપુત અને તે "મહારાજા"ની પદવિથી ઓળખાય છે. **સીમા**—ઉત્તરે ભરતપુરનું રાજ્ય, ઇશાન કોણ તરફ ધોળપુરનું રાજ્ય, પૂર્વ અને દક્ષિણ દિશાએ ગ્વાલિયરનું રાજ્ય અને પશ્ચિમ તથા વાયવ્ય કોણ તરફ જેયપુરનું રાજ્ય છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૮૭૬ ચોરસ મૈલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૧૨૫૦૦૦ (સવાલાખ) માણસની છે. **વારસિક પેદાશ**—રૂ.૫૦૦૦૦૦ (પાંચ લાખ)ને આશરે થાય છે. આ રાજ્ય ઈંગ્રેજ સરકારને ખંડણી આપે છે. **દેશનું સ્વરૂપ**—દેશમાં સાધારણ ડુંગરીઓ છે અને ઝાડી પણ સાધારણ છે. **નદી**—૧ બનાસ, એ પશ્ચિમ સરહદ ઉપર જેયપુર અને કિરોલીની સરહદ કરી આ રાજ્યની નૈરત્ય કોણ આગળ ચંબલને મળે છે. ૨ ચંબલ, એ નદી આ રાજ્યની પૂર્વ અને દક્ષિણ સરહદપર ગ્વાલિયર અને કિરોલીની સરહદ કરી અગાડી ચાલી જઈ જુમનાં નદીને મળે છે. **હવા**—ઘણી ગરમ છે. વરસાદ ઇશાન કોણ તરફથી થાય છે. **જમીન** તથા **નિપજ**—જમીન સાધારણ છે પરંતુ નદીઓને કીનારે નદીઓ અને બાકીના ભાગમાં કુવાના પાણીથી લોક ખેતી કરે છે, જેથી સાધારણ નિપજ થાય છે. મુખ્ય કરીને ઘઉં, જુવાર, બાજરી, ડાંગર, મકાઇ, તલ, અળસી, શેરડી, કપાસ, તમાકુ અને તમામ જાતનાં કઠોળ નિપજે છે. **જનાવર**—દક્ષિણ ભાગમાં વાઘ, હરણ વિગેરે જંગલી જનાવરો હોય છે. લોકના ઉપયોગ માટે ભેંશ, બળદ અને ગાયો હોય છે. **લોક** તથા **ભાષા**—રાજપુત અને જાટ, એ મુખ્ય જાતો છે પરંતુ ગુજર, મીણા, મુસલમાન અને બીજા પરચુરણ કારીગરો પણ વસે છે. ભાષા હિંદુસ્થાની એટલે ઉર્દુ છે. મુખ્ય શેહેર **કિરોલી**, એ આ રાજ્યની ઘણું કરીને વાયવ્ય કોણના ભાગમાં છે. એ શેહેર ધોળપુરના રેલવે સ્ટેશનથી જરા નૈરત્ય કોણે ૯૫ મૈલ અને નદબાઇના રેલવે સ્ટેશનથી દક્ષિણમાં ૫૦ મૈલને છેટે છે. **દત્તકની સનંદ**—કિરોલીના રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણે આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળી છે. વળી **પાદશાહીવાવટો** નામદાર "કૈસરે હિંદ" તરફથી મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની

લશ્કરી પધ્ધતી ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૩૨૦૦ પેદલ, ૪૦૦ શ્વાર, ૪૦ તોપ અને ૪૦ ગોલંદાજ રાખવાની સત્તા છે.

**ઈતિહાસ**—રાજ્યકર્તા જાદવ જાતના રાજપુત છે. મોગલાઈ રાજ્યની છેક પડતીના વખત પેહેલાંનો બલકે તે વખત સુધીનો કિરોલીનો ઇતિહાસ જાણવામાં આવ્યોજ નથી. કિરોલીના રાજા મરેઠી અમલમાં તેઓના તાબેદાર હતા તથા તે દર વરસે તેમને રૂ.૨૫૦૦૦ (પચીશ હજાર) ખંડણી ભરતા હતા. આ રાજ્ય ઈ. સ. ૧૮૧૭ ની સાલમાં ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. એ વખત ઈંગ્રેજ સરકાર અને કિરોલીના રાજા **હરબક્ષપાળ** વચ્ચે જે કોલકરાર થયા હતા, તેને લીધે ઈંગ્રેજ સરકારે તેમના રાજ્યનું રક્ષણ કરવા બાંયધરી આપેલી. જેમાં કિરોલીનો જેટલો મુલક તે વખત રાજાના તાબામાં હતો તેને માટે તે બાંયધરી હતી. રાજા હરબક્ષપાળનું મન ચંબલ નદીની દક્ષિણ તરફનો મુલક કે જેને પ્રથમ રાજાના તાબામાંથી સિંધિયા (ગ્વાલીયરના રાજા) એ જીતી લીધો હતો તે પાછો મેળવવા માગણી થઈ. ઈંગ્રેજ સરકારે એ માગણી કબુલ રાખી નહી, જેથી રાજાએ નારાજ થઈ પોતાના વડીલોની જુની રીત કે જે લડાઈ ટંટા કરી મારવા મરવાની, તે તરફ ચીત લગાડવા ઇચ્છા કરી. રાજા હરબક્ષપાળે ઈંગ્રેજી રાજ્ય સામે દુષ્ટ નજરથી જોવા માંડ્યું. ઈ. સ. ૧૮૨૫ ની સાલમાં બ્રહ્મદેશના રાજા સાથે ઈંગ્રેજોને લડાઇમાં ગુંથાવું પડયું હતું, તથા તેવા વખતમાં ભરતપુરના રાજ્ય સામે તેના કુટુંબી દુરજનસાલે બંડ ઉઠાવ્યું હતું. આ વખત રાજા હરબક્ષપાળે પોતાનાથી બની શક્યું તેટલું લશ્કર ભેગું કર્યું અને બંડખોર દુરજનસાલની મદદમાં જઈ મળ્યા. જ્યારે તેમની હાર થઈ ત્યારે પસ્તાઇને છેવટ તાબે થવું પડ્યું. આ વખત ઈંગ્રેજ સરકારે રાજાના આ અયોગ્ય કામને માટે તેમને ફકત ઘણા ધીક્કાર્યા અને માફી આપી. કિરોલી અને જેયપુર વચ્ચે કેટલીએક એક બીજાના હકની તકરારો હતી તેનો નીકાલ થયા પછી રાજા સીધી રીતે ચાલવા લાગ્યા અને ઈ. સ. ૧૮૩૮ માં તેમનું મરણ થયું.

રાજા હરબક્ષપાળને પછાડી કુંવર નહોતો, તેથી તેમના પીત્રાઈ ભાઇના કુંવર **પ્રતાપપાળ** ગાદીએ બેઠા. પ્રતાપપાળ જો કે રાજા થયા, પરંતુ મરનાર રાજાની વિધવા રાણીએ જાહેર કર્યું કે તે પોતે ગર્ભવંતિ છે

અને તુરતજ કુંવર સોંપડ્યો એમ વાત ચલાવી. કુંવરના ખરાપણા વિશે પ્રતાપપાળે વાંધો લીધો તેથી બ્રિટિશ સરકારે તેનો તપાસ કરવા કમિશન નીમ્યું. કમિશનના તપાસથી એમ સાબીત થયુ કે રાણીએ જે પોતાને કુંવર સોંપડ્યાની વાત ચલાવી તે બીલકુલ ખોટી છે. આ બાબત ગવરનર જનરલનો છેવટનો ચુકાદો સને ૧૮૩૯ ની આખરે બહાર પડ્યો અને ઈ. સન ૧૮૪૦ ની શરૂઆતમાં પ્રતાપપાળ કિરોલીની ગાદીએ મુકરર થયા. રાણીએ આ ખોટું ધાંધલ મચાવેલું, પરંતુ તે ખરી રાજપુતાણી હોવાથી શરમાઇને કિરોલી છોડી ભરતપુર જતી રહી.

રાજા પ્રતાપપાળને ગરીબ સ્થીતિમાંથી રાજ્ય મળ્યું, તેથી તેમણે ગરીબાઇનો અનુભવ મેળવ્યા છતાં પોતાની પ્રજા ઉપર પૈસા કઢાવવા જુલમ કરવા માંડ્યો. એમ કહેવાય છે કે તેમના વખતના જે દિવાન હતા તેઓએ પણ આ જુલમ કરવામાં રાજાને ઉશ્કેરણીઓ કીધી હતી. આ રાજાએ જો કે ૮ વરસ રાજ્ય કર્યું પરંતુ તેના જુલમી સ્વભાવને લીધે તેને જંપીને બેસવા વખત મળ્યો નથી. તેમના વખતમાં ઈંગ્રેજ સરકારને જુદી જુદી ચાર વેળા પોતાના તરફના અધિકારીઓ તપાસને માટે કિરોલી મોકલવાની જરૂર પડી હતી.

રાજા પ્રતાપપાળ ઈ. સ. ૧૮૪૮ માં મરણ પામ્યા. તેમણે પોતાને કુંવર નહોતો, તેથી તેમના કુટુંબમાંના એક બાળક નરસિંહપાળને ગાદી મળી. આ રાજાને ગાદીપર બેસાડતી વખત બ્રિટિશ સરકારે ઠરાવ કર્યો હતો કે રાજ્યને માથે તે વખત જે આશરે દોઢ લાખ કરતાં વધારે રકમનું દેવું હતું, તેનો પેહેલો હફતો બરાબર વખતસર ભરાશે તો તેમનું ગાદીએ બેસવું કાયમ રાખવામાં આવશે. હફતાની મુદત ઉપરાન્ત થોડા દિવસ ગયા પછી નરસિંહપાળના વાલીએ રૂપીઆ આપવાને તૈયાર કર્યા, પરંતુ તે કુટુંબના એક બીજા સખશે સરકારને જાહેર કર્યું કે જો મને કિરોલીની ગાદી મળે તો હું હફતામાં જે રકમ આપવા કરીછે, તે કરતાં પણ ભારે રકમના હફતા ભરૂં, વળી આ બાળ રાજાના વાલીપણાના હક માટે જુદી જુદી ટોળીઓ બંધાઈ હતી. અને તેમાં અંદર અંદર તકરારો ચાલતી હતી; તેમજ કેટલાએક લોકો આ બાળ રાજાની ગાદીનો હક કબુલ કરતા નહોતા. આ બધી હકીકત ઉપર વિચાર કરી સરકારે આ રાજાને ગાદીએ બેસાડતી વખત જે ઠરાવની સરતો કીધી હતી તે રદ કરવી એમ ઠર્યું. આથી બાળ રાજાના વાલીએ ચોખ્ખી રીતે કહ્યું કે હું હફતો ભરવાને

તૈયારહ્યું, તેમ છતાં એ ઠરાવની સરતો શા માટે રદ થાય? આ બધી ગરબડ ચાલતી જોઇને તથા જે દગા ફટકા ચાલતા હતા, તે બંધ પાડવા નરસિંહપાળને જો કે રાજ્યપદ ઉપર કાયમ રાખ્યા, પરંતુ બ્રિટિશ સરકાર તરફથી એક એજંટ નીમાયો.

રાજા નરસિંહપાળ ચાર વરસ સુધી નામના રાજા કહેવાઈ ઈ. સ. ૧૮૫૨ માં મરણ પામ્યા. તેમને પણ કુંવર નહોતો, તેથી તેમના મરણને આગલે દિવસે તેમના દુરના પીત્રાઈ ભરતપાળ ને દત્તક લીધા હતા. આ દત્તકપણાને માટે નામદાર હિંદુસ્થાનની સરકારે ઠરાવ કર્યો કે રાજ્યને માટે જો દત્તકપણું કબુલ કરવામાં આવે તો તેથી રાજ્ય ડુબી જાય, માટે તે દત્તકપણું રદ કરવું જોઇએ. હિંદના ગવરનર જનરલના અભિપ્રાયની વચ્ચે પાર્લામેન્ટ આડી પડી અને ભરતપાળનું દત્તકપણું મંજુર કર્યું. ઇંગ્રેજ સરકારે આ રાજાના બાળપણને લીધે કિરોલીના રાજ્ય કારભારની મનમાનતી ગોઠવણો કરી. આ વખત એક પોલીટીકાલ એજંટ કિરોલી ખાતે નીમાયો હતો. આ ચાલતા બંદોબસ્તના વખતમાં જુદી જુદી જાતના બંડખોરો કે જેઓ કિરોલીના મુલકમાં રહીને ખોટા વિચાર કરતા હતા, તેઓ આ વખત બહાર બડી આવ્યા. તેમની તકરાર એવી નીકળતી હતી કે ભરતપાળ ને જે દત્તક લીધા છે. તે ગેરવ્યાજબી છે, કેમકે તે દુરના કુટુંબી છે, વળી તેમનું દત્તકપણું બરાબર રીતે એટલે ધર્મની ક્રીયાઓ સહીત થયું નથી. મદનપાળ નજીકના વારસ છે, તેથી ભરતપાળ કરતાં તેમનો વધારે હક પહોચે છે. આ મદનપાળના હકને જેમ પેલા લોકો કબુલ કરતા હતા, તેમ જેયપુર, અલવર, ભરતપુર અને ધોળપુરના રાજાએ પણ ટેકો આપ્યો. તપાસમાં બ્રિટિશ સરકારને પણ આ વાત ખરી જણાઈ; તેમજ વિધવા રાણીઓ, રાજ્યના સરદાર પટાવતો અને રાજ્યની રૈયતમાંના ઘણા ભાગે અભિપ્રાય આપવાથી ઈ. સ. ૧૮૫૪ માં ભરતપાળનો ગાદીનો હક રદ કરી મદનપાળ ને બેસાડ્યા.

મદનપાળના ગાદીએ બેસ્તી વખતે કીરોલીના પોલીટીકાલ એજંટને સરકારથી સુચના થઈ કે તેણે રાજકારભારના કામોમાં વચ્ચે પડવું નહી. અને બીજે વરસે તે અમલદારની બીજે ઠેકાણે નીમનોક થઈ એજન્સિ પણ કહાડી નાખી. આ વખત રાજા મદનપાળને સુચના આપવામાં આવી હતી કે જે ભારે કરજ હતું તે ઘટીને આશરે રૂ. ૯૫૦૦૦ (પંચાણું હજાર) રહ્યું છે, તે વરસો વરસના હફતા પ્રમાણે ભરવાને ચુક પડશે તો

કિરોલીના રાજ્યનું એક અથવા વધારે પ્રગણું જામીનમાં લઈ તે કરજ વળી રહેતા સુધી ઈંગ્રેજ સરકાર પોતાના વહીવટમાં લેશે. ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં રાજા મદનપાળે ઈંગ્રેજોને પોતાના રાજ્યમાં આશ્રય આપી રાખ્યા હતા, તથા તેમને સલામતી વાળી જગાએ પહોંચાડવામાં સારી મદદ કીધી હતી. તેના બદલામાં પેલું કરજ વધીને રૂ.૧૧૭૦૦૦ (એકલાખ સત્તરહજાર) સુધી થઈ ગયું હતું, તેમાંથી કેટલુંએક માફ કર્યું; તેમજ માનના પોશાક સાથે તેમને પ્રથમ જે ૧૫ તોપનું માન મળતું હતું, તેમાં ૨ નો વધારો કરી ૧૭ નું માન આપવા ઠરાવ કર્યો.

ઈ. સ. ૧૮૫૯ માં રાજ્ય પૈસાની તંગીને લીધે કરજવાન થવા માંડ્યું, જેથી બ્રિટિશ સરકારે તેનો ફરીથી ચુકાદો કરવા માટે પોલીટીકાલ એજંટની નીમનોક કીધી, પણ તેને સુચના આપવામાં આવી હતી કે રાજા સાથે દોસ્તી અને સલાહથી ચાલવું. સને ૧૮૬૧ માં પોલીટીકાલ એજંટને ત્યાંથી ખસેડવામાં આવ્યો.

નામદાર મહારાણી વિક્ટોરિયાએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કરયું, તે બાબતનો ઢંઢેરો વાંચી સંભળાવવા માટે તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હીંદના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લૉર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો હતો; તે વખતના દરબારમાં મહારાજા મદનપાળ દિલ્હી પધાર્યા હતા. તે વખત નામદાર સરકારે કિરોલીના રાજ્યને જે સરકારી કરજ હતું તે તમામ માફ કરયું અને નજીકના તોપખાનામાંથી ૩ તોપ લાવીને રાખવા હુકમ કર્યો. આ દરબાર વખત તેમના રાજ્યમાં એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો, જેને લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો હતો.

ઉપર પ્રમાણે બ્રિટિશ સરકારે રાજા મદનપાળ ઉપર દયા બતાવી તેમને વખતે વખત ઘણો ફાયદો કર્યો, ત્યારે રાજાએ પોતાની પ્રજાપર જુલમ કરવામાં દિનપરદિન વધારો કરવા માંડ્યો; જેથી બ્રિટિશ સરકારે તે વિશે તપાસ કરી રાજા મદનપાળને સને ૧૮૮૧ ના ડીસેમ્બર માસમાં પદભ્રષ્ટ કરી કિરોલીનો રાજકારોબાર એક કામ ચલાઉ રિજન્સિ કૌંસિલ નીમી તેના હાથમાં સોંપ્યો—રાજાને પછાડી કુંવર નહોતો તેથી સરકારે તેમના નજીકના કુટુંબી અરજુનપાળને ગાદીએ બેસાડ્યા; જે કિરોલીના હાલના મહારાજા છે. મહારાજા અરજુનપાલ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૭ તોપ ફોડી માન આપવામાં આવે છે.

# ટોંક.

ટોંકના રાજકર્તા પ્રખ્યાત પીંઢારા અમીરખાનના વંશજ રોહીલા જાતના પઠાણછે, તથા તે "નવાબ"ની પદવિથી ઓળખાયછે. **સીમા**—આ રાજ્યનો મુલક એક જથે નથી, કેટલોએક રાજપુતાણામાં અને કેટલોએક ભાગ માળવામાં છે. રાજગાદીનુ શેહેર ટોંક તથા લગતો ભાગ રાજપુતાણામાં છે, જે બુંદીના રાજ્યની ઉત્તરમાં છે. એ મુલકની ચારે બાજુ ઘણું કરી ને જેયપુરના રાજ્યનો દક્ષિણ ભાગ વીંટાઈ વળેલોછે. રાજપુતાણામાં— ટોંક તથા રામપુરા, નીમેરા તથા અલીગઢ અને માળવામાં-સીરોંજ, ચવરા તથા પેરાવાનાં પ્રગણાં છે.

આખા રાજ્યનો **વિસ્તાર**—૧૮૩૪ ચોરસમૈલ જમીનનોછે અને તેમાં **વસ્તી**—આશરે ૩૨૦૦૦૦ (ત્રણ લાખ વિશહજાર) માણસની છે. **વારસિક પેદાસ**—રૂ.૧૨૦૦૦૦૦ (બાર લાખ) ને આશરે થાય છે. ભુગોળ સંબંધી વર્ણન લખતાં મુલક એક બીજાથી છેટે હોવાને લીધે બની શક્યું નથી. રાજપુતાણા અને માળવામાં તેના તાબાનાં જે પ્રગણાં છે તેમાં નજીકનાં જે બીજાં પ્રગણાંછે તેના જેવીજ સ્થીતી હોવી જોઇએ. મુખ્ય શેહેર ટોંક, એ રાજપુતાણામાં છે તથા તે રાજધાનીનું શેહેર છે, તેમાં રાજકર્તા નવાબ સાહેબની ગાદી છે. એ શેહેર બનાસ નદીના દક્ષિણ કીનારા ઉપર છે. તે નસીરાબાદના રેલવેસ્ટેશનથી અગ્નિકોણ તરફ પણ જરા ઉગમણી બાજુ આશરે ૭૫ મૈલને છેટે છે. શિવાય રાજપુતાણામાં **રામપુરા**, **નીમેરા**, અને **અલીગઢ**, તથા માળવામાં **સીરોંજ**, **ચવરા**, અને **પેરાવ**, એ મુખ્ય શેહેર છે. **દત્તકનીસનંદ**—ટોંકના રાજ્યને માટે જો પછાડી શાહજાદો વારસ ન હોયતો વગર નજરાણો આપે મુસલમાની સરેહ પ્રમાણે દત્તક લેવાની સનંદ બ્રિટીશ સરકાર તરફથી મળી છે. વળી પાદશાહી વાવટો નામદાર "કૈસરેહિંદ" તરેફથી મળ્યો છે. આ રાજ્યની લશ્કરી પધ્યતી ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. આ રાજ્યના લશ્કરમાં ૧૧૩૦ પેદલ, ૧૭૩૦, સ્વાર, ૫૩ તોપ અને ૧૦૦ ગોલંદાજ રાખવાની સત્તા છે.

**ઈતિહાસ**—ટોંકનું રાજ્ય અફગાન જાતના રોહીલા પઠાણ મુસલમાનના તાબામાં છે. કેટલાંએક પ્રગણાં રાજપુતાણામાં અને કેટલાંએક માળવામાં છે. આ રાજ્યની સ્થાપના ચાલતા સૈકામાં **અમીરખાનથી**

થઇછે. અમીરખાન એ પ્રખ્યાત પીંઢારા જાતના લુંટારાઓના ટોળાના મુખ્ય આગેવાન હતા. જેમનું નામ "પ્રખ્યાત પીંઢારી લુંટારા અમીરખાન" એવું આખા હિંદમાં પ્રસિદ્ધ થઇ ગયું છે. અમીરખાનનો જન્મ રોહીલખંડમાં થયો હતો. પ્રથમ તે મુરાદાબાદ પ્રાંતમાંના સંભલ નામના ગામમાં રહેતા હતા. ઈ. સનના અરાઢમા સૈકાની મધ્યમાં તેમની ઉમર ૨૦ વરસની હતી. એ વખત અમીરખાન અને તેમના ભાઇ ગફુરખાને પોતાની સાથે ફક્ત ૧૦ રોહીલા પઠાણો સહીત રોહીલખંડ છોડ્યો અને પેહેલવેલા માળવામાં આવ્યા. તેઓ પ્રથમ મરેઠાઓની નોકરીમાં દાખલ થયા. થોડા દિવસમાં ભોપાળમાં નવાબ મહમદયસ્સીન ઉર્ફે યત્તાખાનના મરણથી ત્યાં રાજ્યલોભને માટે બંડ ઉઠ્યાં. જુદી જુદી ટોળીઓ બંધાઇ હતી, જેમાંની એક મરનાર નવાબના હકદાર વારસ હયાતખાનની ટોળીમાં અમીરખાન ૬ સ્વાર અને ૬૦ પેદલના માણસો સાથે જઇ રહ્યા. એક વરસ સુધી અમીરખાન ભોપાળમાં રહ્યા. ત્યારપછી તે નોકરી છોડી અને રાઘુગઢના રાજપુત રાજા દુરજનસાલને સિંધિયાએ પદભ્રષ્ટ કરી ત્યાંથી કહાડી મુક્યો હતો, તેની સોબતમાં જઇ ભળ્યા, તથા તેના તાબામાં નોકર થયા. અમીરખાન અને આ પદભ્રષ્ટ રાજાએ મળી દેશમાં લુંટફાટ કરી પોતાનું ગુજરાન ચલાવવા માંડયું તથા સિંધિયા જોડે યુદ્ધ કરી નામાંકીત્ત થયા. આથી તેઓ બહાદુરછે એમ પ્રસિદ્ધ થયા, એટલુંજ નહી પણ તેઓ અભયસરદાર તરીકે દીપી આવ્યા. ભોપાળના દિવાન મુરીદમહમદે એક મરેઠા સરદાર બાળારામ ઇંગ્લીયાને પોતાના દેશને શાન્તીમાં રાખવા માટે એક મોટો અને લશ્કરી હોદ્દો આપ્યો હતો, તેના તાબામાં અમીરખાન નોકર થયા. પછવાડેથી તેઓ નવાબ ઘોસમહમદના બૉડીગાર્ડ એટલે અંગ રક્ષણ કરનારા તરીકે નીમાયા, ત્યાંથી ફતેહગઢના કીલ્લાનાં રક્ષણ માટે નીમનોક થઇ. થોડા દિવસ પછી દિવાન મુરીદમહમદ મરણ પામ્યો અને તેના પછી વઝીરમહમદ દિવાન થયો. આ નવા દિવાનની હજુરમાં નોકરી મેળવવા અમીરખાને યત્ન કીધા તથા તેમાં ફતેહ પામ્યા. તેમણે છ માસ નોકરી કરી, તેટલામાં વઝીરમહમદને જણાઇ આવ્યું કે અમીરખાન કપટી અને દગલબાજછે, તેથી તેમને બરતરફ કીધા. ઈ. સ. ૧૭૯૯

આ વખત જસવંતરાવ હોલકર પોતાની બુદ્ધિ અને બહાદુરીને લીધે એક નામાંકીત્ત સરદાર તરીકે બહાર પડી આવ્યો હતો અને તેનું

નામ આખા હિંદના દેશી રાજ્યોમાં ઝળકી રહ્યું હતું. અમીરખાન આ સરદાર પાસે ગયા. હોલકરે તેમને સારૂં સન્માન આપ્યું, અને પોતાના તાબામાં નોકર તરીકે નહી પણ પોતાના એક બરોબરીયા તરીકે આબરૂથી રાખ્યા. જસવંતરાવ હોલકર જો કે એક રાજા હતો, પરંતુ તેની ફોજના માણસોનું ભવિષ આ અમીરખાનના હાથમાં હતું. એટલે તે જેને રાખવો હોય તેને રાખે અને કહાડવો હોય તેને કહાડી શકે. આ તેમના માનથી લશ્કરમાંનો કોઈ માણસ તેમના ઉપર અદેખાઈ કે દ્વેશ કરતો નહોતો—કેમકે લશ્કરી માણસોને નાણાંની ભીડ પડતી તે વખત અમીરખાન તેમને લુંટ કરવાની પરવાનગી આપતા, એટલુંજ નહી, પણ તે લુંટમાં પોતે પણ સામેલ થઈ સાથે જતા હતા. તેમની મદદમાં દિનપર દિન બીજા પીંઢારા વિગરે લુંટારૂ લોક આવી સામેલ થયા હતા. એ લોકો સીપાઈ તરીકે નહી પણ લુંટારા તરીકે હોવા છતાં અણીની વખતે તે એવી સરસ તલવાર મારતા કે પગારી સીપાઇઓ તે પ્રમાણે કરી શકે નહી. અમીરખાનને હોલકરે માળવા અને રાજપુતાણાનાં કેટલાંએક પ્રગણાં જાગીરમાં આપ્યાં હતાં; જેનું નામ "સીરોંજની જાગીર" એવું પાડવામાં આવ્યું હતું. અમીરખાનના પીંઢારી લશ્કરની શંખ્યા ઈ. સ. ૧૮૦૯ સુધીમાં ઘણી મોટી થઈ પડી હતી. એ વખત તેમના લશ્કરમાં ૩૫૦૦૦ (પાંત્રીશ હજાર) લુંટારા અને ૧૧૫ તોપ હતી. મોટા મરેઠા સરદારો જો કે એ વખતમાં લુંટારા મટીને રાજ્યવંશી તરીકે મોટા અમલદાર થઈ પડી રાજાની રીત પ્રમાણે ચાલતા હતા, તેમ છતાં અમીરખાન અને તેમના પીંઢારાઓ પોતાનો લુંટફાટનો ધંધો દીનપર દીન વધારતા જતા હતા. મધ્ય હિંદુસ્થાન અને તેની આજુ બાજુના બહારવટીઆ અગરે વગર રોજગારી લોક તેમને આવી મળતા હતા. તેમનું રેહઠાણ જો કે માળવામાં હતું, પરંતુ તેઓ જુદાં જુદાં ટોળાં બંધાઈ હિંદના બીજા ભાગોમાં લુંટ કરવા માટે ઉતરી પડતા હતા. તેઓ મરેઠાઓને વખતે વખત મદદ આપતા હતા અને તેથી તે લોક તેમને આશ્રય આપતા હતા. ચોમાસા બાદ તેઓ માળવા છોડી બીજા ભાગોમાં ફરી વળતા હતા. તેઓ હજારો ગામ અને શેહેરો લુંટતા, જમીનમાં દાટેલું ધન બતાવવાને માટે લોકોને મોઢે મરચાં અને ગરમ રાખોડીના તોબરા બાંધતા, નિર્દય રીતે માર મારતા તથા આખાં ગામનાં ગામ બાળી દેતા. એટલુંજ નહી પણ ધનવાન લોકોને ધન મનાવવા માટે તેલમાં બોળેલાં કપડાં પેહેરાવી ઉભાને

ઉભા બાળી દેતા. ઇ. સ. ૧૮૧૨ સુધીમાં અમીરખાનની પીંઢારી ફોજ વધીને ૬૦૦૦૦ (સાઠ હજાર) માણસની થઈ હતી.

મેવાડના રાણા ભીમસિંહની કુંવરી કૃષ્ણાકુમારીને પરણવા માટે મારવાડનો રાજા માનસિંહ અને જેયપુરનો રાજા જગતસિંહ એમની વચ્ચે લડાઇનો સંગ્રામ મચ્યો હતો, તેમાં જગતસિંહ પાસે પુષ્કળ ધન હોવાથી અમીરખાને પોતાના ભાઈ ગફુરખાનને પોતાના હક સાચવવા માટે ઇંદોરમાં મુક્યો અને ઇ. સ. ૧૮૦૬-૭ માં પોતાના લુંટારૂ પીંઢારાઓને લઇને જેયપુરના રાજાની મદદમાં ગીંગોલી મુકામે ગયા હતા. આ જગાએ એક મહાભારત યુદ્ધ થયું અને હજારો માણસની કતલ ચાલી. રાજા માનસિંહ હારીને નાઠો અને તેની છાવણી અમીરખાને લુંટી તથા મારવાડની રાજધાની જોધપુર ઉપર ઘેરો ઘાલ્યો. આ ઘેરો પાંચ માસ સુધી રહ્યો, તેટલામાં જેયપુરનો ખજાનો ખુટયો. અમીરખાને મારવાડને લુંટ્યા પછી રાજા માનસિંહે તેમને ફોડ્યા. અમીરખાન હવે જેયપુરનો પક્ષ છોડી મારવાડની પક્ષમાં ગયા, તથા જેયપુરની પાસે જેયપુરીઓને હરાવ્યા અને તેનો (જેયપુરનો) દેશ લુંટ્યો. આ લડાઇઓ અને લુંટોથી જેયપુર, મારવાડ અને રાજપુતાણાનો ઘણોખરો મુલક ઉજ્જડ થઈ ગયો. અમીરખાનને આ પ્રમાણે નિર્દયતા વાપરતાં જરા પણ દયા આવી નહોતી.

રાજપુતાણાને ઉજ્જડ કર્યા પછી ઈ. સ. ૧૮૦૯ માં અમીરખાને પોતાનાં હથીયાર ‡નાગપુર તરફ ફેરવ્યાં. નાગપુરમાં એ વખત ભોંસલા

‡નાગપુરમાં ભોંસલા કુળનો મરેઠા રાજા રાજ્ય કરતો હતો. એમ કહેવાય છે કે તેઓ મેવાડના રાણાજીના વંશજ હતા. એ વંશમાં રાઘોબા ભોંસલા નામનો રાજા સને ૧૮૫૩ ના ડીસેમ્બરમાં અપુત્ર મુઓ તેથી તે રાજ્ય ઇંગ્રેજ સરકારે ખાલસા કર્યું. દેશી રાજ્યોને દત્તક નહી આપતાં ખાલસા કરવાની રીત આ વખતથી શરૂ થઈ, પરંતુ ઈ. સ. ૧૮૫૭ ના બળવા પછી એ ધારો રદ કર્યો. નાગપુરનું રાજ્ય ખાલસા કર્યું તે વખત એ રાજ્યનું ક્ષેત્રફળ સુમારે ૭૬૪૩૨ ચોરસ મૈલ હતું. તથા તેની સીમા આ પ્રમાણે હતી:—ઉત્તરે સાગર પ્રાંત અને કાર્યા નામે દેશી લોકનું સંસ્થાન, પૂર્વે ઈંગ્રેજી સંબલપુર તથા ઉદેપુર પ્રાંત, અને બંગાળા ઇલાકાની નૈરૂત્ય સીમા ઉપરનાં કેટલાંક દેશી સંસ્થાન તથા તેની નીચે ઓઢ્યાદેશ, નૈરૂત્યે નિજામનું રાજ્ય, પશ્ચિમે નિજામનું રાજ્ય તથા નર્મદા કાંઠાનો પ્રાંત; એ પ્રમાણે સીમા હતી. એ વખત નાગપુરનું રાજ્ય હાલના નિજામના હૈદરાબાદના રાજ્યની બરોબરીયું ગણાતું હતું. ઈંગ્રેજ સરકારે નાગપુર અને તેના આસપાસનો કેટલોક મુલક તેમાં મેળવી એ દેશનું નામ "મધ્ય પ્રાંતો" એવું પાડ્યું છે તથા તેના ઉપર ચીફ કમીશનર અમલ કરેછે. તેનું હેડક્વાટર નાગપુરમાં છે.

કુળનો મરેઠા રાજા રાજ્ય કરતો હતો, તેનો નાશ કરી અમીરખાને તે રાજ્ય પોતે જીતી લેવું એમ ધારી તે તરફ ચડાઇ કરી. તે ત્યાં લડાઇમાં ગુંથાયા હતા, તે વખત એટલે ઈ. સ. ૧૮૧૦ માં તેમને માળવામાં પોતાની જાગીર સીરોંજમાં તાકીદે પાછા આવવાની જરૂર પડી. હકીકત એમ બની કે ઈંગ્રેજો સીરોંજ ઉપર આવ્યા એટલે ગફુરખાને અમીરખાન તરફ નાગપુર તાકીદનો હલકારો મોકલ્યો. ગફુરખાને લખ્યું હતું કે તમે બારોબાર હોલકરની છાવણીમાં આવો, તે પ્રમાણે તે નાગપુરનું યુદ્ધ છોડી પાછા આવ્યા. જસવંતરાવ હોલકર ગાંડો થયો હતો, તેથી તેનો રાજકારભાર અમીરખાનના હાથમાં હતો. ઈંગ્રેજો અને અમીરખાન ભેગા થયા પછી કંઇપણ લડાઈ વિશે બનાવ નહી બનતાં એકબીજાએ સલાહ કરી, પણ તે સલાહ વધારે વાર નભી નહી, કેમકે અમીરખાને આ કામથી પરવાર્યા પછી પોતાના લુંટારાઓને તાજા કરવા માટે માળવા અને રાજપુતાણામાં ફેર લુંટ ચલાવવા માંડી,

ઈ. સ. ૧૮૧૬ ના ડીસેમ્બર માસમાં ઈંગ્રેજી લશ્કર પીંઢારાઓનો નાશ કરવા માટે માળવા તરફ આવ્યું. આ વખત અમીરખાન જેપપુરના મુલકમાં માધવ રાજપુરના કીલ્લાને ઘેરો ઘાલવામાં ગુંથાયા હતા. ઈંગ્રેજોએ અમીરખાન, ચીતુ, કરીમખાન અને દોસ્ત મહમદ વિગેરે પીંઢારી સરદારોના લશ્કરને વશ કરવા માટે ૧૧૬૦૦૦ (એકલાખ સોળહજાર) લડવૈયા તથા ૩૦૦ તોપ એ કામ માટે હિંદના જુદા જુદા ભાગમાં રાખી ચારે બાજુથી તેમને ઘેરી લેવા તજવીજ ચલાવી. અમીરખાન માધવરાજપુરનો ઘેરો ઉઠાવી ઈંગ્રેજો સામે લડવા તૈયાર થયા હતા. તા. ૨૬ મી ડીસેમ્બર સને ૧૮૧૬ ના રોજ મેજર લશીંગ્ટનની ટુકડીએ પીંઢારાની મોટી ટુકડી જે અમીરખાનની, તેના સામે યુદ્ધ કીધું. આ વખત આશરે ૮૦૦ પીંઢારા મરાયા. ઈંગ્રેજોએ ઠેકાણે ઠેકાણે લશ્કરના બાંધેલા મોરચાથી તે બધા ઘેરાઈ ગયા અને તેમને સંતાવાની એક પણ જગા રહી નહી. આથી અમીરખાન ઈ. સ. ૧૮૧૭ માં લડ્યા વગર તાબે થયા. આ વખત અમીરખાન અને ઈંગ્રેજો વચ્ચે સલાહના કોલકરાર થયા. આ કરારથી એમ ઠરાવ થયો કે અમીરખાને પોતાના લશ્કરની શંખ્યા ઓછી કરવી, તોપખાનું ઈંગ્રેજ સરકારને સોંપી દેવું અને તેમને હોલકરે જે રાજપુતાણા તથા માળવામાં પ્રગણાં જાગીરમાં આપ્યાં છે તે શિવાયનો જે મુલક લુંટથી મળ્યો હોય તે જે, જેનો હોય તેને પાછો સોંપી દેવો.

ઉપલા કરારથી સારંગ, પેરાવા, ગોગલ અને નીમાહેરાનાં પ્રગણાં; તેમજ બુરીની બક્ષીશ તરીકે ટોંક રામપુરાનો કીલ્લો અને તેના તાબાનો મુલક અમીરખાનના કબજામાં વંશપરંપરાને માટે થયો. ત્યાર પછી ઈંગ્રેજોએ રૂ.૩૦૦૦૦૦ (ત્રણલાખ) રોકડા આપ્યા અને તેમના શાહજાદાના ગુજરાન માટે પલવાલનું પ્રગણું તેમની હયાતી સુધીને માટે આપ્યું હતું; જેને માટે એમ ઠર્યું હતું કે એ પ્રગણાનો કબજો સોંપવો નહી પણ તેની ઉપજ ઈંગ્રેજ સરકાર આપે. એ પ્રગણાની વારસીક ઉપજ રૂ.૧૫૦૦૦૦ (દોઢલાખ)થતી હતી,તેથી દર મહીને રૂ.૧૨૫૦૦(સાડાબારહજાર)આપવા ઠર્યા હતા. આ કરારની સરતો અમીરખાને કબુલ કરી પણ ભવિષ્ય ઉપર આધાર રાખીને ઈંગ્રેજો અને નાગપુરના ભોંસલા રાજા વચ્ચે સીતાબલ્દીની લડાઈ ચાલતી હતી, તેનું પરીણામ શું આવે છે, તે જોવા માટે તેમણે કરારમાં સહી કરવાને થોડા દીવસ વાટ જોઈ હતી. એ લડાઈમાં તા. ૩૦ મી ડીસેમ્બર સને ૧૮૧૭ ના રોજ ઈંગ્રેજોની જીત થઈ ત્યાર પછી અમીરખાને સહી કરી.

હવે અમીરખાને ટોંકને પોતાની રાજધાની ઠરાવી અને સલાહ શાન્તી ભરેલી રીતે રાજ્ય કરવા માંડ્યું. આઘાત અને પ્રત્યાઘાતના નીયમ પ્રમાણે જે અમીરખાને આખાદેશના લોકને નિર્દય રીતે લુંટ્યા હતા, ધન કઢાવવાને લોકોને મોઢે મરચાં અને ગરમ રાખોડીના તોબરા બાંધ્યા હતા તથા આખાં ગામનાં ગામ બાળી દેઈ જુલમ કરવામાં બાકી રાખી નહોતી, જેપુર અને મારવાડના લોકનાં લોહી ચુસ્યાં હતાં તથા રાજપુતાણાને ઉજ્જડ કીધું હતું; તે અમીરખાને હવે દયાળુપણાથી વર્તિ ધર્માત્માપણાના ગૂણો દર્શાવવા માંડ્યા. દેશની આબાદી તરફ ચીત લગાડ્યું અને મુસાફરોને માટે દેશમાં ઠેકાણે ઠેકાણે લોકોપયોગી મકાનો બંધાવ્યાં તથા સાદાઈથી વર્તવા માંડ્યું, પોતાના મુસલમાની ધર્મનાં કુરાન વિગરે પુસ્તક વાંચવા માંડ્યાં અને ઘણો ખરો વખત મુલ્લાંઓના સમાગમમાં રહી ધર્મ સંબંધી બોધ સાંભળવા માંડ્યો. જેમ જેમ તેમની વૃદ્ધાવસ્થા થવા માંડી, તેમતેમ ઔરંગઝેબ પાદશાહની માફક જગતકર્તાને શું જવાબ દેઈશું, એવી ચીંતામાં રહી બીલકુલ પાપ કરવાનું કામ છોડી દીધું, તથા દયા ભરેલી રીતથી ચાલવા માંડ્યું. તેમને ૧૨ શાહજાદા હતા તેમની કેળવણી અને નીતિ પછાડી ભારે ચીત લગાડ્યું.

ઈ. સ. ૧૮૩૨ માં જ્યારે લૉર્ડ વુલીયમ બેંટીક ગવરનર જનરલ

અજમેર આવ્યો ત્યારે પોતે પોતાના છ શાહજાદાઓ સહીત તેની મુલાકાત માટે અજમેર ગયા હતા. અજમેર મુલાકાત વખતે પોતાના પાંચ શાહજાદાઓને લડાઈના વખતની નિશાની બતાવવા તરીકે બખતર પેહેરાવી સાથે રાખ્યા હતા. આ વખતની મુલાકાતમાં લૉર્ડ બેંટીકને અમીરખાન માટે સારી અસર થઈ હતી. તેમની ચાલ ચલકત ભલમનશાહીવાળી અને મળતાવડી જણાઈ હતી.

અમીરખાન ઈ. સ. ૧૮૩૪ માં મરણ પામ્યા. તેમના પછી વડા શાહજાદા **વજીરમહમદખાન** ટોંકની ગાદીએ બેઠા. આ નવાબે ઈ. સ. ૧૮૫૭ ના બળવા વખત ઈંગ્રેજોને ઘણી કીંમતી મદદ આપી હતી. તેમના વખતમાં ટોંકની ગાદીને માટે જો પછાડી શાહજાદો વારસ ન હોય તો મુસલમાની સરેહ પ્રમાણે વગર નજરાણો આપે દત્તક લેવાની સનંદ ઈંગ્રેજ સરકાર તરફથી મળી.

નવાબ વજીરમહમદખાન ૩૦ વરસ રાજ્ય કરી તા. ૧૮ મી જુન સને ૧૮૬૪ ના રોજ મરણ પામ્યા. તેમના પછી તેમના શાહજાદા **મહમદ અલીખાન** ગાદીએ બેઠા. આ નવાબના વખતમાં એક ઘણોજ માઠો બનાવ બન્યો. ટોંકના રાજ્યમાં એક લાવાની જાગીર હતી, જેનો જાગીરદાર ધીરતસિંહ નામનો રાજપુત સરદાર હતો. ઈ. સ. ૧૮૬૫ ના જુલાઈ માસમાં નવાબે એ સરદાર પાસે ગેરવ્યાજબી માગણીઓ કીધી, જે માગણીઓને ધીરતસિંહે કબુલ કીધી નહી. આ બાબત ગવરનર જનરલના એજંટે વચ્ચે પડી સલાહથી ચાલવા નવાબને સમજુત કરી, પણ નવાબે લશ્કરી તૈયારી કરી લાવા ઉપર છાપો માર્યો. બંને તરફનાં ઘણાં માણસ મરાયા પછી તેમને પાછા હડવું પડ્યુ. આ વખત પણ ત્યાં જે બ્રિટિશ અમલદાર હતો તેણે વચ્ચે પડી સમાધાન કર્યું; આટલું થયા છતાં નવાબ મહમદઅલીખાને ભારે ઢોંગથી ધમધમાટ કરવા માંડ્યો. લાવાના સરદારને વખતે વખત તેનો કાકો રેવતસિંહ વ્યાજબી સલાહ આપતો હતો. રેવતસિંહ, એ એક અક્કલવાન અને હાલના જમાનાનો બહાદુર લડવાઈયો હતો. તેની સલાહથી ધીરતસિંહ પોતાના વ્યાજબી હક ઈ. સ. ૧૮૬૫ સુધી સાચવી શક્યો. એ વખતથી તે ઈ. સ. ૧૮૬૭ સુધીમાં ધીરતસિંહ ટોંકમાં નવાબની નોકરીમાં હાજર રહ્યો હતો. આથી નવાબને એમ સમજાયું કે ધીરતસિંહ એ કમ અક્કલનો અને બીન અનુભવી છે પણ તે તેના કાકા રેવતસિંહની અક્કલ અને બહાદુરીને લીધે

આપણી માગણીઓ કબુલ રાખતો નથી; તેથી જો રેવતસિંહનો નાશ કીધો હોય તો ધારેલી વાત પાર પડે. આ ખુની મતલબ પાર પાડવા માટે નવાબે લાવાના સરદાર ધીરતસિંહને માનનો પોશાક આપવાનો ઢોંગ બતાવી તેને તથા તેના કાકા રેવતસિંહને ટોંક બોલાવ્યા. આથી ધીરતસિંહ, તેનો કાકો રેવતસિંહ અને તેમના અંગના રક્ષણ કરનારા થોડા હજુરીયો સહીત તેઓ ટોંક આવ્યા. નવાબે કાકા ભત્રીજા બંનેનો બહુ માનપૂર્વક આદર સત્કાર કર્યો અને એક સુંદર મકાન ઊતારાને માટે આપ્યું. ટોંકના દિવાન હકીમસરવરશાહે તેમને કહેવરાવ્યું કે લાવાની જે જમીન નવાબે લઈ લીધી છે તે પાછી આપવાની છે તથા માનનો પોશાક આપવાનો છે, તેની બવસ્થા શી રીતે કરવી તેનો વિચાર, કરવાનો છે, તેથી પ્રથમ રેવતસિંહે અમારી પાસે આવવું. દિવાને તેમને તા. ૧ લી આગષ્ટના રોજ રાતના નવ વાગે આવવા કહેવરાવ્યું. રેવતસિંહ પોતે તથા તેના ૨ દિકરા, ૨ કામદાર અને ૧૪ હજુરીયો દિવાનને ત્યાં ગયા. દિવાને હજુરીયોને નીચે બેસવા તથા રેવતસિંહ, તેના દીકરા અને કામદારને મેડીપર આવવા કહ્યું. તેઓ ઉપર ગયા પણ સુઠતામાંજ મેડી ઉપર તેમને કતલ કર્યા. નીચે જે હજુરી હતા તેમના ઉપર પણ ટોંકના લશ્કરી સીપાઈઓ તુટી પડ્યા અને તેઓને પણ કતલ કર્યા. આ વખત હજુરીઓમાંનો એક બચી ગયો, તે ઉતારા ઉપર ગયો. તેને ઉતારે ગયા પછી માલમ પડ્યું કે ઉતારામાં જે પોતાનો સરદાર ધીરતસિંહ છે, તેને ટોંકના લશ્કરે ઘેરી લીધોછે. ત્રણ દિવસ સુધી ધીરતસિંહે અનાજ અને પાણી વગર હેરાનગતી વેઠ્યા છતાં પોતાનો બચાવ કર્યો. ચોથે દિવસે નવાબ તરફથી તેની પાસે ત્રણ આબરૂદાર માણસો ગયા અને તેમણે તેને જીંદગીની સલામતિ માટે બાંયધરી આપી નવાબ પાસે આવવા કહ્યું. ધીરતસિંહ નવાબ પાસે આવ્યો અને તેણે કહ્યું કે તમે બહુ નિર્દયતા વાપરી તેનો જવાબ પરમેશ્વર તમારી પાસે માગશે. આના જવાબમાં નવાબે કહ્યું કે જે વાત બની તે નામની થવાની નથી, માટે હવે તે યાદ કરવી કંઈ કામની નથી; વળી એમ પણ કહ્યું કે જો તમે પણ તે વખત હાજર હોત તો તમારી પણ એજ વલે થાત. ધીરતસિંહ પોતાને ઉતારે ગયો, પરંતુ તેના પછાડી નવાબે પોતાના સીપાઈઓનો પેરો રાખ્યો હતો. આ ખબર બ્રિટિશ સરકારને થઈ અને એક બ્રિટિશ અમલદારને ટોંક મોકલ્યો. તેણે ટોંક આવ્યા પછી ધીરતસિંહને નવાબના કબજામાંથી છુટો

કર્યો. આ પ્રમાણે ટોંકમાં બનાવ બન્યો તે વખત નવાબે લાવા ઉપર ૧૦૦૦ માણસની સારબંદી અને ૪૦ તોપ મોકલી હતી. તથા તે લશ્કરે લાવાના કીલ્લા ઉપર તોપ ચલાવવું હતું.

નવાબના આ નિર્દયતા ભરેલા કૃત્યને માટે બ્રિટિશ સરકારે એકદમ તપાસનું કામ શરૂ કરયું તથા ઉપર બતાવ્યા પ્રમાણે તમામ હકીકત સાબીત થઈ, જેથી ઠરાવ કર્યો કે નવાબ મહમદઅલીખાનને ટોંકની ગાદી ઉપરથી પદભ્રષ્ટ કરી ટોંકની હદ બહાર રાખવા તથા દિવાનને રાજકીય બંધવા તરીકે જન્મપરીયંત કેદની સીક્ષા કરી. જે સીપાઈઓ પાસે આ કૃત્ય કરાવ્યું હતું તેમને ટોંકની હદ બહાર કહાડી મુક્યા. પદભ્રષ્ટ નવાબ મહમદઅલીખાનને બનારસમાં કેદ રાખ્યો તથા તેના ગુજરાનને માટે દર વરસે રૂ.૬૦૦૦૦ (સાઠ હજાર) ટોંકના રાજ્યમાંથી આપવા ઠરાવ્યા. દિવાન હકીમસરવરશાહને ચુનારના કીલ્લામાં રાખ્યો, ટોંકના રાજ્યકર્તા નવાબને જે ૧૭ તોપનું માન બ્રિટિશ સરકાર તરફથી મળતું હતું, તેમાં ૬ નો ઘટાડો કરી ૧૧ તોપનું માન આપવા ઠરાવ્યું. લાવાના ઠાકોરને ટોંકના તાબામાંથી, જુદો પાડી ઈંગ્રેજના રક્ષણ નીચે જુદો સરદાર બનાવ્યો.

નવાબ મહમદઅલીખાનને પદભ્રષ્ટ કર્યા પછી તેના વડા શાહજાદા ઈબ્રાહિમઅલીખાનને ઇ. સ. ૧૮૬૮ ના જાન્યુઆરી માસમાં ટોંકની ગાદીએ બેસાડ્યા. આ નવાબ ગાદીએ બેઠા તે વખત તેમની ઊંમર ૨૦ વરસની હતી. રાજકાજનો તે વખત તેમને અનુભવ નહી હોવાથી બ્રિટિશ સરકારે તેમના વાલી તરીકે તેમના કાકા અબદુલ્લાખાનને ઠરાવ્યા હતા. આ વખત રાજ્યમાં ૧૩૦૦૦૦૦ (તેરલાખ) રૂપીયાનું કરજ હતું અને સીપાઈઓના પગાર કેટલાએક માસના ચઢી ગયા હતા, તેથી અબદુલ્લાખાને રાજીનામું આપ્યું. આથી ઈંગ્રેજ સરકારે ટોંકના રાજ્યનો વહિવટ ચલાવવા માટે એક રીજન્સી કૌંસીલ નીમી; જેમાં ૪ સરદારો અને તેમના ઉપર પ્રેસીડેન્ટ તરીકે જે બ્રિટિશ અમલદાર ટોંકમાં રહેતો હતો તેને નીમ્યો. નવાબસાહેબને રાજકાજના અનુભવની કેળવણી માટે રીજન્સી કૌંસિલમાં હમેશાં હાજર રહેવા માટે ઠરાવ કીધો હતો. જ્યારે નવાબ સાહેબે કામનો બરાબર અનુભવ મેળવ્યો, ત્યારે કૌંસીલ બંધ કરી અને રાજ્ય સ્વતંત્ર તેમને સોંપ્યું.

નામદાર મહારાણી વિક્ટોરિયાએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું,

તે બાબત તા. ૧ લી જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લાર્ડલીટને પાદશાહી દરબાર ભર્યો હતો. તે વખતના દરબારમાં વાલાશાન નવાબ સાહેબ ઇબ્રાહીમઅલીખાન દિલ્હી પધાર્યા હતા. એ વખતના દરબારમાંથી તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો, જેને લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૮૬૮ની સાલમાં તોપના માનમાં ઘટાડો કરી ૧૧નું માન આપવા ઠરાવ્યું હતું પણ આ નવાબ સાહેબની સારી ચાલ માલમ પડવાથી આ વખત તેમાં વધારો કરી ૧૭ તોપનું માન આપવા ઠરાવ્યું. વાલાશાન નવાબ સાહેબ ઇબ્રાહીમઅલીખાનની હાલમાં ૩૯ વરસની ઉંમરછે. તેઓ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત લશ્કરી સલામતિ અને ૧૭ તોપ ફોડી માન આપવામાં આવેછે,

---

# ભરતપુર.

આ રાજ્ય રાજપુતાણાના પૂર્વ ભાગમાં છેવાડું છે. તેના રાજ્યકર્તા જાતના જાટ અને તે "મહારાજા"ની પદવિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે ગુરગાણા જીલ્લો, ઇશાનકોણમાં મથુરાં જીલ્લો, પૂર્વે આગ્રા જીલ્લો, અગ્નિકોણમાં ધોળપુરનું રાજ્ય, દક્ષિણ અને નૈરૂત્યકોણમાં કિરોલી તથા જેયપુરનાં રાજ્ય અને પશ્ચિમે અલવરનું રાજ્ય છે.

આ રાજ્યનો **વિસ્તાર** ૧૯૭૪ ચોરસમૈલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૭૪૪૦૦૦ (સાત લાખ ચુંવાળીશ હજાર) માણસની છે. **વારસિક પેદાશ**—રૂ. ૩૦૦૦૦૦૦ (ત્રીશ લાખ) ને આશરે થાય છે. **દેશનું સ્વરૂપ**—દેશ ઘણું કરીને વાંકો ચુંકો પણ તે વિશેષ કરીને સપાટ છે. **નદી**—૧ બાણગંગા છે. જે પશ્ચિમે જેયપુરના મુલકમાંથી આવી આ દેશ પસાર કરી પૂર્વમાં આગ્રા જીલ્લામાં સીકોહાબાદની પાસે જમુનાં નદીને મળેછે, એ શિવાય બીજી નદી નથી તેથી લોકને પાણીની ઘણી તાણ પડે છે. **હવા**—ગરમછે. દિવસે તાપ અને રાત્રે ટહાડ ઘણી પડેછે. ઉનાળામાં દિવસે એટલો બધો તાપ પડેછે કે માણસના જીવ ઘણા અકળાઇ જાય છે. વરસાદ ઇશાનકોણ તરફથી આવેછે, પણ થોડો વરસેછે. **જમીન** તથા **નિપજ**— રાજપુતાણાનાં બીજાં બધાં રાજ્યો કરતાં આ રાજ્યની જમીન વિશેષ રસાળછે. નિપજમાં કપાસ, શેરડી, તમાકુ, અફીણ; ઘઉં, ચણા,

જુવાર, ડાંગર, ગળી, તલ અને તમામ જાતનાં કઠોળ થાય છે. **જનાવર**—કોઈ પ્રસિદ્ધ જાતનાં જનાવર થતાં નથી પણ ગાય, ભેંશ અને બળદ વિગેરે સારાં થાયછે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્ય કરીને જાટ, રાજપુત, ગુજર, મુસલમાન અને વાણીયા વિગેરે પરચુરણ જાતના કારીગરોની છે. દેશની ભાષા હિંદુસ્થાની છે. **રેલવે**—જેયપુર અને આગ્રા વચ્ચેની જે રેલવે લાઇન છે, તે આ રાજ્યમાં પશ્ચિમથી પૂર્વ તરફ પસાર થાયછે. એ લાઇન ઉપર ભરતપુર એ રેલવે સ્ટેશન છે. મુખ્ય શેહેર—**ભરતપુર**, એ આ દેશની રાજધાનીનું શેહેર ત્રણ મેલ લાંબુ અને સવા મેલ પહોળું આ દેશના ઘણું કરીને પૂર્વ ભાગમાં છે. એ શેહેર તેના માટીના પણ ઘણી ઉંચાઈ તથા પોહોળાઈના સરસમાં સરસ બચાવ વાળા કીલ્લાને લીધે હિંદુસ્થાનમાં ઘણું પ્રખ્યાત થઈ ગએલું છે. ઈ. સ. ૧૮૨૬ માં ઈંગ્રેજી લશ્કરથી આ કીલ્લો ઘેરાયો, ત્યાં સુધી તે ઘણોજ મજબુત હતો. એ વખત કીલ્લો અને તેના મોરચાઓનો નાશ કરવામાં આવ્યો. ઈ. સ. ૧૮૦૫ માં જનરલ લેક સાહેબે એ કીલ્લાને ઘેરો ઘાલ્યો, તે વખત તેણે ત્રણ હુમલા કીધા પણ ફતેહ પામ્યો નહોતો. એ વખત ઈંગ્રેજી ફોજમાં જે દેશી સીપાઇઓ હતા, તેમના મનમાં એવો વહેમ હતો કે એ કીલ્લો દેવીના રક્ષણ નીચેછે, વળી તે લોકોએ જનરલ લેકને એમ જાહેર કર્યું હતું કે એ કીલ્લાનું રક્ષણ દેવી કરેછે. દેવી પીળાં વસ્ત્ર પેહેરી વેણા ધારણ કરી હાથમાં ધનુષ અને બાણ તથા શંખ વિગેરે લઈ પોતે લડેછે. શેહેરમાં મહારાજાના મેહેલ સુંદરછે. ભરતપુર રેલવે સ્ટેશન વાળું શેહેરછે. તાર ઓફીસ અને પોસ્ટ ઓફીસ છે. શિવાય **બીયાણા**, **કુંભેર**, **પાયર** અને **દીગ**, એ પ્રસિદ્ધ શેહેરો છે. **દત્તકની સનંદ**—આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોય તો વગર નજરાણો આપે હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઈંગ્રેજ સરકાર તરફથી મળીછે. તેમજ "કૈસરેહિંદ" તરફથી **પાદશાહી વાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્ધતી ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફયુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૮૫૦૦ પેદલ, ૩૦૦૦ સ્વાર, ૩૮ તોપ અને ૨૫૦ ગોલંદાજ રાખવાની સત્તા છે.

**ઈતિહાસ**—ભરતપુર એ જાટ જાતના રાજાનું રાજ્ય છે. પ્રાચિન ગ્રંથોમાં જાટ એ ગેટી અથવા મેસેગેટીની જાતથી ઓળખાયલા છે. જાટ લોક પંજાબમાં બારી દુઆબના વચલા ભાગમાં અમૃતસરની આસપાસ

વસતા હતા, અને હાલ પણ ત્યાં તેમની વસ્તી વધારે છે* ગીજનીના

*શીખ, એ જાટ લોકમાંથી નીકળેલો એક ભેદ અથવા પંથ છે. શીખની વસ્તી પંજાબમાં વિશેષ છે. ઇંગ્રેજી રાજ્ય હિંદમાં વૃદ્ધી પામવા લાગ્યું, તેવા વખતમાં એ લોક બહાર પડી આવ્યા. સોળમા સૈકામાં જાટ માંથી શીખ પંથના લોક ઉત્પન થયા. એ જાતમાં નાનક નામનો પુરૂષ થયો, તે ધર્મનો અધ્યક્ષ બન્યો અને કંઇક હિંદુ તથા કંઇક મુસલમાની ધર્મના મતને મીશ્ર કરી તેણે નવો પંથ કહાડ્યો, જેને ઘણા લોકે સ્વીકાર્યો. નાનક શાન્તપણે ઉપદેશકનું કામ કરતો. ઔરંગજેબે એ ધર્મના લોક ઉપર જુલમ કરવા માંડ્યો, તેથી તેમણે ગુરૂગોવિંદ નામના બહાદુર પુરૂષને પોતાના ધર્મનો આગેવાન બનાવી તેના તાબામાં એ પંથના બધા શીખ લોક લડવઇયા બન્યા. મોગલાઈ રાજ્યની પડતીના વખતનો લાભ લઈ તેમણે ઘણો મુલક સંપાદન કર્યો. અને ઇ. સ. ૧૭૬૭ માં તેમણે લાહોરમાં પોતાની મુખ્ય ગાદી ઠરાવી. પ્રખ્યાત શીખ રાજા રણજીતસિંહ ઇ. સ. ૧૮૦૯ માં પંજાબ (લાહોર)ની ગાદીએ બેઠો. તેના વખતમાં શીખ લોકે ઘણી પ્રબળતા મેળવી. રણજીતસિંહે ફ્રેન્ચ તથા ઇટાલીયન લોકને પોતાની નોકરીમાં રાખી પોતાના લોકને યુદ્ધકળામાં પ્રવિણ બનાવ્યા. શીખ લોક એટલા બધા જોરાવર થઈ પડ્યા હતા કે ઇંગ્રેજોને રણજીતસિંહ સાથે દોસ્તી બાંધવાની જરૂર પડી હતી. આખો પંજાબ દેશ કાશ્મીર સહીત તેમના તાબામાં હતો. રણજીતસિંહના મરણ પછી ઇ. સ. ૧૮૪૪ માં ત્યાંના દરબારમાં ખુન ઉપર ખુન અને કાવત્રાં ઉપર કાવત્રાં થવા માંડ્યાં, તેમજ સામ સામે ટોળીઓ બંધાઈ. રણજીતસિંહ પછી કુંવર કરકસિંહ ગાદીએ બેઠો પણ ચાર મહીનામાં તેને ઝેર દઇને કોઇએ માર્યો. તે પછી કુંવર નેહાલસિંહ ગાદીએ બેઠો અને તે પણ તેજ દિવસે દગાથી મરાયો. તેના પછી તે રાજ્યના નિર્દય વજીર ધ્યાનસિંહે શેરસિંહને ગાદીએ બેસાડ્યો પણ પછવાડેથી તેણે શેરસિંહ તથા તેના કુંવરને મારી નાખ્યો. છેવટ ધ્યાનસિંહને સામા પક્ષવાળાએ માર્યો. હવે રણજીતસિંહની એક ચંદાકુંવર નામની રાણી હતી તેણે પોતાના કુંવર દુલીપસિંહને ગાદીએ બેસાડ્યો. રાણી રાજકારભાર કરતી હતી. પણ તેની પાસે તેનો એક યાર લાલસિંહ, ભાઇ જોહારસિંહ, જમુનો રાજા ગુલાબસિંહ અને ફોજનો મુખ્ય સેનાપતિ છતરસિંહ; એટલા આગેવાન પુરૂષ હતા, આ બધામાં લાલસિંહનું પુર ચલણ હતું. હવે શીખ અને ઇંગ્રેજો વચ્ચે લડાઇનો દેવ જાગ્યો. ઇ. સ. ૧૮૪૫ માં લડાઇની શરૂઆત થઈ અને તા ૮ મી માર્ચ સને ૧૮૪૭ ના રોજ સલાહના કોલ કરાર થયા. આ વખતથી લાહોરમાં એક ઇંગ્રેજ

મહમદપાદશાહે સોરઠમાં સોમનાથની ઇ. સ. ૧૦૨૪ માં લુંટ કરી અને ત્યાર પછી તેને ગીજની પાછો જતાં મુલતાન શેહેરની પાસે જાટ લોક તેના લશ્કર ઉપર તુટી પડ્યા હતા અને મુસલમાનોનો ઘાણ કહાડી નાખ્યો હતો. આ વેર મનમાં રાખીને મહમદ ઇ. સ. ૧૦૨૭ માં તેમના ઉપર ચઢી આવ્યો. પાદશાહ આ વખત એક મોટા લશ્કર સાથે આવ્યો હતો તેથી ઘણા જાટ મરાયા. સમરકંદનો પાદશાહ તૈમુર પશ્ચિમ અને મધ્ય એસિઆના દેશ જીતી ઇ. સ. ૧૩૯૮ માં દિલ્હી જતો હતો, તે વખત તેણે જાટ લોકના મુલક મુલતાન ઉપર લુંટ ચલાવી પરંતુ તેના સામે જાટ લોકો શહસ્ત્ર લઇને ખડા થયા. આ વખત તેઓની જો કે હાર થઈ હતી, તોપણ તેમણે ઘણા મુસલમાનને કાપી નાખ્યા હતા. તૈમુરના પછી તેના છઠ્ઠા વંશજ બાબરે ઇ. સ. ૧૫૨૬ માં દિલ્હી જીત્યું. આ જીતને માટે તે ઇ. સ. ૧૫૨૫ માં દિલ્હી જતો હતો, તે વખત પંજાબની હદમાં જાટ લોકો તેના સામે થયા, તથા ઘણા મુસલમાનોને માર્યા હતા. જાટ લોકની તોફાની ચાલને માટે મોગલપાદશાહોએ તેમના ઉપર વારંવાર લશ્કર મોકલવાં પડતાં હતાં અને તેથી તે લોક કેટલેક દરજ્જે આગળ વધતાં અટક્યા હતા; પરંતુ ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગજેબ પાદશાહના મરણ પછી રાજગાદીને માટે તેના શાહજાદાઓ અંદર અંદર

---

રેસીડેન્ટ નીમાયા. ફરી પાછું પંજાબમાં તોફાન ઉઠયું. આ વખત ઇંગ્રેજોએ જોરાવર શીખ ફોજને હરાવી અને ઇ. સ. ૧૮૪૯ ના માર્ચ માસમાં શીખરાજા દુલીપસિંહને પેનસન બાંધી આપ્યું તથા પંજાબ દેશ ખાલસા કર્યો. શીખ મહારાજા દુલીપસિંહ હાલ ઇંગ્લાંડમાં રહે છે અને તે ખ્રીસ્તી ધર્મમાં જઈ વટલાઈ ગએલો છે. તેણે એક યુરોપીયન રાણી કરીછે, જેના પેટથી છોકરા અને છોકરીઓની પ્રજા થએલી છે. ગઈ સાલમાં તે ઇંગ્લાંડથી હિંદુસ્થાન આવતો હતો, પણ ઇંગ્રેજ સરકારે તેને એડનમાં રોક્યો અને ત્યાંથી પાછો ઇંગ્લાંડ પહોંચાડી દીધો. હાલમાં હવે મોટામાં મોટું શીખરાજ્ય પંજાબમાં હીસ્સાર જીલ્લાની ઉત્તરમાં પતીયાલાનું છે. એ રાજ્યની વારસિક પેદાશ રૂ.૪૫૦૦૦૦૦(પીસતાળીશલાખ)ને આશરે થાયછે. રાજાનું નામ ટીકાજી રાજેંદ્રસિંહ છે, જેને બ્રિટિશ સરકાર તરફથી ૧૭ તોપનું માન મળે છે. એ રાજ્યના લશ્કરમાં ૨૭૫૦ પેદલ, ૬૦૦ સ્વાર, ૧૦૯ તોપ અને ૨૩૮ ગોલંદાજ રાખવાની સત્તા છે. અંબાલાના રેલવે સ્ટેશનથી પતીયાલા પશ્ચિમમાં ૪૫ મૈલને છેટેછે.

લડ્યા. આથી દિલ્હીની પાદશાહાત પડી ભાગ્યા જેવી થઈ; તેનો લાભ લઈને જાટ લોકો પોતાની બહાદુર અને તોફાની ચાલ અજમાવવા માટે બહાર પડી આવ્યા. તેમના સરદાર ચુડામણના તાબા નીચે રહી તેઓ એ કેટલાએક નાના નાના કીલ્લા બાંધ્યા તથા તેમાં રહી તેની આસપાસની જમીન કબજે કરી. તેઓ એ જમીનોમાં ખેતી કરતા અને જરૂર પડે ત્યારે લુંટ પણ કરતા હતા. તેઓ એટલાબધા તોફાની અને હીંમતવાન હતા કે વખતે પાદશાહી રાજધાનીના શેહેર દિલ્હીમાં પેશી પાદશાહના મેહેલમાં લુંટ કરતા હતા. આ વખત (ઈ. સ. ૧૭૧૩ થી તે ૧૭૧૯ સુધી) દિલ્હીનો પાદશાહ ફરૂખશીયર હતો, પણ તેની કુલ્લ સત્તા હુસેનઅલ્લી અને અબદુલ્લા નામના બે ભાઈ કે જે સૈયદ જાતના હતા તેમના હાથમાં હતી. તેમણે જેયપુરના રાજા જયસિંહ (બીજા) ને હુકમ કર્યો કેઃ— જાટ લોકોના કીલ્લાઓ ઉપર ઘેરા ઘાલો અને તે લોકનો નાશ કરો. જયસિંહે એક મોટા લશ્કર સાથે ચઢાઈ કરી જાટના કીલ્લા ઘેર્યા. પરંતુ તે માટીના અને વળી મજબુત હતા તેથી જયસિંહે હારખાઈ પાછા નાશી જવું પડયુ. થોડા દિવસ પછી જાટ સરદાર ચુડામણે પોતાના ભાઈ બદનસિંહને કેદ કર્યો. બદનસિંહ કેદમાંથી નાઠો અને પોતાની સાથે કેટલાએક જાટને લઈને જયસિંહ પાસે જેયપુર ગયો. કહેવત છે કે "જેનું ઘર ફુટ્યું તેનું કર્મ ફુટ્યું;" ત પ્રમાણે બદનસિંહે જયસિંહને લલચાવ્યો અને તે પોતે જયસિંહને લઈને પાછો આવ્યો. આ વખતની લડાઈમાં જાટ સામે જાટ હતા, જેથી ચુડામણ હાર્યો અને તે પોતે તથા તેનો દીકરો નાશી ગયા. હવે જાટની સરદારી બદનસિંહના હાથમાં આવી. આ વખત જયસિંહે પાદશાહ તરફથી બદનસિંહને દીગગઢ આગળ રાજ્યાભિષેક કર્યો.

બદનસિંહને ઘણા કુંવર હતા, જેમાંના સુરજમલ, સુભરમ, પરતાપસિંહ, અને બીરનારાયણ; એ વધારે પ્રખ્યાત હતા. જેમ જેમ પાદશાહી વધારે નબળી પડતી ગઈ, તેમ તેમ બદનસિંહે તેનો લાભ લઈ કેટલાંક નવાં પ્રગણાં જીતી લીધાં. બદનસિંહનો વિચાર ઉપલા ચારમાંના ત્રીજા કુંવર પ્રતાપસિંહને ગાદીએ બેસાડવાનો હતો. પરંતુ વડા કુંવર સુરજમલે પોતાના પીતાના મરણ પછી યુકતીથી તે વિચાર પાર નહી પડવા દેતાં પોતે રાજા થવું એમ નિશ્ચય કર્યું. સુરજમલે પેહેલું કામ એ કર્યું કે તેમના એક કૈમા નામના સરદારના તાબામાં ભરેતપુરનો કીલ્લો હતો તે પોતે જીતી લીધો અને ત્યાં રાજધાની બાંધી. આ વખતથી સુરજમલ

ભરતપુરના રાજા થયા. ઈ. સ. ૧૭૫૪ માં વજીર ગાજીઉદીન, જેપુરના રાજા માધુસિંહ અને મરેઠાના મળેલા એકત્ર લશ્કર સામે સુરજમલને લડાઈમાં ઉતરવું પડયું, જેમાં સુરજમલ હાર્યા, પરંતુ આ વખતની લડાઈમાં તેમણે દુષ્મનોનો ઘાણ કહાડી નાખ્યો હતો. મરેઠાઓએ મોગલ પાદશાહીને જીતી લેવા માટે સદાશિવરાવ ભાઉની સરદારી નીચે દિલ્હી તરફ કુચ કરી. આ વખત મરેઠાની મદદમાં સુરજમલ પોતાના ૩૦૦૦૦ (ત્રીશ હજાર) જાટને લઈને દિલ્હી ગયા હતા. સુરજમલ અને કેટલાએક મરેઠા સરદારોનો અભીપ્રાય એમ હતો કે મહાન સિવાજીરાવ અને પ્રખ્યાત બાજીરાવ પેશ્વાની જુની મરેઠી રીતે નાસતા ભાગતા લડવું અને મોગલોને અનાજ વિગરેનો ટોટો પડે તેમ કરવું, પણ તે સલાહ સદાશિવરાવ ભાઉએ માની નહી. આથી સુરજમલ નારાજ થઈ ભરતપુર પાછા આવતા રહ્યા. મરેઠા અને મોગલો વચ્ચે તા. ૭ મી જાન્યુઆરી સને ૧૭૬૧ ના રોજ પાણીપતના મેદાનમાં મહાભારત યુદ્ધ થયું; જેમાં મરેઠા હાર્યા તથા મરાયા અને તેમના દેશ દક્ષિણમાં લાખો સોહાગણોના શણગાર ઉતર્યા તથા ઘેરેઘેર સ્નાન મંડાડાં. એમ કહેવાય છે કે આ લડાઇમાં ૨૦૦૦૦૦.(બે લાખ) માણસ કપાઈ મુઉ હતું.

મરેઠાની આ હારથી તેમની જે પડતી થઈ તેનો લાભ લઈને સુરજમલે આગ્રા કબજે કર્યું અને ત્યાંના પ્રખ્યાત કીલ્લા ઉપર પોતાના તરફના શુરવિર જાટોને રક્ષણ માટે મુકયા. ઇ. સ. ૧૭૬૩ માં જાટ રાજા સુરજમલ અને જેયપુરના રાજા માધુસિંહ, એમની વચ્ચે લડાઇનું વાદળ ઘેરાયું, લડાઈ મહા ભયંકર સળગી અને સુરજમલ હાર્યા, પણ જેયપુરના મુખ્ય મુખ્ય સરદારો કતલ થયા તથા ત્યાંનો રાજા માધુસિંહ સખ્ત રીતે ગવાયો અને ચોથે દિવસે મરણ પામ્યો. સુરજમલે ઈ. સ. ૧૭૬૪ માં દિલ્હી ઉપર ચઢાઇ કરી અને તે શેહેરની નજીકમાં છાવણી કરી પડ્યા હતા. એ છાવણીમાંથી એક વખત પોતે શીકારે ગયા હતા, ત્યાં બલુચી ઘોડેસ્વારોની એક ટુકડીએ તેમને પરભાર્યા જંગલમાં ઘેર્યા અને ત્યાંજ કતલ કર્યા.

સુરજમલના મરણ પછી તેમના કુંવર જવાહીરસિંહ ભરતપુરની ગાદીએ બેઠા. આ રાજા જેયપુર સાથેની લડાઈમાં મરાયા અને તેમના પછી તેમના ભાઈ રતનસિંહ ગાદીએ બેઠા. આ રાજા ઉદાર પણ ભોળા દિલના હતા. તેમને મથુરાંના એક ઠગારા બ્રાહ્મણે કહ્યું કે હું તમને

હલકી ધાતુનું સોનું કરી આપુ. આ બ્રાહ્મણે ઘણા લોકને આ પ્રમાણે ઠગી ભારે દોલત મેળવી હતી. રતનસિંહ આ બ્રાહ્મણના યુક્તીસર બોલવાથી લોભાયા અને સોનું કરવા પરવાનગી આપી. બ્રાહ્મણે ભઠ્ઠી ચઢાવી અને જે દિવસે સોનું થશે એમ મુકરર મુદત બતાવી હતી તે દિવસે તેના મનમાં દેહશત લાગી કે જો કદી રાજા ઠગાયો નહી તો તે પ્રાણ લેશે. આ દેહશતને લીધે તેણે રતનસિંહને એકાંતમાં બોલાવી તેમના કાળજામાં ચાકુ મારી પ્રાણ લીધો.

રતનસિંહના મુઆ પછી તેમના બાળકુંવર કેશરીસિંહ ગાદીએ બેઠા. કેશરીસિંહ બાળક હોવાથી તેમનું વાલીપણું તેમના કાકા નેવલસિંહને મળ્યું. નેવલસિંહ બુદ્ધિશાળી પુરૂષ હતો, પરંતુ તે શત્રુઓની સામે લડવાને ઘણોજ અશક્ત હતો. જ્યારે દુશ્મનો ભરતપુર ઉપર ચઢી આવતા ત્યારે નેવલસિંહ દીગના કીલ્લામાં ભાઈ પેસતો, એટલુંજ નહી પણ દેહશતને લીધે તે ઘણુંખરૂં તેજ કીલ્લા રહેતો હતો; જ્યાં તે ઇ. સ. ૧૭૭૩ માં જલંદરના રોગથી મરણ પામ્યો. તેના પછી સુરજમલનો ત્રીજો કુંવર નામલસિંહ વાલી ઠર્યો. એ નામલસિંહનો નાનો ભાઈ રણજીતસિંહ, રાજ્ય લોભી હોવાથી મોગલાઈ સરદાર મીરજાનજફખાન પાસે ગયો અને તેને પોતાની મદદમાં બોલાવ્યો. મીરજાની મદદથી આગ્રાનો કીલ્લો તેના કબજામાં આવ્યો.

થોડા દિવસમાં મીરજાને રોહીલખંડમાં જવાની જરૂર પડી એટલે નામલસિંહે હીંમત પકડી તથા દિલ્હી તરફ સ્વારી કરી. તેણે સીકંદરાબાદને ઘેરો ઘાલ્યો અને તે શેહેર કબજે કર્યું, પરંતુ વધારે દિવસ તે તેના કબજામાં રહ્યું નહી. તેણે સમરૂના કેળવાયલા કવાયતી લશ્કરને લઇને દિલ્હીની દક્ષિણે ૬૦ મૈલ ઉપર આવેલા હોદલ નામના શેહેર ઉપર હુમલો કર્યો; એટલામાં મીરજા અને રણજીતસિંહે તેના ઉપર સામો હુમલો કરવાથી નામલસિંહ તથા સમરૂ ત્યાંથી નાઠા. પ્રથમ તે કોટબન અને ત્યાર પછીથી દીગના કીલ્લા તરફ ગયા. મીરજા દીગના કીલ્લા તરફ તેમના પછાડી આવી પહોંચ્યો તથા ઘેરો ઘાલ્યો પણ તેને જીતી શક્યો નહી. તેણે એક એવી યુક્તી કીધી કે જેથી કરીને નામલસિંહને પોતાની લાલચ માટે બરસાણા તરફ જવાની જરૂર પડી. તે બરસાણે ગયો એટલે મીરજા અને રણજીતસિંહે દિગનો કીલ્લો જીતી કબજે કરી લીધો. આ કીલ્લો જીતવામાં તેમને એક વરસ સુધી ત્યાં ઘેરો રાખવાની જરૂર પડી હતી.

દીગનો કીલ્લો તેમણે જીત્યો એટલે નામલસિંહ છેક હિંમત હારી ગયો. હવે રણજીતસિંહે રાજધાનીનું શેહેર ભરતપુર પણ જીતી લીધું. મીરજા અને રણજીતસિંહે મળીને આ જીતો કીધી હતી, તેથી તેમની વચ્ચે તકરાર ઉઠી, પણ રણજીતસિંહની માએ તેમની બંનેની વચ્ચે એવો નીકાલ કરી આપ્યો કે બધો દેશ રણજીતસિંહના હવાલામાં આવે અને મીરજાને રૂ.૭૦૦૦૦૦ (સાત લાખ) રોકડા આપે. ઈ. સ. ૧૭૮૨ માં મીરજા મરણ પામ્યો, એટલે જાટ રાજાના તાબાનો બધો દેશ સિંધિયાએ જીતી લીધો હતો, પણ સુરજમલની વિધવાના વચ્ચે પડવાથી સિંધિયાએ રૂ.૧૦૦૦૦૦૦ (દશ લાખ) રોકડા લઈને ૧૧ પ્રગણાં રણજીતસિંહને પાછાં આપ્યાં. વળી થોડી મુદત પછી સિંધિયાના જનરલ પેરાનની રણજીતસિંહે સારી નોકરી બજાવેલી તેથી રૂ.૪૦૦૦૦૦ (ચાર લાખ) લઈને બીજાં ૩ પ્રગણાં ઈનામ તરીકે આપ્યાં. ગાદીનો ખરો માલીક કેશરીસિંહ હતો, તે મરણ પામવાથી **રણજીતસિંહ** ભરતપુરના સ્વતંત્ર રાજા બન્યા.

રણજીતસિંહના રાજ્યનાં પેહેલાં વરસોમાં પ્રજાને તે ઘણા જુલમી થઈ પડ્યા હતા. તા. ૧લી નવેમ્બર સને ૧૮૦૩ ના રોજ લાસ્વારી ગામની પાસે ઈંગ્રેજો અને દોલતરાવ સિંધિયા, એમની વચ્ચે એક મહાભારત યુદ્ધ થયું. આ વખતના યુદ્ધમાં લૉર્ડ લેકને રણજીતસિંહે પોતાના ઘોડેસ્વાર લશ્કરથી એવી સરસ મદદ કીધી હતી કે જેથી ઈંગ્રેજોની જીત થઈ. આ મદદના બદલામાં ઈંગ્રેજ સરકારે રૂ.૭૦૦૦૦૦ (સાતલાખ) લઈને ૫ પ્રગણાં તેમને આપ્યાં.

સાંધીયાની સાથેની લડાઈની વખતમાં તેમને ઈંગ્રેજો સાથે તા. ૨૭મી ફેબ્રુઆરી સને ૧૮૦૪ ના રોજ સંબંધ બંધાયો તથા તે વખતથી તેમને ભરતપુરના રાજ્યના સ્વતંત્રપણાને માટે ઈંગ્રેજો તરફથી બાંયધરી મળી, એટલુંજ નહી પણ મરેઠાઓને ખંડણી આપવામાંથી ભરતપુરનું રાજ્ય મુક્ત થયું. વળી જો કદી ભરતપુર ઉપર બીજો કોઈ રાજા ચઢી આવેતો ઈંગ્રેજો ભરતપુરનું રક્ષણ કરે એમ ઠર્યું.

રાજા અને ઈંગ્રેજો વચ્ચે આ પ્રમાણે મીત્રાચારી ચાલતી હતી. પરંતુ થોડા વખતમાં રણજીતસિંહના વિચાર પલટાયા, જ્યારે જસવંતરાવ હોલકર અને ઈંગ્રેજો વચ્ચે લડાઈ સળગી, ત્યારે ઈંગ્રેજ સેનાપતિએ રાજા રણજીતસિંહને લખ્યું કે તમારૂ લશ્કર અમારી મદદમાં મોકલો. રણજીતસિંહે પ્રથમ બહાનાં બતાવ્યાં અને છેવટ ચોખ્ખી ના કહી, એટલુંજ નહી

પણ તે હોલકરની મદદમાં જઈ ભળ્યા અને ઈંગ્રેજો સામે લડ્યા. તા. ૧૩ મી નવેમ્બર સને ૧૮૦૪ ના રોજ દીગની પાસે લડાઈ સળગી, જેમાં હોલકરની હાર થઈ અને તે નાઠો તથા તેનાં કેટલાંક માણસ દીગના કીલ્લામાં ભરાઈ પેઠાં. થોડા દીવસ પછી એટલે તા. ૧૬ મી ડીસેમ્બરના રોજ ઈંગ્રેજી લશ્કર લેકની સરદારી નીચે દીગના કીલ્લા તરફ ચાલ્યું. હોલકર અને રણજીતસિંહનાં લશ્કરી માણસ કીલ્લાની અંદર તથા આસપાસ ગોઠવાયાં હતાં અને શેહેરની બે બાજુ જબરા મોરચા બાંધ્યા હતા. થોડા દીવસમાં ઈંગ્રેજી ફોજે કોટ તોડીને અંદર જવાનો રસ્તો પાડ્યો તથા મોરચા બાંધ્યા. આથી અંદરનાં માણસ બહાર નીકળી નાશી ગયાં અને કીલ્લો તા. ૨૩ મી ડીસેમ્બરના રોજ ઈંગ્રેજોને કબજે થયો. દિગના કામથી પરવાર્યાં પછી ઈંગ્રેજી લશ્કર જાટ રાજાની ગાદીના શેહેર ભરતપુર ઉપર ચઢી આવ્યું.

તા. ૭ મી જાન્યુઆરી સને ૧૮૦૫ ના રોજ ભરતપુરને ઘેરો ઘાલ્યો. ભરતપુર શેહેરનો ઘેરાવ ચારપાંચ ગાઉ સુધીમાં હતો અને તેની ચારે બાજુ ફરતો માટીનો મજબુત *કીલ્લો તથા તેના પછાડી પાણીની એક જબરી ખાઈ હતી. આ કીલ્લાના રક્ષણ માટે હજારો માણસનું લશ્કર હતું. જાન્યુઆરી માસની તારીખ ૯ મી અને ૨૧ મી તથા ફેબ્રુઆરીની તા. ૨૦ મી અને ૨૧ મી; એ રીતે ચાર વખત ઈંગ્રેજી લશ્કરે ભરતપુરના કીલ્લા ઉપર હુમલા કર્યા, પરંતુ ચારે વખત તેમની હાર થઈ. આ હુમલાઓ વખત જાટ રાજા રણજીતસિંહનું જાટ લશ્કર અને તેમની પ્રજા બહુ બહાદુરીથી ઈંગ્રેજો સામે લડી. ઈંગ્રેજી જે જે ટુકડીઓ મોખરે આવતી હતી, તેમના ઉપર કીલ્લા ઉપરથી મોટા મોટા પથ્થર પડતા હતા. એટલુંજ નહી પણ ગરમ કરેલાં તેલનાં વાસણ નાખી તેમને દઝાડતા હતા. વળી કીલ્લાપરથી તોપ ચાલતી હતી અને ધાણીની માફક બંદુકો ફુટતી હતી. આથી હજારો ઈંગ્રેજી યોદ્ધાઓનો નાશ થવા માંડ્યો હતો. ઈંગ્રેજી ફોજના સોલજરો કીલ્લાની ભીંતોમાં સંગીન ખોશી તેના આધારથી ટોચે ચઢી ઇંગ્રેજી વાવટા ચઢાવતા હતા, પણ રાજા રણજીતસિંહના યોદ્ધાઓ ત્યાં તેમને કતલ કરતા હતા. ઈંગ્રેજી સૈન્યે ઘણી બહાદુરી બતાવ્યા છતાં માટીનો અને વળી તે જબરો કીલ્લો હોવાથી તેમાં ફાવી શક્યા નહી,

---

*આ માટીનો કીલ્લો વધારે ઊંચો અને ૬૦ ફીટ (૩૦ સુથારીઆ ગજ) પોહોળો હતો. એ કીલ્લો ઓરંગજેબ પાદશાહના વખતમાં જાટ લોકોએ તેનું ખુણગું લુંટીને તે પૈસા વડે બાંધ્યો હતો.

ત્યારે છેવટ લૉર્ડ લેકે વિચાર કર્યો કે હુમલા કરેથી ભરતપુરનો કીલ્લો જી-તાશે નહી, માટે કીલ્લાની અંદરનાં માણસ બહાર નીકળવા પામે નહી એવો બંદોબસ્ત રાખવો જોઇએ, આ પ્રમાણે તેમણે કીલ્લાને ચારે બા-જુથી ઘેરી લીધો. રણજીતસિંહ આ લડાઇઓથી કંટાળી ગયા હતા, તે-મજ તેમનો મળતીયો હોલકર પણ આ વખત દમ વગરનો થઈ ગયો હતો, તેથી રણજીતસિંહે ઈંગ્રેજી છાવણીમાં લૉર્ડલેક તરફ સલાહનાં કેહેણ મો-કલ્યાં. એ વખતની ઠામ ઠામની ચાલતી લડાઇઓને લીધે જે કેર વરતી રહ્યો હતો અને તેથી દેશની ઘણી ખરાબી થતી હતી, તેથી રણજીતસિંહની વાત કબુલ રાખી અને તા. ૧૭ મી એપ્રીલ સને ૧૮૦૫ ના રોજ બંને વચ્ચે સલાહના કોલકરાર થયા. આ સલાહમાં એમ ઠર્યું હતું કે:—આ લડાઇના ખરચ બદલ રણજીતસિંહે રૂ.૨૦૦૦૦૦૦ *(વીશલાખ) આપવા. ઈંગ્રેજ સરકારે તેમને ઈ. સ. ૧૮૦૩ માં જે પ્રગણાં આપ્યાં હતાં તે પાછાં આપવાં અને રણજીતસિંહ ઈંગ્રેજો સાથે મળતા પણું રાખે છે કે નહી તેની ખાત્રી થતા સુધી દીગનો કીલ્લો ઈંગ્રેજોના કબજામાં રહે. એમ કહેવાય છે કે ઉપર બતાવેલી ભરતપુરની લડાઈ વખત ઈંગ્રેજ સરકા-રનાં ૩૨૦૦ માણસ મરાયાં હતાં.

રણજીતસિંહને ઈંગ્રેજો સાથે લડતાં પૈસા સંબંધી ઘણું નુકશાન થયું, એટલુંજ નહી પણ રાજ્ય અને દેશની ઘણી ખરાબી થઈ હતી; તોપણ આ કામથી હિંદનાં દેશી રજવાડાં અને લોકો તરફથી ભારે માન પામ્યા; કેમકે ઈંગ્રેજી લશ્કરને આ દેશની લડાઇઓમાં પાછું હઠવું પડ્યાનો દા-ખલો તે વખત સુધીમાં પેહેલવેલો એટલો એજ હતો.

રણજીતસિંહ ઇ. સ. ૧૮૦૭ ની સાલમાં મરણ પામ્યા. તેમના પછી તેમના વડા કુંવર **રણધીરસિંહ** ભરતપુરની ગાદીએ બેઠા. આ નવા રા-જાએ પણ ઈંગ્રેજો સાથેની સલાહ તુટે એવાં કમ કર્યાં, પરંતુ ઈંગ્રેજોએ હજારો માણસના જાનની ખુવારી થાય તેમ ધારી દર ગુજર કરી અને સલાહ તોડી નહી. ઈંગ્રેજ અને પીંઢારાઓ વચ્ચે ઇ. સ. ૧૮૧૭ માં લડાઈ થઈ, તે વખત રણધીરસિંહે ઈંગ્રેજોની મદદમાં પોતાનું લશ્કર મોકલ્યું હતું. આ રાજાનું તા. ૭ મી અકટોમ્બર સને ૧૮૨૩ ના રોજ મરણ થયું. તેમને કુંવર નહોતો તેથી તેમના ભાઈ **બળદેવસિંહ** ગાદીએ બેઠા. બળદેવસિંહ

*એ વિશ લાખમાંથી રૂ.૭૦૦૦૦૦ (સાતલાખ) પછવાડેથી માફ થયા હતા.

ફક્ત દોઢ વરસ રાજ્ય કરી તા. ૨૬ મી ફેબ્રુઆરી સને ૧૮૨૫ ના રોજ મરણ પામ્યા. તેમના પછી તેમના ૬ વરસના બાળકુંવર બળવંતસિંહ ગાદીએ બેઠા. ઈંગ્રેજ સરકાર તરફનો રાજપુતાણા અને માળવાનો રેસીડેન્ટ સર ડેવીડ ઓકટર્લની દિલ્હીમાં રહેતો હતો, તેણે તેમનું ગાદીએ બેસવું કબુલ રાખ્યું, પરંતુ બીજે વરસે તેમના કાકાના દીકરા દુરજનસાલે ભરતપુરના રાજ્ય ઉપર પોતાનો દાવો છે, એમ બતાવી બાળરાજા બળવંતસિંહ તથા તેમની મા મીરતકુંવરબાને કેદ કર્યાં અને તેમના વાલી તેમના મામાનું ખુન કર્યું, એટલુંજ નહી પણ ભરતપુરનો કીલ્લો કબજે કર્યો. વળી કિરોલીના રાજા હરબક્ષપાળ અને બીજા પડોશીઓના લશ્કરની મદદ મેળવી પોતે મજબુત થયો. આ ખબર સાંભળી સર ડેવીડ ઓકટર્લનીએ પોતાનું લશ્કર ભેગુ કર્યું તથા તેને દુરજનસાલના સામે થવા ભરતપુર મોકલ્યું. એવામાં ગવરનર જનરલ લૉર્ડ આમ્હર્સ્ટે એ પ્રમાણે લશ્કર મોકલવું બાજબી નથી. એમ કહી તેને પાછું બોલાવા હુકમ કર્યો. આથી રેસીડેન્ટે પોતાને અપમાન થયું એમ સમજી પોતાના હોદ્દાનું રાજીનામું મોકલ્યું. હવે ભરતપુરમાં ભારે અવ્યવસ્થા ચાલી, એટલુંજ નહી પણ દુરજનસાલના જુલમથી ભરતપુર અને તેની આજુબાજુના દેશમાં બળવા ખડા થયા. હવે ગવરનર જનરલનું ચીત ઠેકાણે આવ્યું અને બાળરાજાને કેદમાંથી છોડવવા તથા દુરજનસાલને કબજે કરવા અને દેશની વ્યવસ્થા કરવા માટે નવા રેસીડેન્ટ સરચાર્લસ મેટકાફની સહીનાં જાહેરનામાં તા. ૧૦મી નવેમ્બર સને ૧૮૨૫ ને રોજ ફેરવાવ્યાં તથા ૨૫૦૦૦ (પચીશ હજાર) માણસનું લશ્કર કમાનડર ઇનચીફ લૉર્ડ કોમ્બરમિઅરની સરદારી નીચે ભરતપુર તરફ મોકલ્યું. દુરજન સાલની મદદમાં પણ ભરતપુરમાં ઘણું લશ્કર ભેગું થયું હતું. તેની મદદમાં વધારે માણસ ભેગુ થવાનું કારણ એટલુંજ હતું કે ઇ. સન ૧૮૦૫ ની સાલમાં લૉર્ડ લેકની સરદારી નીચેના લશ્કરે ભરતપુર લેવામાં હાર ખાધી હતી, તેથી દેશના લોક એમ સમજતા હતા કે ભરતપુરનો કીલ્લો ઈંગ્રેજોથી જીતાવાનો નથી, વળી દુરજનસાલ આપણા દેશનું રક્ષણ કરવાને માટે લડવા તૈયાર થયો છે, તેથી તેની મદદમાં રહીને જીવ જતા સુધી પણ ઈંગ્રેજો સામે લડવું.

તા. ૧૦ મી ડીસેમ્બર સને ૧૮૨૫ ના રોજ લૉર્ડ કોમ્બરમિઅર લશ્કર અને મોટા તોપખાના સાથે ભરતપુરની નજીકમાં આવ્યો. ઈંગ્રેજી ફોજે કીલ્લા ઉપર તોપ ચલાવવા માંડી, પણ કીલ્લાની ભીંતો માટીની તથા

તે ઘણીજ પોહોળી હોવાથી ગોળા જરા પણ કીલ્લા ઉપર અસર કરી શક્યા નહી. આથી છેવટ સુરંગ ફોડવા વિચાર કર્યો અને તેમ કરી કીલ્લામાં બાખું પાડ્યું. આ સુરંગ ફોડવામાં ઈંગ્રેજોનાં ઘણાં માણસ મરાયાં, પણ બાખું પડવાથી તેઓ કીલ્લામાં પેઠા અને તેને તાબે કરી લીધો.

હવે દુરજનસાલના નાસવાના વિચારમાં હતો અને તે નાઠો પણ ખરો, પરંતુ ઇંગ્રેજી ફોજે તેના પછાડી પડી પકડી લીધો. એમ કહેવાય છે કે ભરતપુરનો કીલ્લો જીતવામાં ઈંગ્રેજોએ જે સુરંગ ફોડી, તે કામ તેમણે તા. ૨૩ મી ડીસેમ્બરથી શરૂ કર્યું હતું, તે તા. ૧૭ મી જાન્યુઆરીએ પુરૂં થયું હતું અને તા. ૧૮ મી જાન્યુઆરીએ કીલ્લો જીતાયો. દુષ્ટ દુરજનસાલને આ તેના મોટા ગુન્હાઓને માટે કેદ કર્યો અને તેને એક રાજકીય બંધવા તરીકે અલ્લાહાબાદમાં ઈંગ્રેજી લશ્કરના જાપતા નીચે રાખવામાં આવ્યો હતો.

બાળરાજા બળવંતસિંહને તેમની મા મીરતકુંવરબાના વાલીપણા નીચે અને પોલીટીકાલ એજંટની દેખરેખ નીચે ઈ. સ. ૧૮૨૬ માં ભરતપુરની ગાદીએ ફરીથી બેસાડ્યા. આ વખત ઈંગ્રેજોએ બુરજ તથા કોટબંધી ઘણી ખરી તોડી પાડી હતી તથા તેમ કરી કીલ્લાને નબળો કર્યો. મીરતકુંવરબાએ રાજકારભારમાં ઘણી ખરાબ વર્તણુંક ચલાવી, જેથી પોલીટીકાલ એજંટે તેમને સારી પેઠે ધમકી આપી, આથી તે મેહેલમાં પેશી ગયાં અને દરવાજા બંધ કરી તાળાં માર્યાં. આ વખત બાઈએ કહ્યું કે જો કંઈ પણ તેમના વિશે હીલચાલ થતી જણાશે તો તે પોતે આપઘાત કરીને મરશે. એ બાઈને રાજકારભારમાંથી દુર કર્યાં અને ઈંગ્રેજ સરકારે ભરતપુરના રાજકારોબાર માટે એક રીજન્સી કોંસીલ નીમી તથા દરેક ખાતામાં પોતાના ભરૂસાના અમલદારોની નીમનોકો કીધી. ઈ. સ. ૧૮૩૦ માં ભરતપુરના દિવાન જવાહીરલાલનું મરણ થવાથી રાજ્યને ઘણું નુકશાન પહોચ્યું. આ દિવાનના મરણ પછી ઘણું અંધેર ચાલવા માંડ્યું, જેથી ઈંગ્રેજ સરકારે ભરતપુરનો એક આબરૂદાર ગ્રહસ્થ ભોળાનાથ નામનો હતો તેને દિવાન બનાવ્યો. હવે રાજકારભાર સુધારાપર આવ્યો. બળવંતસિંહ ઈ. સ. ૧૮૩૫ માં ૧૭ વરસની ઊંમરના થવાથી તેમને રાજ્યનો કુલ અધિકાર સોંપવામાં આવ્યો. આ વખતથી રીજન્સી કહાડી નાખી તથા ભરતપુરમાં જે ઈંગ્રેજી લશ્કર રહેતું હતું તેને પણ ઈંગ્રેજસરકારે પાછું બોલાવી લીધું.

રાજા બળવંતસિંહે સ્વતંત્ર રાજા થયા પછી તેમણે બહુ ડહાપણ અને નીતિથી રાજ ચલાવ્યું. ભોળાનાથે ઈ. સ. ૧૮૪૦ સુધી દિવાનગીરી કીધી. બળવંતસિંહના ઉમદા રાજકારોબારથી બ્રિટિશ સરકાર તેમના ઉપર રાજી થઈ અને તેથી આગલી લડાઇઓને લીધે રાજ્યને માથે જે વ્યાજ સાથે ઈ. સ. ૧૮૩૯ સુધીમાં રૂ.૨૫૪૯૦૦૦(પચીશ લાખ ઓગણપચાસ હજાર) નું કરજ થઈ ગયું હતું, તેમાંથી વ્યાજ માફ કર્યું.

રાજા બળવંતસિંહ પોતાની ૩૫ વરસની જુવાન ઉંમરમાં એટલે સને ૧૮૫૩ ની સાલમાં મરણ પામ્યા. તેમના પછી તેમના બાળકુંવર **જસવંતસિંહજી** ગાદીએ બેઠા. તે વખત તેમની છોટી ઉંમર હોવાથી પોલીટીકાલ એજંટની દેખરેખ નીચે પાંચ સરદારોની એક રીજન્સી કૌંસીલ નીમી તેની મારફત રાજકારોબાર ચલાવવામાં આવ્યો હતો. મહારાજા જસવંતસિંહને ત્યાં તા. ૨૬ મી જાન્યુઆરી સને ૧૮૬૮ ના રોજ પાટવી કુંવરનો જન્મ થયો. ભરતપુરના રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણે આપે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળીછે.

નામદાર મહારાણી વિકટોરિયાએ "કૈસરેહિંદ" એ પદ ધારણ કર્યું તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લૉર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો હતો, તે વખતના દરબારમાં મહારાજા જસવંતસિંહજી દિલ્હી પધાર્યા હતા. આ દરબારમાંથી તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો, જેને લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો હતો. મહારાજા જસવંતસિંહજીની હાલ ૩૬ વરસની ઉંમર છે. મહારાજા બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૭ તોપ ફોડી માન આપવામાં આવેછે.

---

# ધોળપુર.

આ રાજ્ય રાજપુતાણાના પૂર્વ ભાગમાં છેક છેવાડું છે. તેના રાજકર્તા ભરતપુરના જેવા જાતના જાટ અને તે "મહારાણા"ની પદવિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તર અને ઇશાન કોણમાં આગ્રા જીલ્લો, પૂર્વ અને અગ્નિ કોણ તરફ ગ્વાલિયરનું રાજ્ય, દક્ષિણ અને નૈરુત્ય કોણ તરફ કિરોલીનું રાજ્ય અને વાયવ્ય કોણ તરફ ભરતપુરનું રાજ્ય છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૬૨૬ ચોરસ મૈલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૫૦૦૦૦૦ (પાંચ લાખ) માણસની છે. **વારસિક પેદાશ**—રૂ.૧૨૦૦૦૦૦ (બાર લાખ) ને આશરે થાયછે. **દેશનું સ્વરૂપ**—દેશ ઘણું કરીને જમરૂખના આકારમાં છે. નૈરૂત્ય કોણ શિવાયનો ભાગ સપાટ છે. **નદી**—૧ ચંબલ, એ નૈરૂત્ય કોણ તરફથી કિરોલીની દક્ષિણ તથા પશ્ચિમે થઈને આ રાજ્ય અને ગ્વાલીયરના રાજ્યની સરહદ કરી અગાડી જતાં આગ્રા જીલ્લામાં જુમનાને મળેછે. ૨ બાણગંગા એ ભરતપુરનો મુલક પસાર કરી આ રાજ્યની ઉત્તર સીમા ઉપર થઈ અગાડી જતાં જુમનાને મળેછે. **હવા**—ગરમ છે. દિવસે તાપ અને રાત્રે ટહાડ ઘણી પડેછે. વરસાદ ઇશાન કોણ તરફથી આવેછે, પણ થોડો વરસેછે. **જમીન** તથા **નિપજ**—આ રાજ્યની જમીન રસાળ પણ ભરતપુર કરતાં ઉતરતા પ્રતની છે. નિપજમાં કપાસ, શેરડી, તમાકુ, અફીણ ઘઉં, ચણા, જુવાર, ડાંગર, ગળી, તલ અને તમામ જાતનાં કઠોળના થાયછે. **જનાવર**—ગાય, ભેંશ અને બળદ એ વિગેરે થાયછે. **લોક** તથા **ભાષા**—વસ્તી મુખ્ય કરીને જાટ, રાજપુત, ગુજર, મુસલમાન અને વાણીયા વિગેરે પરચુરણ કારીગરોની છે. દેશની ભાષા હિંદુસ્તાની છે. **રેલવે**—આગ્રાથી ગ્વાલિયર સુધીની "સિંધિયા સ્ટેટ રેલવે" એ નામની લાઇન છે. તે આ રાજ્યના મુલકમાં ઉત્તરથી તે દક્ષિણ તરફ પસાર થાયછે. **મુખ્ય શેહેર** **ધોળપુર**—એ આ દેશની રાજધાનીનું કીલ્લાવાળું શેહેર આ દેશના અગ્નિ કોણ તરફના ભાગમાં છે. એમાં મહારાણાની ગાદી છે. તેમના મેહેલ સુંદર બાંધણીના છે. આ શેહેર આગળ રેલવે સ્ટેશન છે અને તે આગ્રાથી દક્ષિણમાં ૩૪ મૈલ તથા ગ્વાલિયરથી ઉત્તરમાં પણ જરા વાયવ્ય કોણ તરફ ૩૩ મૈલને છેટે છે. તાર તથા પોષ્ટઓફીસ છે. શિવાય **રાજખેડા** અને **બારી**—એ પ્રસિદ્ધ શેહેર છે. **દત્તકની સનંદ**—આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોય તો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઇંગ્રેજ સરકાર તરફથી મળીછે. તેમજ "કૈસરેહિંદ" તરફથી પાદશાહીવાવટો પણ મળ્યોછે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્ધતી ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફયુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૩૬૫૦ પેદલ, ૬૦૦ સ્વાર, ૩૨ તોપ અને ૧૦૦ ગોલંદાજ રાખવાની સત્તા છે.

**ઇતિહાસ**—ધોળપુરના રાજ્યનો આશરે ૧૫૦ વરસનો ઇતિહાસ

મળી આવ્યો છે. આ રાજાના વડીલો પ્રથમ *ગોહદના જમીનદાર હતા. તેઓ ઉદ્યોગી અને ભારે લડવૈયા હતા; તેઓ એટલા બધા બહાદુર અને જોરાવર હતા કે જેમને તે વખતની લડાઇઓના પ્રસંગને લીધે પોતાની મદદમાં લેવાને બાજીરાવ પેશ્વાએ (ઈ. સ. ૧૭૨૫ થી તે ૧૭૪૦ સુધી) અગત્ય જોઇ હતી. પેશ્વાએ તેમને પોતાના ઉપરીપણા નીચે ગોહદના જમીનદાર મટાડી અરધા પરધા સ્વતંત્ર રાજા જેવા બનાવ્યા હતા. પેશ્વા સાથે સંબંધ બાંધનાર એ કુટુંબના સરદારનું શું નામ હતું તે જણાયું નથી પણ એમ કહેવાય છે કે તે અરાઢમા સૈકાની મધ્યમાં મરણ પામ્યા હતા, તેમના મરણ પછી તેમના ભત્રીજા **લકીંદરસિંહ** ગાદીએ બેઠા. લકીંદરસિંહ, એ ચોખ્ખા દીલના અને બળ તથા બુદ્ધિમાં એક્કા હતા. તેમણે પોતાના ગોહદના રાજ્યમાં વધારો કરવા યુકિતઓ કરવા માંડી. ઈ. સ. ૧૭૬૧ ની સાલમાં મરેઠા પાણીપતની લડાઇમાં ગુંથાયા હતા, તેવખત રાણાએ પોતે અગમચેતી વાપરી તેમાં સામેલ નહી થતાં તેમની ( મરેઠાની ) ગેરહાજરીનો લાભ લઈ ગ્વાલિયરનો કીલ્લો જીતી લીધો. જે કીલ્લો ૨ વરસ સુધી સ્વતંત્ર રીતે તેમના કબજામાં રહ્યો હતો. જ્યારે મરેઠાની સત્તા ફરીથી વધવા માંડી અને રઘુનાથરાવ કે જે પછવાડેથી પેશ્વા થયો હતો, તે ઈ. સ. ૧૭૬૭ માં દિલ્હી તરફ હતો, તે વખત તેણે ગોહદના લકીંદરસિંહને અગાડી પગલાં ભરતા અટકાવવા માટે વિચાર કર્યો. રઘુનાથરાવે દિલ્હીથી પરભારચા ગોહદ તરફ ચઢાઇ કરી તથા કિલ્લાને ઘેરો ઘાલ્યો. રાણા લકીંદરસિંહ મરેઠાથી ડરે તેમ નહોતું, કેમકે તે પણ તે વખત પોતાના મજબુત બચાવમાં હતા. રાણા પાસે કવાયતી લશ્કર અને સારૂં તોપખાનું હતું, તેથી તે એકદમ તાબે થઈ જાય તેમ નહોતું. આથી રઘુનાથરાવે તેમની સાથે સલાહ કરવા મરજી બતાવી, આ વખત તેમની બંનેની વચ્ચે સલાહ થઈ, તે એવી રીતે કે રાણાએ મરેઠાને ૩૦૦૦૦૦ (ત્રણ લાખ) રૂપીઆ આપવા અને મરેઠી લશ્કર પાછું જાય. રાણાએ તેમને ઠરાવ પ્રમાણે રૂપીઆ આપ્યા, એટલે તેઓ ઘેરો ઉઠાવી ચાલ્યા ગયા. થોડા દિવસમાં માધજી સિંધિયાએ ગ્વાલિયર ઉપર ઘેરો ઘાલ્યો અને તે કીલ્લો રાણા પાસેથી જીતી લીધો.

---

*ગોહદ એ ગ્વાલિયરથી ઇશાનકોણમાં ૨૫ મૈલને છેટે છે અને હાલ તે ગ્વાલિયરના સિંધિયા મહારાજાના તાબામાં છે. એ શેહેર ધોળપુરથી અગ્નિકોણમાં ૪૦ મૈલને છેટેછે.

ગોહદના રાણા લકીંદરસિંહ જો કે મરેઠાના તાબામાં રાજા બન્યા હતા, પણ તે મરેઠા સામે હમેશાં બંડ કરતાં પાછા હઠતા નહોતા, તેમજ ઈંગ્રેજો અને મરેઠાઓને દુશ્મની ચાલતી હતી, તેથી ઈ. સ. ૧૭૭૯ માં ઈંગ્રેજ સરકાર અને રાણાએ સલાહ કરી એકબીજા સાથે સંપ બાંધ્યો. ઈંગ્રેજો અને રાણા વચ્ચેની સલાહમાં એમ ઠર્યું હતું કે:—ઈંગ્રેજ સરકાર ગોહદના રાજ્યના રક્ષણ માટે લશ્કર પુરૂં પાડે અથવા તેમના વધવા પણાને માટે તેમની ગોહદની જાગીરમાંથી જે રાજ્ય બન્યુંછે, તે શિવાય તેમની એકત્ર જીતમાં જે નવો મુલક પેદા કરવામાં આવે તેમાંથી ઈંગ્રેજ સરકાર રાણાને ભાગ આપે નહી, પણ જે ભાગ રાણા પાસેથી મરેઠાઓએ જીત્યો હોય અને તે પાછો આવે તો તેમાંથી ભાગ આપે.

આ કરાર થયા પછી સને ૧૭૮૦ ના ફેબ્રુઆરી માસમાં વારન હેસ્ટીંગ્સે કરનલ ઉલીયમ પોફામની સરદારી નીચે ૨૪૦૦ માણસનું લશ્કર રાણાને સહાય થવા માટે ગોહદ મોકલ્યું. આ વખત ગોહદના રાણાનો શત્રુ સિંધિયા હતો અને તે બ્રિટિશ સરકારનો પણ પાકો વેરવી હતો. કરનલ પોફામે પ્રથમ તા. ૨૧ મી એપ્રીલ સને ૧૭૮૦ ના રોજ લોહારનો કીલ્લો જીતી લીધો. આ જગાએ પોફામ અને મરેઠા વચ્ચે એક મહાભારત યુદ્ધ થયું, જેમાં ઈંગ્રેજ તરફનાં ૧૧૫ અને મરેઠા તરફનાં ઘણાં માણસ મરાયાં હતાં. આ જીતની કેટલીએક વ્યવસ્થા કરવામાં થોડા દિવસ ગયા, ત્યારપછી ગ્વાલિયરનો કીલ્લો જીતવા ફોજ ચાલી. એ કીલ્લો બહુજ મજબુત અને કોઈથી જીતાય નહી એવો હોવાથી તે લેવો એ કામ ઘણું કઠણ હતું. તેના રક્ષણને માટે મરેઠાઓએ બહાદુર અને સંખ્યામાં ઘણા એવા સીપાઈઓ રાખ્યા હતા. તા. ૩ માહે આગષ્ટ સને ૧૭૮૦ ના રોજ મળસકે કરનલ પોફામના લશ્કરે એ કીલ્લાને ઘેરો ઘાલ્યો તથા નીસરણીઓ મુકી છાતીભેર ડુંગર ચઢ્યા અને મરેઠા ઉપર છાપો માર્યો, તથા આ પ્રખ્યાત ગઢ જીતી લીધો અને તે રાણાને સ્વાધિન કર્યો.

ઈંગ્રેજ સરકાર અને માધજી સિંધિયા વચ્ચે તા. ૧૩ મી અકટોમ્બર સને ૧૭૮૧ ના રોજ કરાર થયો, તેથી એમ ઠર્યું કે ગ્વાલિયરનો કિલ્લો અને તેના તાબાનાં પ્રગણાં ઈંગ્રેજ અને રાણા વચ્ચે જે કરાર થયાછે, તે કરાર પ્રમાણે રાણો ચાલે ત્યાં સુધી તેમના તાબામાં રાખવાં, પરંતુ રાણાએ તે કરાર પાળ્યા નહી, એટલુંજ નહી પણ કેટલાએક કામોમાં ઈ. સ. ૧૭૮૧-૮૨માં ઈંગ્રેજ સરકાર સામે જે કાવત્રાં ચાલતાં હતાં તેમાં તે કા-

વત્રાં કરનારાઓને મદદ કરવાને રાણો તૈયાર થયા હતા; વળી જ્યારે માધજી સિંધિયાએ ઈંગ્રેજો સાથે તહનામુ તા. ૧૭ મી માહે મે સને ૧૭૮૨ ના રોજ સાલબાઈ મુકામે કીધું; તેથી પ્રથમ પુરંધર મુકામે જે તા. ૩ જુન સને ૧૭૭૬ ના રોજ તહનામું થયું હતું અને ત્યાર પછીથી મરેઠાઓનો જે મુલક ઈંગ્રેજ સરકારે લીધો હોય તે પાછો આપવો એમ. ઠર્યું હતું, તેથી સિંધિયાએ ગ્વાલિયર અને ગોહદને ઘેરા ઘાલ્યા. આ વખત ઈંગ્રેજોએ રાણાને મદદ કીધી નહી. થોડા દિવસ સુધી ઘેરા રહ્યા પછી ગ્વાલિયર અને ગોહદ સિંધિયાને તાબે થયાં, એટલુંજ નહી પણ તેણે રાણાને કેદ કર્યો. ઇ. સ. ૧૮૦૨ માં દોલતરાવ સિંધિયા અને ઈંગ્રેજો વચ્ચે ચકમક ઝર્યો. ગોહદના મરેઠી સુબા આંબાજી ઈંગ્લીયાએ ઈંગ્રેજોનું લશ્કર ઘણી ઝડપથી આવતું જોઇને તેણે પોતાના મરેઠા સરદાર સામે બંડ કર્યું હોય એવો ડોળ કરી ઢોંગ કર્યો અને ઈંગ્રેજોને મળી ગયો. તેની સાથે જે સલાહ થઈ તેમાં ગ્વાલિયરનો કીલ્લો અને બીજાં પ્રગણાં ગોહદના રાણાને તાબે કરવા માટે ઈંગ્રેજોને સોંપ્યાં અને બાકીનો દેશ તેના ઉપર કંઈ પણ ખંડણી નહી લેતાં તેના તાબામાં રહેવા દીધો. ગ્વાલિયરનો કિલ્લો અને શેહેર ઈંગ્રેજ સરકારે પોતાના કબજામાં રાખી તેં શિવાયનાં પ્રગણાં તા. ૧૭ મો માહે જાન્યુઆરી સને ૧૮૦૪ ના કરારથી લકીંદરસિંહ પછી તેમની ગાદીએ આવનાર રાણા કિરતસિંહને સોંપ્યાં. તા. ૩૦ મી ડીસેમ્બર સને ૧૮૦૩ ના રોજ સારજીઅંજે મુકામે તહનામું થયું હતું તેથી ઈંગ્રેજ સરકાર અને સિંધિયા વચ્ચેની તકરારનો અંત આવ્યો. આ તહનામાથી એમ ઠર્યું હતું કે ગંગા અને જુમનાં નદીઓ વચ્ચેનો જે દેશ થોડા વરસો ઉપર ફ્રેન્ચ અધિકારીઓના કબજામાં હતો તે, તથા જેયપુર, મારવાડ અને ગોહદની ઉત્તરનો દેશ; અહમદનગર અને ભરૂચ તથા અજેઘાટ અને ગોદાવરી નદીની વચ્ચેના પ્રાંતો ઈંગ્રેજ સરકારના અધિકારમાં સોંપવા અને ગોહદના રાણાના દેશની દક્ષિણે આવેલાં મરેઠી પ્રગણાં કે જેની ઉપજ સિંધિયા પોતે અગર તેમના અમલદારો વસુલ કરે છે, અથવા લશ્કરના ખરચને માટે સરંજામી તરીકે લાગુ છે, તે સિંધિયાએ પોતાના કબજામાં રાખવાં.

આ પ્રમાણે નીકાલ આવ્યો પણ સિંધિયાએ તકરાર બતાવી કે ગોહદના રાણાનું રાજ્ય ૩૦ વરસ થયાં અમારા અધિકારમાં છે માટે તે અમારાજ તાબા નીચે રાખવું જોઇએ. બ્રિટિશ સરકારે ઠરાવ કર્યો કે ગ્વા-

લિયર અને ગોહદનો પ્રગણાં સિંધિયાને સોંપવાં અને તેના બાંહબદલા તરીકે ધોળપુર, બારા અને રાજખેડાનાં પ્રગણાં રાણાને આપવાં. આ કરાર પ્રમાણે તે ગોહદનાં રાણા હતા, તે મટીને ધોળપુરના રાણા થયા.

આ ગોઠવણથી કીરતસિંહ જો કે પ્રથમ નારાજ થયા પણ તે કબુલ રાખ્યું. આથી સિંધિયાને તે પોતાના દુશ્મન ગણતા હતા. ઈ. સ. ૧૮૩૧ માં જનકોજીરાવ સિંધિયાએ પોતાની મા રાણી બાઈજાબાઈ અને તેણીના ભાઈ હિંદુરાવનું અપમાન કર્યું. બાઈએ કંઈ પણ કજીઓ નહી કરતાં રેસીડેન્ટની પંચાત પ્રમાણે દર વરસે રૂ.૧૦ લાખ લેવા કબુલ કરી ગ્વાલિયરમાંથી નિકળી ધોળપુરમાં આવી રહી. રાણાએ તેને ધોળપુરમાં રાખી સારો આદરસત્કાર કીધો હતો તથા સિંધિયાનો આ કામમાં ધિક્કાર બતાવ્યો હતો, કેમકે દોલતરાવ સિંધિયા ઈ. સ. ૧૮૨૭ના માર્ચની તા. ૨૧ મીએ મરણ પામ્યો ત્યારે તેને પુત્ર નહોતો, તેથી બાઈજાબાઈએ જનકોજીને દત્તક લઈ ગાદીએ બેસાડી તેના બાળપણામાં રાજ્યનું સારૂં રક્ષણ કીધું હતું.

રાણા કીરતસિંહ ઇ. સ. ૧૮૩૬ માં મરણ પામ્યા, તેમના પછી તેમના કુંવર **ભગવંતસિંહ** ગાદીએ બેઠા. આ રાણાને ઈંગ્રેજ સરકારે રાજ્યાભિષેકનો પોશાક મોકલ્યો હતો. ઇ. સ. ૧૮૫૭ માં હિંદમાં ઠામ ઠામ બળવો ઉઠયો, તે વેળા ગ્વાલિયરમાં પણ ભારે તોફાન ઉઠયું હતું અને તેથી ઈંગ્રેજોએ પોતાના જાનની સલામતીને માટે ત્યાંથી નાશી જવાની જરૂર પડી હતી. જે ઈંગ્રેજો ધોળપુર આવ્યા હતા તેમને રાણા ભગવંતસિંહે સારો આશ્રય આપી પોતાના રક્ષણ નીચે રાખ્યા હતા, એટલુંજ નહી પણ તેમને બચાવ વાળી જગાએ પહોંચાડવામાં સારી મદદ કીધી હતી. જ્યારે ભગવંતસિંહે આ પ્રમાણે કરી બ્રિટિશ સરકાર તરફથી સારો પ્યાર મળવ્યો, ત્યારે તે વખત તેમના દિવાન દેવહંસે તેથી ઉલટો ચાલી આગ્રા જીલ્લાનાં ગામો લુંટયાં, એટલુંજ નહી પણ તેણે ધોળપુરના રાજા બનવા માટે યત્ન કીધા હતા. ઈંગ્રેજ સરકારે તેના આ ગુન્હાઓને માટે ઇ. સ. ૧૮૬૨ માં જન્મપર્યંતને માટે કેદની સજા કરી બનારસમાં જાપતા નીચે રાખ્યો. ઇ. સ. ૧૮૬૪ માં ધોળપુરની ગાદીને માટે જો પછાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણો આપે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળી.

રાણા ભગવંતસિંહના કૈલાસવાશી થયા પછી (સાલ જાણવામાં આ-

વી નથી) તેમના કુંવર નેહાલસિંહજી ગાદીએ બેઠા. જે ધોળપુરના હાલના મહારાણા છે. નામદાર મહારાણી વિક્ટોરીયાએ "કેસરેહીંદ" એ પદ ધારણ કર્યું. તથા તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હીંદના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લૉર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો હતો, તે વખતના દરબારમાં મહારાણા નેહાલસિંહજી દીલ્હી પધારેલા હતા. આ દરબારમાંથી તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો, જે વાવટો લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો હતો. નેહાલસિંહજીની હાલ ૨૫ વરસની ઊંમર છે. તેઓ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવેછે.

---

# અલવર.

આ રાજ્ય "અલવર" અથવા "મેવાતીનો દેશ" એ નામે ઓળખાયછે. તેના રાજ્યકર્તા સૂર્યવંશી કછવા રાજપુતમાંથી નીકળેલી મેવાતી શાખાના રાજપુત છે અને તે "મહારાવરાજા"ની પદવિથી ઓળખાયછે. **સીમા**—ઉત્તરે પંજાબ ઇલાકાનો ગુરગાણ જીલ્લો અને કોટકાસીમની જાગીર; પૂર્વે મથુરાં જીલ્લો અને ભરતપુરનું રાજ્ય; દક્ષિણે જેયપુરનું રાજ્ય અને પશ્ચિમે પણ જેયપુરનું રાજ્ય છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૩૩૦૦ ચોરસ મૈલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૭૮૦૦૦૦ (સાત લાખ એંશી હજાર) માણસની છે. **વારસિક પેદાશ**—રૂ.૨૫૦૦૦૦૦ (પચીશ લાખ)ને આશરે થાયછે. **દેશનું સ્વરૂપ**—મુલક કેટલોક પહાડી અને ઝાડો વાળોછે તથા કેટલોક ખુલ્લોછે. **નદી**, મહનાસનઈ નામની છે. **હવા**—ગરમ છે, વરસાદ ઈશાન કોણ તરફથી વરસેછે. દિવસે તાપ જેમ આકરો પડેછે, તેમ રાત્રે ટહાડ પણ વિશેષ પડેછે. **જમીન** તથા **નિપજ**—આખા દેશની જમીન મુખ્ય કરીને પથ્થરીયા પણ તે સારી રસાળ છે. નિપજ—કપાસ, શેરડી, તમાકુ, અફીણ, ઘઉં, ચણા, જુવાર, ડાંગર, અળસી, તલ અને તમામ જાતનાં કઠોળની થાયછે. **જનાવર**—પહાડી જમીન કે જ્યાં ઝાડોની વધારે ઘટા હોયછે, તે ભાગમાં વાઘ વિગરે ક્રૂર પ્રાણીઓ હોયછે. આ દેશના બળદ, ગાયો અને ભેંશો સારી થાયછે. **લોક** તથા **ભાષા**—જાટ, ગુજર, રાજપુત અને વાણીયા તથા બ્રાહ્મણ, તેમજ ઘણીખરી જાતના કારીગરોની વસ્તી

છે. તે લોકની ભાષા હિંદુસ્તાની છે. **મુખ્ય શેહેર અલવર**, એ આ દેશની રાજધાનીનું કિલ્લાવાળું શેહેર આ દેશના મધ્ય ભાગમાં છે. આ શેહેર એક ૧૨૦૦ ફીટની ઉંચાઇના ડુંગરની તળેટીમાં છે. એ શેહેરમાં મહારાવ રાજાના મેહેલ સુંદર બાંધણીના છે શેહેરની પાસે એક મોટું અને સુંદર સરોવર છે તથા તેને કીનારે ધોળા આરસપહાણનો એક સુંદર મુસાફરી બંગલો છે- આ શેહેર રેલવે સ્ટેશનવાળુ છે. તારઓફીસ અને પોસ્ટઓફીસ છે. ઉપર જે ડુંગર બતાવ્યો તેના ઉપર એક કીલ્લો છે. ગરમ રૂતુમાં મહારાવરાજા તે કીલ્લામાં હવાને માટે જાયછે તથા તે રૂતુમાં તેને વરસો વરસ મરામત કરાવવામાં આવેછે. શિવાય **માચેરી, તીજારા, લસવાડી** અને **હરસોલી**, એ પ્રસિદ્ધ શેહેરો છે. **રેલવે**—જેયપુર અને આગ્રા વચ્ચેની મોટી રેલવે લાઇન ઉપરના બંદીકુઈ નામના રેલવે સ્ટેશનથી ઉત્તરમાં જે ફાંટો દિલ્હી તરફ જાયછે તે બુંદીકુઇથી તે ઉત્તરમાં રેવડીના રેલવે સ્ટેશન સુધીની ૮૩ મૈલની લાઇન અલવરના રાજમાં છે. **દત્તકની સનંદ**—અલવરના રાજ્યને માટે જો કદી પછાડી કુંવર વારસ ન હોય તો વગર નજરાણો આપે હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળીછે. વળી **પાદશાહી વાવટો**—નામદાર "કૈસરેહિંદ" તરફથી મળ્યોછે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્ધતી ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. તેમના રાજ્યના લશ્કરમાં ૫૫૦૦ પેદલ, ૨૦૦૦ સ્વાર, ૩૦૦ તોપ અને ૩૦૦ ગોલંદાજ રાખવાની સત્તાછે.

**ઇતિહાસ**—અલવરના રાજ્ય કર્તા સૂર્યવંશી કછવા જાતના રાજપુત છે. દેશનું જુનું નામ "મેવાત" એવું છે અને તેથી રાજ કર્તા પણ મેવાતી કહેવાય છે. મેવાતીઓ હિંદમાં મુસલમાની રાજ્યની સ્થાપના ઇ. સન ૧૨૦૬ માં થઇ, તે વખતથી બહાર પડી આવ્યા છે. પ્રથમ તેઓ ક્રૂર અને ઘાતકી હતા. તેઓ ઘણું કરીને દિલ્હીની નજીકના દેશમાં રહીને લુંટારાઓનો ધંધો કરતા હતા. પાદશાહી અમલમાં તેઓ દિલ્હી શેહેરના દરવાજા સુધી લુંટ ચલાવતા અને વખતે શેહેરમાં પેશી જઈ પાદશાહોની જીંદગીનો અંત લાવવાના ઇરાદ કરવામાં પણ પાછા હઠતા નહોતા. ઇ. સ. ૧૨૬૬ માં ગ્યાશુદ્દીન બલબને તેઓના ઉપર હુમલો કર્યો અને કેટલીએક સાવચેતીઓ સહીત સ્થાનીક લશ્કરથી આશરે ૧૦૦૦૦૦ (એકલાખ) કરતાં વધારે મેવાતીઓને પોતાના દેશમાંથી હાકી કહાડ્યા હતા. ત્યાર

પછી ઇ. સ. ૧૪૧૨ માં તઘલખવંશનો નાશ થયો અને તેથી દિલ્હીની પાદશાહીમાં અંધેર ચાલ્યું. આ વખતનો લાભ લઇને તેઓ (મેવાતી) પોતાની પ્રથમની રીતભાત પ્રમાણે ચાલવા લાગ્યા. તેમના ઉપર ઇ. સ. ૧૪૨૯ માં સૈયદવંશના પાદશાહ મુબારકે હુમલો કર્યો. આ હુમલા વખત મુસલમાન ઘણા હોવાથી મેવાતીઓ તેમના ઉપર તુટી પડયા, જેમાં ઘણાનો ઘાણ નીકળી ગયો અને જે બચ્યા તે હારીને નાઠા. એ વખત પછીથી તેઓ આશરે ૩૦૦ વરસ સુધી હલકી હલકી લડાઇઓ લડ્યા. તેમને હલકી લડાઇઓ લડવાનું કારણ એમ હતું કે તેમના ઉપર કોઇ ઉપરી સરદાર નહોતો, જેથી લડાઇની ગોઠવણો કરવાની ખામી હતી. તેમની નાની નાની ટોળીઓ હતી.

ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગજેબ પાદશાહનું મરણ થયું, તેના પછી પાદશાહીને માટે તેના શાહજાદાઓ અંદર અંદર લડ્યા અને તેથી પાદશાહી નબળી પડી ગઈ. આ વખતનો લાભ લઇને જેયપુરના રાજા જયસિંહ (બીજા) કે જે તેમની વડી શાખા હતી. તેમણે મેવાતીઓના તાબાની જમીનો જીતી લેવા માટે વિચાર કર્યો તથા તેમના ઉપર હુમલા કરવા શરૂ કર્યા. જેયપુરના રાજા અને મેવાતીઓ વચ્ચે આશરે ૫૦ વરસ સુધી લડાઇઓ ચાલી. એ વખતમાં મેવાતીઓની કેટલીએક જમીનો જેયપુરના રાજાએ જીતી લીધી હતી. જેયપુરનો રાજા માધુસિંહ ઇ. સ. ૧૭૬૩ માં મરણ પામ્યો અને તેના પછી પૃથુસિંહ (બીજો) ગાદીએ બેઠો. એ રાજા બાળક હોવાથી તે તેની હોરમાન માના વાલિપણા નીચે ગાદીએ બેઠો હતો. એ બાઇની અયોગ્ય વર્તણુંકને લીધે તે રાજ્યમાં અંધેર ચાલવા લાગ્યું. એ વખતનો લાભ લઇને આ મેવાતી ટોળીઓમાંની એક "મસુખા" શાખાના રાજપુતોની ટોળીના સરદાર પ્રતાપસિંહ, કે જે મેવાતમાં* માચેરીની જાગીર ભોગવતા હતા, તેમણે સ્વતંત્રતા મેળવવા માટે ઇ. સ. ૧૭૬૪ થી તે ૧૭૭૪ સુધીના વરસોમાં યત્ન કીધા. ભરતપુરના જાટોની લડાઇમાં એક પાર્ટિ તરફ મીરજા નજફખાન હતો, તેની સાથે પ્રતાપસિંહ પોતાના લશ્કર સાથે મળી ગયા હતા. તેમણે બરસાણા અને દીગ પાસે જે લડાઇઓ થઈ તેમાં પ્રતાપસિંહની મીરજાનજફખાનને મુખ્ય મદદ હતી. આ મદદના બદલામાં મીરજાએ તેમને "રાવરાજા"ની

*માચેરી એ પ્રાચિન રાજધાનીનું શેહેર અલવર શેહેરથી દક્ષિણમાં પણ જરા પૂર્વ તરફ નીકળતું ૩૦ મૈલને છેટે છે.

પદવિ અને માચેરીના રાજ્યની સનંદ આપી. આ વખતથી પ્રતાપસિંહ માચેરીના સ્વતંત્ર રાજા બન્યા.

અત્યાર સુધી જેયપુરનો રાજા માચેરીના રાજાને પોતાના તાબાના સરદાર તરીકે ગણતો હતો, તે આ વખતથી જુદા પડ્યા. થોડા દિવસ પછી પ્રતાપસિંહે ભરતપુરના જાટ રાજાની નબળાઇનો લાભ લઇને તેના મજબુત કીલ્લાઓમાંનો અલવરનો કીલ્લો અને તેના તાબાનું પ્રગણું જીતી લીધું તથા રાજગાદી માચેરીમાંથી ઉઠાવી અલવરમાં સ્થાપી. આ રાજ્ય ઉપર બીજા દુશ્મનો હુમલા કરવાને લલચાય નહી, તેથી પ્રતાપસિંહે પોતાના દેશની જમીનમાં ખેતીવાડીને ઉત્તેજન નહી આપતાં ઉજ્જડ રાખી. વળી આવતા દુશ્મનોને અટકાવવા માટે જે જે જગાઓ મોરચા બાંધવાને યોગ્ય હતી, ત્યાં કિલ્લા બાંધી તેમાં જોઇતું લશ્કર રાખી તે જગાઓને મજબુત કરી.

પ્રતાપસિંહ ઘણુંકરીને ઇ. સ. ૧૮૦૦ ના લગભગમાં મરણ પામ્યા. તેમને કુંવર નહોતો, તેથી પોતાની હયાતીમાં બખ્તાવરસિંહ નામના એક પોતાના કુટુંબીને દત્તક લીધા હતા તે ગાદીએ બેઠા. પાછલા રાજા પ્રતાપસિંહની હુશીઆરી અને બહાદુરી હોવા છતાં મરેઠાઓએ અલવરના રાજ્યનો કેટલોએક ભાગ જીતી લીધો હતો; તે ભાગ ઘણુંકરીને મરેઠાઓના મળતીઆઓના કબજામાં હતો. જ્યારે ઇ. સ. ૧૮૦૩ થી તે ૧૮૦૬ સુધીમાં મરેઠાઓએ જેમ રાજપુતાણાનાં બીજા રાજ્યોમાં લુંટ ચલાવી, તેમ અલવરમાં પણ કીધું હતું; જેથી રાવરાજા બખ્તાવરસિંહે ઇંગ્રેજોની ઉપરી સત્તાનું રક્ષણ ઇ. સ. ૧૮૦૩–૪ માં કબુલ કરી તેમના આશ્રય નીચે રહેવા માંડ્યું હતું, તેથી ઇંગ્રેજોએ તેમનો સારો બચાવ કીધો હતો; પણ તેમના તાબાના મેવાતીઓ નજીકના ઇંગ્રેજી મુલકમાં લુંટો કરવા જતા, આ લુંટારાઓને અટકાવવા માટે બખ્તાવરસિંહે બનતા યત્ન કરી તેમને બંધ પાડ્યા હતા. આ કામના બદલામાં પ્રથમ આ રાજ્યનાં કેટલાં એક પ્રગણાં ભરતપુરના જાટ રાજાએ જીતી પોતાના રાજ્યમાં મેળવી લીધાં હતાં અને ઇંગ્રેજોએ તે તેમના તાબામાં બક્ષીસ તરીકે રહેવા દીધાં હતાં, તે જાટ રાજા પાસેથી પાછાં લઇ અલવરના રાજાને આપ્યાં. અલવર અને ઇંગ્રેજ સરકારનો કેટલોએક મુલક ફુલ ગુંથણીયા હતો, તેથી રાજકીય બાબતોમાં વખતે વખત વાંધા ઉઠતા હતા, તે ટાળવા માટે તેમાંના કેટલાએક ભાગનો મોહબદલો કરી એક બીજાના મુલક

જુદા પાડ્યા. ઈ. સ. ૧૮૦૮ ની સાલમાં મહનાસનઇ નામની નદી કે જે પૂર્વે તરફ ભરતપુરના મુલકમાં થઈને જાયછે અને તે લોકોના ખેતરોમાં પાણી પુરૂ પાડવાને બહુ ઉપયોગી થઈ પડતી હતી, તે ઉપર બખ્તાવરસિંહે એક બંધ બંધાવી તેનું પાણી પોતાના મુલકના ઉપયોગને માટે અટકાવ્યું. આથી અલવર અને ભરતપુર વચ્ચે તકરાર ઉઠી. આ કામમાં બ્રિટિશ સરકાર વચ્ચે પડી અને કેટલોક વખત વિત્યા પછી બંને રાજ્ય વચ્ચે સમાધાન કરાવી આપ્યું.

ઈ. સ. ૧૮૧૧ માં રાવરાજા બખ્તાવરસિંહનો મુસલમાની ધર્મ ઉપર તીરસ્કાર રૂપી જુસ્સો ઉશ્કેરાયો. તેમણે પોતાની મુસલમાન પ્રજામાંના ઘણાનો ઘાણ કહાડી નાખ્યો અને તેટલાથી પણ સંતોશ નહી માનતાં તે ધર્મ વાળાની મસીદોનો નાશ કર્યો, તથા જે મુસલમાન જીવતા રહ્યા હતા તેમનાં નાક અને કાન કાપી તેમને નજીકના મુસલમાની અમલમાં મોકલાવી દીધા. આટલાથી પણ તેમનો જુસ્સો નર્મ પડ્યો નહી, જેથી મરણ પામેલા મુસલમાનોનાં ડાટેલાં મડદાંનાં હાડકાંને ખોદી કઢાવી તે હાડકાંને પોતાના દેશની બહાર ફેંકી દેવડાવ્યાં. વળી એજ વખતમાં બખ્તાવરસિંહે બ્રિટિશ સરકારના ધારા વિરૂદ્ધ જેયપુરના રાજ્ય સાથે દોસ્તી બાંધી તથા કેટલાંએક રાજકીય કામોમાં ઘાલમેલ કરવા માંડી. આથી બ્રિટિશ સરકાર જેયપુર અને અલવરના રાજાઓ ઉપર નાખુશ થઈ. એ વખતથી જેયપુર સાથે કરેલા કરાર રદ થયા. તથા તે રાજ્ય પોતાના બચાવ નીચેથી દુર થયું. રાજા બખ્તાવરસિંહને પુછ્યું ત્યારે તેમણે કહ્યું કે ઈ. સ. ૧૮૦૩-૪ માં અલવર અને બ્રિટિશ સરકાર વચ્ચે જે કોલકરાર થયા છે, તેમાં બીજા કોઈ રાજા સાથે દોસ્તી નહી બાંધવા વિશે કંઈ લખેલું નથી, આથી તેમની વચ્ચે ઈ. સ. ૧૮૧૧ ના જુલાઈ માસમાં ફેર કરારપત્ર લખાયું. આ દસ્તાવેજમાં અલવરના રાજકર્તા બખ્તાવરસિંહે ઈંગ્રેજ સરકારને જાહેર કરી મંજુરી મેળવ્યા વગર કોઈપણ રાજ્ય સાથે રાજકીય બાબતમાં પરભાર્યો સ્નેહ કે સંબંધ બાંધવો નહી. તથા બીજા કોઈ પાસેથી નવો મુલક જીતવો નહી.

ઉપર પ્રમાણે ફરીથી કોલ કરાર થયા તથા તેમાં સ્પષ્ટ રીતે બતાવ્યા છતાં બીજે વરસે એટલે ઇ. સ. ૧૮૧૨ માં ઘોબી અને સીકાવાના કીલ્લા તથા તેના તાબાનાં પ્રગણાં બખ્તાવરસિંહે જીતી લીધાં. આ વખત દિલ્હીમાં જે ઈંગ્રેજી રેસીડેન્ટ રહેતો હતો તેણે તેમને એ કીલ્લા અને પ્રગ-

ણાંનો કબજો છોડી દેવા માટે સલાહ પૂર્વક કહ્યું પણ રાવરાજાએ તે વાત ઉપર કંઈ પણ લક્ષ આપ્યું નહી; તેથી રેસીડેન્ટે એક મોટું લશ્કર બખ્તાવર સિંહના ઉપર મોકલ્યું. જ્યારે ઈંગ્રેજી લશ્કર રાજધાનીના શેહેરથી એક મુકામ દૂર રહ્યું ત્યારે તેના સામે જઈ પોતાનાં હથીયાર છોડી દીધાં. પોતે તાબે થયા અને પેલા કીલ્લા તથા પ્રગણાંનો કબજો પણ છોડી દીધો. આ ઈંગ્રેજી લશ્કરની ચઢાઈ બદલ જે ખરચ થયું હતું, તેના બદલામાં રૂ. ૩૦૦૦૦૦ (ત્રણલાખ) બખ્તાવરસિંહે ઈંગ્રેજ સરકારને આપ્યા.

રાવરાજા બખ્તાવરસિંહ ઈ. સ. ૧૮૧૫ માં મરણ પામ્યા. તેમણે પોતાની હયાતીમાં દત્તક લીધેલો કુંવર બનેસિંહ કે જે પોતાનો ભત્રીજો થતો હતો તે અને બીજો એક પોતાની રખાયત સ્ત્રીનો દિકરો બળવંતસિંહ; એ બેને પાછળ મુક્યા. આ બંનેની ઉંમર કાચી હતી. ગાદી ઉપર કોણ બેસે એ વિશે વાંધો ઉઠયો. બનેસિંહની તરફમાં અલવરના રાજપુત સરદારો અને બળવંતસિંહની તરફમાં નવાબ અહમદબક્ષખાન હતો. શેહેજસાજ તલવારો ઉછળ્યા પછી અંદર અંદર સમાધાન થયું. આ સમાધાનમાં એમ ઠર્યું હતું કે બનેસિંહ—"રાવ રાજા"નું પદ ધારણ કરી ગાદીપર બેસે, પણ રાજ્યનો કુલ્લ માલીક હોય તેમ બળવંતસિંહ અમલ કરે. આ ગોઠવણ ઈંગ્રેજ સરકારે કબુલ કરી. બંને કુંવર મોટા થયા ત્યારે તેમાંના બનેસિંહનું વળણ સ્વભાવિક રીતે બળવંતસિંહના દાબ નીચેથી નીકળી જવા માટે થયું. બનેસિંહે બળવંતસિંહને પકડી કેદ કર્યો અને તેના મદદગાર નવાબ અહમદબક્ષખાનની જીંદગીનો અંત લાવવા માટે પોતે જ્યારે રેસીડેન્ટની મુલાકાત માટે દિલ્હી ગયા હતા, ત્યારે પોતાના મન સાથે ઠરાવ કર્યો. બનેસિંહે તેનું ખુન કરાવ્યું, પણ ખુની પકડાયા અને તપાસમાંથી એમ જણાયું કે અલવરના કેટલાએક દરબારી માણસો આ ખુન કરાવામાં ઉશ્કેરણી કરનારા હતા. આ લોકોને રેસીડેન્ટે માગ્યા પણ રાવ રાજા બનેસિંહે આપ્યા નહી. જ્યારે તેમના જાણવામાં આવ્યું કે ઈંગ્રેજી લશ્કર અલવર ઉપર આવેછે, ત્યારે એટલે ઈ. સ. ૧૮૨૬ માં તે લોકને રેસીડેન્ટને હવાલે કર્યા. ઈંગ્રેજ રેસીડેન્ટે બળવંતસિંહના ગુજરાનને માટે બનેસિંહને કહીને બંદોબસ્ત કરી આપ્યો તથા કેદમાંથી છુટો કર્યો. પેલા ખુનમાં ઉશ્કેરણી કરનારા દરબારી લોકો ઉપર કેશ ચાલ્યો, તેમાં તે બીન ગુન્હેગાર ઠરવાથી તેમને છોડી દીધા, પણ રાવરાજા બનેસિંહને લખ્યું કે એ લોકો એ કામમાં હશે એમ શક રહેછે, માટે

તેમને દરબારી નોકરીમાં રાખવા નહી. આ હુકમને નહી માનતાં રાવરાજાએ તેમને પોતાના અલવરના રાજ્યમાં મુખ્ય મુખ્ય હોદ્દાની જગાઓ આપી. આથી બ્રિટિશ સરકાર ઘણી નાખુશ થઈ અને રાવરાજા સાથે મુલાકાત કરવાને પણ નાખુશપણું બતાવ્યું.

ઈ. સ. ૧૮૩૧ ની સાલમાં એવી વાત બહાર પડી આવી કે રાવ રાજા બનેસિંહ જેયપુરના રાજ્ય સાથે સલાહ કરવાની સંતલશના કાગળ પત્રો ચલાવેછે, એટલુંજ નહી પણ જેયપુરના રાજાને નાણાંની લાલચ આપી પોતે તેના તરફથી પોશાક મેળવવાને ઇંતેજારી ધરાવેછે. આ બાબતના કાગળો પકડયા અને તે રાવરાજા બનેસિંહને બતાવ્યા. આ વખત બ્રિટિશ સરકારે ગુસ્સે થઈ રાવરાજાને કહ્યું કે તમારી સાથે જે કોલકરારે થયા હતા તે આથી રદ સમજવા અને તેમ કહી તેમનો અણવિશ્વાસ જણાવ્યો, એટલુંજ નહી પણ બ્રિટિશ સરકારે લશ્કરી તૈયારી કરી. આ ખબર જાણી રાવરાજા બનેસિંહે માફ માગી અને તાબે થયા એટલે તેમનો ગુન્હો માફ કીધો.

ઈ. સ. ૧૮૫૭ માં હિંદમાં બળવો થયો, ત્યાર પછી તુરતજ રાવ રાજા બનેસિંહ મરણ પામ્યા. તેમના મરણ પછી કુંવર શિવદિનસિંહ— ગાદીએ બેઠા. આ વખત તેમની ૧૩ વરસની કાચી ઉંમર હતી. તેમના ઉપર તેમના રાજ્યના મુસલમાન અમલદારો ભારે દાબ રાખતા હતા, તેથી રાજપુત સરદારોને તે લોક ઉપર ઝેર આવ્યું અને તેમણે તે લોકને ઈ. સ. ૧૮૫૮ માં અલવરમાંથી દુર કર્યા તથા બનારેસમાં રહેવાની ફરજ પાડી. રાવરાજાની છોટી ઉંમરને લીધે રાજ્યકારભારમાં અંધેર ચાલવા લાગ્યુ, જેથી પોલીટીકાલ એજંટની નીમનોક થઈ અને તે અમલદારની દેખરેખ નીચે એક રીજન્સિ કૌંસીલ નીમી તેની મારફત રાજકારોબાર ચલાવ્યો.

મહારાવરાજા શિવદિનસિંહ લાયક ઉંમરના થયા પણ તેમની ખરાબ ચાલને લીધે રાજ્યમાં મોટી મોટી તકરારો અને બખેડા ખડા થયા, જેને માટે બ્રિટિશ સરકાર ઘણી નાખુશ રહેતી હતી. આ કારણથી શિવદિનસિંહને ઈ. સ. ૧૮૬૬ સુધી રાજ્યનો કુલ અધિકાર સોંપવામાં આવ્યો નહી. છેવટ ઈ. સ. ૧૮૬૭ માં તેમની ચાલ સારી માલમ પડી ત્યારે તેમને રાજ્યનો સરપાવ આપ્યો. અલવરના રાજ્યને માટે બ્રિટિશ સરકાર તરફથી દત્તક લેવાની સનંદ શિવદિનસિંહજીના વખતમાં મળીછે.

મહારાવરાજા શિવદિનસિંહ સને ૧૮૭૪ માં કૈલાસવાશી થયા. તેમને કુંવર નહોતો તેથી તેમના કુટુંબમાંના હરદેવસિંહના કુંવર મંગળસિંહને દત્તક લઈ ગાદીએ બેસાડયા; જે અલવરના હાલના મહારાવરાજા છે. નામદાર મહારાણી વિક્ટોરિયાએ "કૈસરેહિંદ" એ પદ ધારણ કર્યું તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લૉર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો હતો, તે વખતના દરબારમાં મહારાવરાજા મંગળસિંહજી દિલ્હી પધાર્યા હતા. આ દરબારમાંથી તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો, જેને લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો હતો. મહારાવરાજા મંગળસિંહજીની હાલ ૩૧ વરસની ઉંમર છે. તેઓ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવેછે.

---

# ઝાલાવાડ.

## (ઝાલરાપાટણ.)

આ રાજ્ય "ઝાલાવાડ" અથવા "ઝાલરાપાટણનું રાજ્ય" એ નામથી ઓળખાય છે. તેના રાજ્યકર્તા મકવાણામાંથી થએલા ઝાલા જાતના રાજપુત અને તે "મહારાજા રાજરાણા" ની પદવિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્ય રાજપુતાણાના છેક અગ્નિકોણ તરફના ભાગમાં છેવાડું છે. આ રાજ્યની ઉત્તર, તથા પશ્ચિમ દિશાએ કોટાનું રાજ્ય છે; દક્ષિણે ગ્વાલિયરના રાજ્યનો થોડો ભાગ તથા રાજગઢનું સંસ્થાન અને પૂર્વે ગ્વાલિયરના રાજ્યનો મુલક છે, ઉપર પ્રમાણે સીમા છે, પણ કેટલોક મુલક કોટાના મુલક સાથે સેળભેળ જેવો છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૨૫૦૦ ચોરસ મૈલ જમીનનો છે, અને તેમાં **વસ્તી**—આશરે ૨૨૫૦૦૦ (સવાબે લાખ) માણસની છે. **વારસિક-પેદાશ**—રૂ.૧૬૦૦૦૦૦ (સોળલાખ) ને આશરે થાય છે. આ રાજ્ય ઇંગ્રેજ સરકારને ખંડણી આપે છે. **દેશનુંસ્વરૂપ**—માળવાનો ઘણો ભાગ આ દેશમાં આવેલો છે. મુલક માટી અને પથ્થરથી મિશ્ર થએલો પણ સપાટ અને ઝાડી વાળો છે. **નદી**—૧ કાળી સિંધ અને ૨ પાર્વતિ એ બે નદીઓ મધ્યહિંદ એજન્સી તરફથી આવી ઘણું કરી આ રાજ્યના દ-

ક્ષિણથી તે ઉત્તર તરફ વહીને કોટાના મુલકમાં કાળીસિંધ બુંદી અને કોટાની સરહદ ઉપર તથા પાર્વતિ જેયપુર અને કોટાની સરહદ ઉપર ચંબલ નદીને મળે છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઈશાન કોણ તરફથી વરસે છે તથા તે પુષ્કળ આવે છે. **જમીન** તથા **નિપજ**—જમીન સારી ફળદ્રુપ છે, તેમાં નિપજ, કપાસ, શેરડી, ઘઉં, ચણા, ડાંગર, બાજરી, મકાઈ, જુવાર, તલ, તમાકુ, અફીણ, કસુંબી અને તમામ જાતનાં કઠોળની થાય છે. **જનાવર**—વધારે ડુંગરા અને વધારે ઝાડીવાળા ભાગમાં વાઘ વિગરે ક્રૂર પ્રાણીઓ હોય છે. **લોક** તથા **ભાષા**—વસ્તી મુખ્ય કરીને રાજપુત, ભીલ, વાણીયા, મુસલમાન અને પરચુરણ કારીગરોની છે. દેશની ભાષા માળવી છે. મુખ્ય શેહેર **ઝાલરાપાટણ**—એ આ દેશની રાજધાનીનું કીલ્લા વાળું શેહેર કાળીસિંધ નામની નદીના આથમણા કીનારા ઉપર છે. શેહેરમાં મહારાજા રાજરાણાના મેહેલ સુંદર બાંધણીના છે. પોષ્ટઓફીસ છે અને નસીરાબાદની તારઓફીસથી પોષ્ટ મારફત તારના સંદેસા પણ અહીં આવી શકે છે, આ શેહેરથી નજીકનાં રેલવે સ્ટેશન નીમચ અને મંદુસર છે; નીમચ એ પશ્ચિમમાં આશરે ૭૫ મૈલ અને મંદુસર એ પણ નૈરુત્ય કોણમાં આશરે ૭૫ મૈલને છેટે છે. શિવાય **શાહબાદ**, એ પણ પ્રસિદ્ધ શેહેર છે. **દત્તકનીસનંદ**—ઝાલાવાડના રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ નહોયતો વગર નજરાણો આપે હિંદુ-ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળી છે. વળી **પાદશાહીવાવટો** નામદાર "કૈસરેહિંદ" તરફથી મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની લસ્કરી પધ્ધતી ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફયુડલ ધારાને લગતી છે. રાજ્યના લસ્કરમાં ૪૪૦૦ પેદલ, ૪૨૫ સ્વાર, ૬૫ તોપ અને ૧૫૦ ગોલંદાજ રાખવાની સત્તા છે.

**ઇતિહાસ**—આપણે કોટાના ઇતિહાસમાં વાંચી ગયા છીએ કે, કોટાના મહારાવ અને રાજરાણા જાલમસિંહના વંશજો બ્વચ્ચે થએલી દુશ્મનીનો અંત ઈ. સ. ૧૮૩૮ માં જાલમસિંહના પૌત્ર મદનસિંહ (બીજા) ને કોટાના રાજ્યમાંથી ઝાલાવાડનો ભાગ જુદો કહાડી આપ્યાથી આવ્યો. એ વખતથી ઝાલાવાડ એ કોટાના રાજ્યથી જુદું રાજ્ય બન્યું અને તેના ઉપર મદનસિંહના વંશજો આજ સુધી રાજ્ય કરેછે. જાલમસિંહની બહાદુરીને માટે આપણે કોટાના ઇતિહાસમાં વાંચી ગયા છીએ. જાલમસિંહ, તેમના પછી માધુસિંહ (બીજા) અને તેમના પછી મદનસિંહ(બીજા)

થયા. આ મદનસિંહ ઝાલાવાડના મૂળ પુરૂષ થયા. આ વંશના વડીલો વિશે આ પ્રસંગે થોડું બતાવીશું તો તે નીરૂપયોગી નહી ગણાય.

**કેશર મકવાણો**—કે જે સિંધ અને કચ્છની સરહદ ઉપર નગરપારકરની પાસે **કીરંતીગઢ** માં રાજ્ય કર્તા હતા તે, અને સિંધના રાજા હમીર સુમરાની વચ્ચે કીરંતીગઢ આગળ એક ખુનખાર લડાઈ થઈ, જેમાં કેશર અને ઘણા મકવાણા મરાયા તથા કીરંતીગઢનો નાશ થયો. કેશરના પછી તેમના કુંવર **હરપાળ** અણહીલવાડ પાટણનો સોલંકી રાજા કરણ કે જે તેમની માસીનો દીકરો થતો હતો તેને ત્યાં ગયા. કરણ રાજાએ હરપાળને તેમની સારી નોકરીને માટે ૨૩૦૦ ગામ ઇનામમાં આપ્યા હતાં (પછવાડેથી ૫૦૦ ગામ તેમણે પાછાં આપ્યાં હતાં) તે લઈ રાજગાદી **પાટડી**માં સ્થાપી. હરપાળ શક્તિદેવિ સાથે પરણ્યા હતા, તેણીને પેટે સોઢો, માંગુ અને શેખરો, એ નામના ત્રણ કુંવર તથા ઉમાદે નામની કુંવરી થઇ હતી. ભાટ લોકો કહેછે કે:—એ ચારે બાળક એક વખત પાટડીના દરબારમાં રમતાં હતાં, તેવામાં દરબારનો ગાંડો હાથી છુટ્યો અને તે આ બાળકોને પકડી લેવાની તૈયારીમાં હતો, તેવામાં શક્તિદેવિએ બારીએ બેઠાં લાંબો હાથ કરી ઝાલી લીધાં. આ વખતથી તે ત્રણે કુંવરોના વંશજ "મકવાણા" ને બદલે "ઝાલા" એ જાતથી ઓળખાવા લાગ્યા.

હરપાળ ઈ. સ. ૧૧૩૦ માં મરણ પામ્યા, તેમના પછી સોઢાજી ગાદીએ બેઠા. તેમના વંશમાં ૧૬ પેડી સુધી ગાદી પાટડીમાં રહી. સોળમા પુરૂષ **સતરસાલે** પાટડીમાંથી ગાદી ઉઠાવી અને **માંડળ**માં સ્થાપી. તથા તેમના કુંવર જેતસિંહે રાજગાદી માંડળથી ઉઠાવી **કુવામાં** સ્થાપી. કુવાની ગાદીએ ૪ રાજા થયા. જેમાંના છેલા વાઘોજી મુસલમાનો સાથે લડતાં મરાયા. તેમના કુંવર રાજોધરજીએ ઇ. સ. ૧૪૮૮ માં ગાદી **હળવદમાં** સ્થાપી,

હળવદની ગાદીએ રાજોધરજી પછી રાણોજી, માનસિંહ, રાયસિંહ, અને ચંદ્રસિંહ; એ નામના રાજા એક પછી એક થયા. ચંદ્રસિંહના વડા કુંવર પૃથુરાજે ચંદ્રસિંહની હયાતીમાં હળવદ છોડી દીધું હતું, પણ તેમને સુલતાનજી અને રાજોજી એ નામના બે કુંવર હતા. જ્યારે ચંદ્રસિંહ ઈ. સ. ૧૬૨૮ માં મરણ પામ્યા, ત્યારે ગાદીએ બેસવાનો હક સુલતા-

નજીનો હતો પરંતુ તેને પડતો મુકી તેના કાકા *આશકરણ (ચંદ્રસિંહના ત્રીજા કુંવર) હળવદની ગદીએ બેઠા.

આથી સુલતાનજીએ વાંકાનેર (કાઠીયાવાડમાં) નો કબજો કર્યો અને તે વાંકાનેરના રાજ્યનો મૂળ પુરૂષ થયો. તેમ રાજોજીએ વઢવાણને કબજે કર્યું અને ત્યાં જુદી રાજગાદી સ્થાપી.

આ વઢવાણના મૂળ પુરૂષ ×રાજોજીના ત્રીજા કુંવર ભાવસિંહે પોતાના પિતાની હયાતીમાં પોતાનું નશીબ અજમાવવા માટે વઢવાણ છોડ્યું. પ્રથમ તે પોતાને મોસાળ ઈડર અને ત્યાર પછી માળવામાં સાવરના ઠાકોરની કુંવરી સાથે લગ્ન કરી ત્યાં જઈને રહ્યા. ભાવસિંહના કુંવર માધુસિંહ, એ એક બહાદુર પુરૂષ નીકળ્યા. તેમનો તેમની મામી જે સાવરના ઠાકોરની રાણી હતી, તેને ભય લાગ્યો કે તે તેના કુંવરને કહાડી મુકી સાવરની ગાદીએ બેસશે; તે ઉપરથી તેણીએ પોતાના ધણીને કહ્યું કે તેમને રજા આપો પણ તે વાત તેણે કબુલ કરી નહી. જ્યારે આ વાત માધુસિંહના જાણવામાં આવી ત્યારે તેમણે સાવર છોડ્યું અને પ્રથમ બુંદી તથા ત્યાર પછી કોટે ગયા.

માધુસિંહ પ્રથમ બુંદી ગયા ત્યાં તેમણે સારી પ્રખ્યાતી મેળવી અને ફોજના સેનાપતિનો દરજ્જો પામ્યા. ઈ. સ. ૧૬૮૨ માં ત્યાં તેમને નાંતાની જાગીર મળી. જ્યારે બુંદીનો રાવરાજા છત્રસાલ લડાઈમાં મરણ પામ્યો, ત્યારે તેના પછી ગાદીએ આવનાર તેના પૌત્ર ભાવસિંહની છોટી ઉંમર હતી, તેથી તેનું સારી રીતે રક્ષણ કર્યું. અને રાજકારભાર કીધો, પણ

*આશકરણ પછી અમરસિંહ, મેઘરાજ, ગજસિંહ, જસવંતસિંહ, પ્રતાપસિંહ, રાયસિંહ ગજસિંહ, અને જસવંતસિંહ; એ નામના રાજા થયા. આ છેલા એ ગાદી હળવદથી ઉઠાવી અને ધ્રાંગદરામાં સ્થાપી. જસવંતસિંહ પછી રાયસિંહ, અમરસિંહ, રણમલસિંહ અને માનસિંહ એ નામના રાજા થયા. આ માનસિંહ એ ધ્રાંગદરાના હાલના રાજકર્તા છે. ધ્રાંગદરાના રાજ્યની વારસિક પેદાશ રૂ.૬૦૦૦૦૦ (છ લાખ) ને આશરે થાયછે.

×વઢવાણની ગાદીએ રાજોજી પછી ઉદયસિંહ, ભગતસિંહ, અરજુનસિંહ, સબળસિંહ; ચંદ્રસિંહ, પ્રથીરાજ, જાલમસિંહ, રાજસિંહ. દાજીરાજ અને બાળસિંહ, એ નામના રાજા થયા. બાળસિંહ, એ હાલના રાજાછે. એ રાજ્યની વારસિક પેદાશ રૂ ૩૫૦૦૦૦ (સાડાત્રણ લાખ) ને આશરે થાય છે,

પછવાડેથી બુંદીની રાણી સાથે તેમને અણબનાવ થયો. રાણીને ભય લાગ્યો કે વખતે માધુસિંહ બાળરાજાને મારી ગાદીએ બેસશે, તેમ ધારી તેણીએ આરબ અને સિંધિયોને ઉશ્કેરી માધુસિંહની હવેલી ઉપર હુમલો કરવા મોકલ્યા. માધુસિંહે હુમલો કરનાર બળવાખોરોને હરાવી પાછા કહાડ્યા, તો પણ તે વખતથી તેમનું મન બુંદીમાંથી ઉઠયું; અને કોટે ગયા; કોટાનો મહારાવ ભીમસિંહ, તેમને બે માઇલ સુધી લેવાને સામે આવ્યો અને પોતાના રાજ્યમાં રાખી તેમની સારી આબરૂ વધારી. તેમણે કોટામાં પણ બુંદીની માફક સારી પ્રખ્યાતી મેળવી. મહારાવ ભીમસિંહે પોતાના કુંવર અરજુનસિંહનું આ પ્રખ્યાત માધુસિંહની બેન સાથે લગ્ન કરાવ્યું અને નજીકનો સંબંધ બાંધ્યો. મહારાવ ભીમસિંહે તેમને પોતાના રાજ્યના લશ્કરી સેનાપતિની પદવિ આપી, એટલુંજ નહી પણ કીલ્લાની અને રાજ્ય મહેલની હકુમત પણ સોંપી હતી. કોટાના રાજ્યના સરદાર પટાવતો તેમને ''મામાસાહેબ''ની પદવિથી ઓળખતા હતા અને જેમ તેમને તથા તેમના વંશજોને કોટાનો કારભાર ચાલુ રહ્યો; તેમ એ પદવિ પણ ચાલતી રહી હતી.

માધુસિંહ પછી તેમના કુંવર મદનસિંહ અને મદનસિંહ પછી કુંવર હીંમતસિંહે લશ્કરી કારભાર કીધો, તેમજ તે પદવિઓ ભોગવી. હીંમતસિંહ જે વખત કોટાનો લશ્કરી કારભાર કરતા હતા, તે વખત મરેઠા અને જેયપુરના રાજાનાં લશ્કરેથી કોટા ઘેરાયલું રહેતું હતું તેથી તેનો બચાવ કરવા માટે હીંમતસિંહે મરેઠાઓને કોટાએ ખંડણી આપવી, એમ ઠરાવી સલાહ કરાવી આપી. આ સલાહમાં કોટાને નહારગઢનો કિલ્લો મળ્યો. હીંમતસિંહ ઈ. સ. ૧૭૬૦-૬૧ માં મરણ પામ્યા. તેમના પછી તેમના ભાઈ પૃથ્વિસિંહના કુંવર પ્રખ્યાત જાલમસિંહ કે જેમને હીંમતસિંહે ઉત્તક લીધા હતા. તે સેનાપતિ થયા.

જાલમસિંહ, એ એક પ્રખ્યાત પુરૂષ થઈ ગયા; જેમના વિશે આ પુસ્તકમાં કોટાના ઇતિહાસમાં કેટલોએક ભાગ રોકાયો છે, તેમના વિશે કેટલીએક હકીકત તેમાં આવી ગએલી છે તે તથા તે શિવાયની બીજી વધારે હકીકત વાંચનારાઓને માટે અહીં દાખલ કરવામાં આવે છે. જાલમસિંહ જ્યારે કોટાના સેનાપતિ થયા, ત્યારે તેમની ઉંમર માત્ર ૨૧ વરસની હતી. લગભગ એજ વરસમાં એટલે ઈ. સ. ૧૭૬૧ માં જેયપુરનો રાજા માધુસિંહ એક મોટા સૈન્ય સાથે કોટા અને બુંદીનાં રાજ્યને

પોતાના તાબાનાં ખંડીયાં રાજ્ય બનાવવા માટે ચઢી આવ્યો. આ વખત પાણીપતની લડાઈમાં મરેઠા હાર્યા હતા, તેથી માધુસિંહને કોઇની દેહશત રહી નહોતી, પરંતુ કોટા તથા બુંદીનાં લશ્કર માધુસિંહ સામે લડવાને તૈયાર થયાં. માધુસિંહનું લશ્કર ચંબલ નદી ઉતરી આ તરફ આવ્યું અને કોટાના મુલકમાં પેઠું. કોટાના લશ્કરમાં ફક્ત ૫૦૦૦ હાડા હતા. બતવારોના રણક્ષેત્રમાં આ હાડાઓનું લશ્કર માધુસિંહના સામે બહુ બહાદુરીથી લડ્યું. અને માધુસિંહના લશ્કરને ઉપરાઉપરી હુમલા કરી હરાવ્યું. જાલમસિંહ પંડે ઘોડેથી ઉતરી આવેલા લશ્કર સામે બહુ બહાદુરીથી લડ્યા, પણ પછાડીથી તેમના સમજવામાં આવ્યું કે જેયપુરનું લશ્કર ઘણું મોટું છે તેથી ઘણા આગળ થોડાથી પેતાનો બચાવ થઈ શકશે નહી, તેમ ધારી પાણીપતની લડાઇમાં હાર ખાઈ આવેલું મલ્હારરાવ હોલકરનું લશ્કર બતવારોની નજીકમાં છાવણી કરી પડ્યું હતું. હોલકરને બંને તરફથી મદદમાં લેવા માટે કહ્યું હતું પણ હોલકર પાણીપતની હારથી ગભરાયો હતો તેથી બંનેને ના કહી. જાલમસિંહે પોતાની બુદ્ધિ અને ચંચળ નજરથી જોયું કે હોલકર તરફથી મદદ મળવાની નથી. તેથી એક બીજી યુક્તીથી, મલ્હારરાવ હોલકર પાસે જઈ તેને કહ્યું કે જેયપુરીઓની છાવણીમાં હાલ કંઈ પણ બંદોબસ્ત નથી અને તેથી જો હાલ તેને લુંટવી હોય તો વખત છે. જેયપુરીઓને આ ખબર પડી એટલે તે ગભરાયા અને હોલકરની દેહશતથી નાશી ગયા.

આ લડાઇ પછી થોડી મુદતમાં એટલે ઈ. સ. ૧૭૬૩ માં કોટાનો રાવ છત્રસાલ મરણ પામ્યો અને તેના પછી તેનો ભાઈ ગુમાનસિંહ ગાદીએ બેઠો. આ નવા રાવ અને જાલમસિંહને અણબનાવ થવાથી રાવે તેમને દુર કર્યા; એટલે જાલમસિંહ મેવાડના રાણા અરસીના દરબારમાં ગયા. જાલમસિંહની કીર્તિ બતવારોની લડાઇથી આખા રાજપુતાણામાં ફેલાઈ હતી, તેથી રાણા અરસીએ તેમને પોતાને ત્યાં સારા માનથી રાખ્યા. આ વખત રાણો દેલવાડાના સરદારના દાબમાં હતો, તેથી તેણે જાલમસિંહને કહ્યું કે મને આ સરદારનાં તાબામાંથી મુક્ત કર. જાલમસિંહે બીજે દીવસે પેલા સરદારને માર્યો અને રાણાને તેના કબજામાંથી છુટો કર્યો. આથી જાલમસિંહ મેવાડના દરબારમાં વધારે પ્રખ્યાત થયા. રાણા અરસીએ આ વખત જાલમસિંહને "રાજરાણા" એવો ખીતાબ આપ્યો, એટલુંજ નહી પણ સાતર બેડાની જાગીર

પણ આપી હતી. આથી જાલમસિંહ મેવાડમાં બીજા વર્ગના સરદાર થયા. જાલમસિંહના દુશ્મનો મરેઠાઓની મદદ મેળવી મેવાડ ઉપર ચઢી આવ્યા, પણ રાણા અને જાલમસિંહે તે લોકને પાછા નસાડી મુક્યા. પરંતુ એટલામાં દુશ્મનોને વધારે મદદ આવી મળવાથી તેઓ મેવાડીઓ ઉપર તુટી પડ્યા. આ વખતની લડાઇમાં મેવાડ તરફના કેટલાએક સરદારો મરાયા તથા જાલમસિંહના ઘોડાને ગોળી વાગવાથી તે મરાયો અને પોતે ઘાયલ થઈ, કેદ થયા.

જાલમસિંહને કેદ થઈ પ્રખ્યાત આંબાજી ઇંગ્લીયાના બાપ ત્રંબકરાવના કબજામાં રહેવું પડ્યું, પણ યુક્તિ વાળા જાલમસિંહે કેદમાં રહી તેની સાથે દોસ્તી બાંધી તથા તેથી ત્રંબકરાવે તેમને છોડી મુક્યા. હવે જાલમસિંહ મેવાડ નહી જતાં કોટે ગયા. આ વખત તેમની સાથે એક પંડીત લાલાજીબલ્લાલ નામનો તેમનો દોસ્ત હતો, તે પણ એમની સાથે કોટે ગયો હતો. રાવ ગુમાનસિંહ હજી સુધી જાલમસિંહના ઉપર ગુસ્સે હતો, પણ તેમની યુક્તિ અને બોલીની મીઠાશથી તેણે જાલમસિંહને તેમની મુળની જગા આપી. આ વખત મરેઠાઓએ કોટાની દક્ષિણ બાજુએ આવેલા બકેનીના કીલ્લા ઉપર ઘેરો ઘાલ્યો. પણ જાલમસિંહના કુંવર માધુસિંહના તાબાના ૪૦૦ હાડાઓએ મરેઠા સામે ટકાવ કીધો; મરેઠાના ઘણા હુમલાને માધુસિંહે પાછા વાળ્યા. હવે મરેઠાએ કિલ્લાનો દરવાજો તોડવા સારૂં એક હાથીને દરવાજા આગળ અડાવ્યો; એટલે માધુસિંહ પોતાના હાથમાં ફક્ત કટાર લઈ કીલ્લા ઉપરથી પેલા હાથી ઉપર કુદી પડ્યા અને પેલી કટારથી માવતને માર્યો, એટલુંજ નહી પણ હાથીને માર્યો અને ઘણાને ઘાયલ કર્યા. માધુસિંહની બહાદુરી જોઈ કિલ્લાની અંદરના હાડાઓ તેને બચાવવા માટે દરવાજો ઉઘાડી બહાર આવ્યા અને તલવારો ઉછળવા માંડી. તેમણે ૧૨૦૦ મરેઠાઓને માર્યા તથા હાડા પણ તમામ કામ આવી ગયા.

ઈ. સ. ૧૭૭૫ માં રાવ ગુમાનસિંહને ભારે મંદવાડ થયો અને તેને જ્યારે એમ માલમ પડ્યું કે જીવવાની આશા નથી ત્યારે રાવે પોતાના ૧૦ વરસના કુંવર ઉમેદસિંહને જાલમસિંહના ખોળામાં મુકચો. રાવના મરણ પછી તેના કુંવરને જાલમસિંહે કોટાની ગાદીએ બેસાડ્યો પણ રાજ્યની કુલ સત્તા જાલમસિંહના હાથમાં આવી. જાલમસિંહની કારકિર્દીની શરૂઆતમાં કોટાના રાજ્યની કુલ સત્તા તેમના હાથમાં નહોતી, માત્ર લ-

શ્કરી સત્તા હતી. દીવાનનું કામ રાય અખેરાય નામનો સખસ કરતો હતો, પરંતુ મરહુમ રાવ ગુમાનસિંહના મરણ પેહેલાં થોડા દિવસ આગમચ અખેરાય મરણ પામ્યો હતો; તેથી હવે દિવાન અને સેનાપતિ, એ બંને દરજ્જાના, તેમજ રાવ ઉમેદસિંહના નામથી પોતે આખા રાજ્યના માલીક થયા.

જાલમસિંહના હાથમાં રાજ્યની તમામ સત્તા આવી, એટલે તુરતજ એક દંગો ખડો થયો. બાંકરોટનો ઠાકોર, રાવનો પીત્રાઈ સરૂપસિંહ અને જશકરણ; એટલા જણે જાલમસિંહની સત્તા પોતાને હાથ લેવા આ દંગો કર્યો હતો. પણ જાલમસિંહે તે દંગો તુરત બેસાડી દીધો. જસકરણ રાવનો દુધભાઈ હતો, તેથી તેને રાવના રક્ષપાળની જગા આપી હતી અને તેથી તેનું માન વધારે હતું. તેણે બાળરાજાને મારવાનાં કાવત્રાં કરવા માંડ્યાં તેથી જાલમસિંહે તેને દેશપાર કર્યો, એટલે તે જેયપુર જતો રહ્યો અને બાંકરોટનો ઠાકોર તથા સરૂપસિંહ પણ નાશી ગયા. તેમના પક્ષના બીજા સરદારો હતા, તે પણ જાલમસિંહથી દેશત પામી કોટા છોડી જતા રહ્યા. આ નાસનારા સરદારો જેયપુર, મારવાડ વિગરે રાજ્યોમાં ગયા, પણ જાલમસિંહે સઘળાં રાજપુત રાજ્યોમાં કાગળો લખી ખબર આપી હતી કે એ લોકો રાજદ્રોહી અને બળવાખોર છે. આથી તે રાજાઓએ તેમને આશ્રય આપ્યા નહી. જેથી કેટલાએક રખડીને મરી ગયા અને કેટલાએકે કોટે આવી જાલમસિંહ પાસે માફી માગી. જાલમસિંહે તેમના ગુન્હા માફ કીધા, પરંતુ છેવટ સુધી તે લોકને બળવાખોરમાં ગણ્યા હતા અને તેમની જાગીરો ખાલસા કરી તેમના ગુજરાન જોગ થોડો થોડો ભાગ આપ્યો હતો. આ પ્રમાણે કરી તેમને નબળા કરી નાખ્યા હતા.

થોડા દિવસ પછી અથુનના સરદાર દેવીસિંહે બળવો કર્યો. તેની જાગીરની વારસિક પેદાશ ૩૯૦ હજારની હતી. તેણે પોતાનો કીલ્લો મજબુત કર્યો અને જાલમસિંહ ઉપર જે લોકો બળી રહેલા હતા તેમને પોતાની પક્ષમાં લીધા. જાલમસિંહે તે કીલ્લા ઉપર જઈ ઘેરો ઘાલ્યો અને કીલ્લેદારોને તાબે કર્યા તથા તે જાગીરને ખાલસા કરી. દેવીસિંહ નાશી ગયો તથા તે અથડાઈને મરણ પામ્યો. તેના દીકરાએ જાલમસિંહ પાસે આવી માફી માગી, તેથી તેને ૩૧૫ હજારની ઉપજની બામોલીયાની જાગીર આપી અને તેમાં વસવા દીધો. બાકીના બળવાખોરોના ગુન્હા માફ કીધા પણ

તેમની બધી સત્તા લઈ લીધી હતી. હવે જાલમસિંહને ઝેર દઈને મારવા માટે યુક્તિઓ થવા માંડી, પણ તેમાં કંઈ થઈ શક્યું નહી. છેવટ ઈ. સ. ૧૯૦૦ ની સાલમાં મોહરસનના ઠાકોર બહાદુરસિંહે બળવા કરવા છુપો વિચાર કર્યો. જે સરદારોને જાલમસિંહે નબળા કરી નાખ્યા હતા તે બધા બહાદુરસિંહને મળી ગયા. આ લોકોએ એવો વિચાર કર્યો કે જાલમસિંહ જે વખત દરબારમાં જાય તે વખત તેમને કતલ કરવા. આ છુપી વાત જ્યારે જાલમસિંહ દરબારમાં જતા હતા ત્યારે તેમને રસ્તામાં માલમ પડી. પોતે હીંમત રાખી પોતાના એક દોસ્તના તાબાની પાયગા ત્યાં આગળ હતી, તેમાંના સ્વારોને પોતાની સાથેના સ્વારોમાં ઉમેરો કરી પોતે દરબાર તરફ ચાલ્યા. બળવાખોરો વાટ જોઈને બેશી રહ્યા હતા, તેમના ઉપર એકદમ ધસારો કરી તેમાંના કેટલાએકને માર્યા, કેટલાએક નાશી ગયા અને જે પકડાયા તેમને કેદ કર્યા. બળવાખોરોનો આગેવાન બહાદુરસિંહ ત્યાંથી નાઠો તે હાડાઓની કુળદેવિના દેવળમાં જઈને સંતાયો. જાલમસિંહે તેને ત્યાંથી પકડી મંગાવ્યો અને કતલ કર્યો. આ પ્રમાણે જાલમસિંહ ઉપર ૧૮ વખત બળવા તથા કાવત્રાં થયાં પણ તે બધી વખત પોતાના બુદ્ધિબળને લીધે બચી ગયા.

આ ૧૮ બળવામાંનો એક બળવો દરબારમાંની રાજપુતાણીઓએ કર્યો હતો. બનાવ એમ બન્યો કે એક દિવસ બાળરાજાની માએ તેમને દરબારમાં બોલાવ્યા. તે ગયા અને જનાનખાનાના ઓરડાની પાસે ઉભા રહ્યા, એટલામાં કેટલીએક રાજપુતાણીઓનું ટોળુ હથીઆરો સાથે તેમના ઉપર ધશી આવ્યું. આ વખત જાલમસિંહને બચવાની આશા નહોતી, કેમકે આ રાજપુતાણીઓ બહાદુર અને બુદ્ધિશાળી હતી. પણ તેણીઓએ જાલમસિંહના ગુન્હાની પુછપરછ કરી, પછીથી મારવા એમ વિચાર કર્યો. જાલમસિંહને ઉપરાઉપરી સવાલ પુછવા માંડ્યા. એવામાં મરનાર રાવની વિધવા રાણીની એક હીંમતવાન દાસી આગળ ધશી આવી. જાલમસિંહની ખુબસુરતિને લીધે તેણીની એમના ઉપર ઘણી પ્રીતિ હતી, તેથી તેમને બચાવવા માટે તે યુક્તિથી આગળ આવી અને જાલમસિંહને ગાળો દઈ, તથા ધક્કા મારી બહાર કહાડી મુક્યા.

કોટાનો રાવ ઉમેદસિંહ, એ જાલમસિંહના તાબામાં નજર કેદીની માફક હતો, પરંતુ તે તેનો માન મરતબો બરાબર સાચવતા હતા. જાલમસિંહે જો કદી કોટાના રાજા થવા ધાર્યું હોતતો વગર મૂશ્કેલીથી તેમ

બના થકવાને જરૂર નહોતી પણ પોતે પ્રમાણીકપણાથી આવી તે બાબત રાખીજ નથી. રાવ ઉમેદસિંહ ઈ. સ. ૧૮૨૦ માં મરણ પામ્યો, તે પછી તેના કુંવર કીશોરસિંહને કોટાની ગાદીએ બેસાડ્યો. જાલમસિંહે આશરે ૬૦ વરસ સુધી કોટાનો કારભાર કીધો. તે વખતમાં કોઈ પણ રાજવાડામાં શાન્તી નહોતી. બધાં રાજ્યો ઉપર મરેઠા, પીંઢારા અને બીજા લુંટારાઓ ચઢી આવી ઘણું નુકશાન કરતા હતા. પરંતુ પ્રખ્યાત જાલમસિંહના દાબથી માત્ર કોટાના દરવાજામાં દુશ્મનો પેશી શક્યા નથી, એટલુંજ નહી પણ બધાં રાજવાડાં, મરેઠા અને પીંઢારાઓ જાલમસિંહનો આશ્રય માગતા તથા સલાહ લેતા હતા. કોટાના વંશપરંપરાના કારભાર માટે તેમને સને ૧૮૧૭ માં ઈંગ્રેજો તરફથી બાંયધરી મળી હતી.

આ પ્રખ્યાત જાલમસિંહનું ૮૪ વરસની ઊંમરે ઇ. સ ૧૮૨૪ માં મરણ થયું. તે પછી તેમના કુંવર **માધુસિંહ** (બીજા) અને માધુસિંહ પછી કુંવર **મદનસિંહ** (બીજા), એમણે કોટાની દિવાનગીરિ કીધી. આ મદનસિંહ એ ઝાલાવાડના રાજ્યના મૂળ પુરૂષ થયા.

કોટાના રાવ ઉમેદસિંહના ઈ. સ. ૧૮૨૦ માં મરણ પછી તે ગાદીએ જાલમસિંહે કીશોરસિંહને બેસાડ્યો હતો. તે ઈ. સ. ૧૮૨૮ માં મરણ પામ્યા પછી રામસિંહ, રાવ થયો હતો. રાવ રામસિંહ અને મદનસિંહ એમની વચ્ચે ઘણો અણબનાવ ચાલતો; પરંતુ વંશ પરમપરાની દિવાનગીરિના હકને ઈંગ્રેજો તરફથી બાંયધરી મળી હતી, તેથી તેમને દિવાનગીરિમાંથી કહાડવા ઇલાજ નહોતો. ઈ. સ. ૧૮૩૪ માં તેમની બંનેની વચ્ચે ભારે વેર બંધાયાં અને એ તકરાર ઈંગ્રેજ સરકાર સુધી ગઈ. છેવટ રાવ રામસિંહની કબુલતથી ઈ. સ. ૧૮૩૮ ની સાલમાં એમ ઠર્યું કે સને ૧૮૧૭ ના કરારમાં જે કલમો વધારી હતી તે રદ કરવી અને તેથી જાલમસિંહના વંશજોના કોટાના રાજ્યના કારભારના હક સંબંધીનો છેડો આવ્યો. આ હક રદ કરવામાં આવ્યો, તેના બદલામાં કોટાના મુલકમાંથી રૂ.૧૨૦૦૦૦૦ (બાર લાખ)ની ઉપજનાં ૧૭ પ્રગણાં મદનસિંહને જુદાં કહાડી આપવામાં આવ્યાં. આ પ્રગણાંનું કોટાથી જુદું યાને સ્વતંત્ર રાજ્ય બન્યું; જે "ઝાલાવાડનું રાજ્ય;" એ નામથી આજ ઓળખાય છે અને તે મદનસિંહના વંશજોના તાબામાં છે. ઈ. સ. ૧૮૩૮ માં આ પ્રમાણે ફેરફારનો કરાર થયો. તે વખત કોટા અને ઝાલાવાડની ખંડણીને માટે પણ નવો કરાર થયો, એ વખત કોટા ઉપરની ઈંગ્રેજોની ખંડણીમાંથી રૂ.૮૦૦૦૦ (એંસી હજાર) ઓછા કરી તે રકમ ઝાલાવાડને માથે નાખી.

રાજરાણા મદનસિંહ, એ ઝાલાવાડના પેહેલા રાજા થયા, પણ એ બધો પ્રતાપ પ્રખ્યાત જાલમસિંહનો હતો. મદનસિંહ (બીજા) ઈ. સ. ૧૮૪૫ માં મરણ પામ્યા; તેમના પછી કુંવર **પૃથ્વીસિંહ** ઝાલાવાડની ગાદીએ બેઠા. મહારાજા રાજરાણા પૃથ્વીસિંહના રાજ્યના વખતમાં ઈ. સ. ૧૮૫૭ ની સાલમાં હિંદના દરેક ભાગમાં બળવો થયો, અને તે વખત ઈંગ્રેજોને દેશી રાજ્યોની મદદની જરૂર પડી હતી, તે વેળા તેમણે કેટલાએક ઈંગ્રેજો, તેમની અબળાઓ અને બાળકોને પોતાના રક્ષણ નીચે લઈ સારો આશ્રય આપ્યો હતો, એટલુંજ નહી પણ તેમને સારા રક્ષણવાળી જગા જે દિલ્હી, ત્યાં સહી સલામત પહોંચાડી દીધાં હતાં. મહારાજા રાજરાણા પૃથ્વીસિંહના અમલના વખતમાં ઝાલાવાડની રાજ્યગાદીને માટે જરૂર પડે તો વગર નજરાણો આપે દત્તક લેવાની સનંદ ઈ. સ. ૧૮૬૪ માં બ્રિટિશ સરકાર તરફથી મળી.

નામદાર મહારાણી વિક્ટોરિયાએ "કૈસરેહિંદ" એ પદ ધારણ કર્યું તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લૉર્ડલીટને પાદશાહી દરબાર ભર્યો હતો, તે વખતના દરબારમાં મહારાજા રાજરાણા પૃથ્વીસિંહ દિલ્હી પધાર્યા હતા. આ દરબારમાંથી તેમને એક પાદશાહી વાવટો આપવામાં આવ્યો હતો. જે લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો હતો.

મહારાજા રાજરાણા પૃથ્વીસિંહના કૈલાસવાશી થયા પછી તેમને કુંવર નહી હોવાથી તેમના કુટુંબમાંના કુંવર **વખતસિંહજીને** દત્તક લઈ ગાદીએ બેસાડ્યા; જે ઝાલાવાડના હાલના મહારાજા રાજરાણા છે. મહારાજા રાજરાણા વખતસિંહજી બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવેછે.

---

## જેયસલમેર.

આ રાજ્ય રાજપુતાણાની વાયવ્ય કોણના ભાગમાં છેવાડું છે. તેના રાજ્યકર્તા ભાટી જાતના રાજપુત અને તે "**મહારાવળ**"ની પદવિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તરે પંજાબ ઈલાકામાં આવેલું બાવલપુરનું રાજ્ય; ઈશાનકોણ તરફ વિકાનેરનું રાજ્ય; પૂર્વ અને દક્ષિણે મારવાડનું રાજ્ય અને પશ્ચિમે સિંધનો ઉપલો સરહદનો મુલક તથા એરપુરનું રાજ્યછે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૨૨૫૨ ચોરસ મૈલનો છે. અને તેમાં **વસ્તી**—આશરે ૭૫૦૦૦ ( પંચોતેર હજાર ) માણસની છે. **વારસિક પેદાશ**—રૂ. ૧૫૦૦૦૦ (દોઢ લાખ) ને આશરે થાય છે. **દેશનું સ્વરૂપ**—જમીનનો ઘણો ભાગ અરસાળ છે, બધી જમીનમાંથી આશરે વિશમા ભાગ જેટલી જમીન ખેતી થાય તેવી છે. દેશ એક રેતીના દરીયા જેવો પાધર મેદાન છે. રેતીનાં મેદાન બરડ છે, તેમાં ચાલતાં ચાલતાં માણસ અને પશુના પગ રેતીમાં પેશી જાયછે. કોઈ કોઈ ઠેકાણે જમીનમાં કઠણાશ તથા ચીકણાશ હોયછે, ત્યાં ઘાસનાં ભોથાં માત્ર ઉગે છે. રેતીનાં મેદાનમાં મૃગજળના ચમત્કાર વારંવાર થયા કરેછે. આવા ઉજ્જડ તથા ભયંકર મેદાનમાંથી ચાલતાં કોઈ કોઈ જગાએ આબાદ ભાગ નજરે પડે છે, પણ તેમાં કાંઈ રસાળપણું હોતું નથી. દેશ વિશાળ મેદાન અને રેતીના ટેકરાઓથી ભરેલો છે. જ્યારે વરસાદ વરસે છે ત્યારે લોકો ઊંટ વતી રેતીના ટેકરા ખેડેછે તથા બીજ જમીનમાં ઘણાં ઝાડાં વાવે છે. રણમાં ઘાસ ઉગેછે તે ખાઈને ઊંટ, ઘેટાં અને ઢોર ઉછરે છે. આ દેશની મુખ્ય પેદાશ જનાવરી છે. **નદી**—બીલકુલ છેજ નહી. દેશના લોકોને પાણી સંબંધી ઘણી અડચણ પડેછે. **હવા**—રોગીષ્ટ છે. રાત્રે ટહાડ ઘણી અને દિવસે તાપ પણ ઘણો આકરો પડેછે. વરસાદ થોડો અને તે નૈરૂત્યકોણ તરફથી વરસે છે. **જમીન**—તથા **નીપજ**—આપણે ઉપર વાંચી ગયા તે પ્રમાણે જમીન રેતાળ અને ઘણીજ અરસાળ છે. નિપજમાં-ડાંગર, જુવાર, ઘઉં, મગ, જવ, કપાસ અને તેલીયાં બી થાયછે. **જનાવર**—રણમાં જંગલી ગધેડાં ઘણાં થાય છે. શિવાય ઊંટ, ઘેટાં અને ગાયો વિગેરે ઉછેરવામાં આવે છે. **લોક** તથા **ભાષા**—રાજપુત, જાટ, તથા અફગાન અને બલુચી જાતના મુસલમાનની વસ્તીછે. દેશની ભાષામાં બે ભેદછે. પૂર્વ ભાગમાં મારવાડી અને પશ્ચિમમાં સિંધિ બોલી બોલાય છે. **મુખ્ય શેહેર**—**જેયસલમેર**, એ આ દેશની રાજધાનીનું કીલ્લાવાળું શેહેર, ઘણુંકરીને તે દેશના મધ્ય ભાગમાં છે. તેમાં રાજકરતા મહારાવળની ગાદી અને રાજમેહેલ છે. પોષ્ટ ઓફીસ છે. આ શેહેર ઈ. સ. ૧૧૫૬ માં ભાટી રાજા જેયસલે વસાવ્યું હતું. જેયસલમેર શેહેર "ઇંડુસ વાલે સ્ટેટ રેલવે" નામની લાઈનના ખાનપુરના રેલવે સ્ટેશનથી અગ્નિકોણમાં આશરે ૧૦૦ મૈલ અને જોધપૂરના રેલવે સ્ટેશનથી પશ્ચિમ અને વાયવ્યકોણ વચ્ચેના ખુણા તરફ આશરે ૧૫૦ મૈલને છેટે છે.

શિવાય કિશનગઢ, બિક્રમપુર, એતા, સોબરા અને શાહગઢ; એ પ્રસિદ્ધ શેહેરો છે. દત્તકની સનંદ—આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારેસ ન હોય તો વગર નજરાણો આપે હીંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઇંગ્રેજ સરકાર તરફથી મળીછે. વળી "કૈસરેહીંદ" તરફથી પાદશાહી વાવટો—પણ મળ્યો છે. યુદ્ધ સામગ્રી—આ રાજ્યની લશ્કરી પધ્ધતિ ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફયુડલ ધારાને લગતી છે. ૪૦૦ પેદલ, ૩૦૦ સ્વાર, ૧૨ તોપ અને ૨૦ ગોલંદાજ રાખવાની સત્તાછે.

ઈતિહાસ—જેયસલમેરના રાજકર્તા ભાટી જાતના રાજપુત છે. ભાટી, એ યદુકુળની એક પ્રખ્યાત શાખા છે. શ્રી આદ્યનારાયણથી ૧૦ મી પેડીએ યદુ થયા, તેમના નામ ઉપરથી તેમના વંશજો "યદુ" અથવા "યાદવ" જાતથી ઓળખાયા. તેમનાથી ૪૪ મી પેડીએ અંશાવતારી શ્રી કૃષ્ણ થયા, જેમણે દ્વારકાંમાં રાજ્ય કર્યું. પછવાડેથી લોકોએ તેમને ઇશ્વર તરીકે માન્યા અને તેમની મૂર્તિઓ દેવાંશી તરીકે પુજાય છે. શ્રી કૃષ્ણની રાણી જાંબુવંતીજીના કુંવર શાંબ, એ મીશર દેશ (ઇજીપ્ત)ના રાજા બાણાશૂરના પ્રધાન કોભાંડની કુંવરી રામા સાથે પરણ્યા; તેણીને પેટે ઉષ્ણીક નામે કુંવર થયા. જ્યારે યાદવાસ્થળી થઈ, ત્યારે ઉષ્ણીક પોતાને મોસાળ મીશરની રાજધાની શોણીતપુરમાં હોવાથી ત્યાં તે બચ્યા. ત્યાંનો રાજા બાણાશૂર મુઓ ત્યારે રાજ્ય કોભાંડને મળ્યું અને કોભાંડ મુઓ ત્યારે તે રાજ્ય ઉષ્ણીકને હાથ આવ્યું. તેમના પછી ૯૯ મી પેડીએ દેવેંદ્ર થયા. તેમને ૪ કુંવર હતા; જેમાંનો ૧ અસપત (ઉગ્રસેન) મુસલમાન થયો; ૨ ગજપતના કુંવર ચુડચંદ્રથી તેના વંશજો ચુડાસમા કહેવાયા તથા તેણે સોરઠમાં રાજ્ય કર્યું, ૩ ભુપતે મારવાડ અને સિંધની વચ્ચે જમીન દબાવી તથા તે ભાટી વંશના રાજપુતોના મૂળ પુરૂષ થયા અને ૪ નરપતે ગીજનીના પાદશાહ ફીરોજશાહને મારી તેનું રાજ્ય લઈ લીધું તથા તે જામ કહેવાયો, તેના વંશમાં કચ્છ અને કાઠીયાવાડમાં આવેલા હાલાર પ્રાંતના જાડેજા રાજપુતો થયા.

ઉપર બતાવેલા ૪ કુંવરોમાંના ત્રીજા ભુપત, એ ભાટીઓના મૂળ પુરૂષ થયા. તેમના વંશજો મારવાડ અને સિંધની વચ્ચેના દેશમાં પથરાયા. ભુપત પ્રથમ ગીજનીમાં રહેતા હતા, ત્યાંથી તેમને અને તેમના વંશજોને ખોરાસાનના રાજાએ હાકી કહાડ્યા, એટલે તે પંજાબમાં ગયા. ત્યાં તેમણે સલબાણ (ઘણું કરીને લાહોર નગર હશે) નામના શેહેરને આબાદ કર્યું.

આ ઠેકાણેથી પણ તેમને ખોરાસાન વાળાએ કહાડી મુક્યા; એટલે તે મોટા રણ તરફ આવતા રહ્યા અને સિંધના તે વખતના ઉમરકોટના રાજપુત રાજા સાથે, અને ત્યાર પછી ઝાલોરના તે વખતના સોનીગરા જાતના રાજપુત રાજા સાથે લગ્ન સંબંધ બાંધ્યા. આ પ્રમાણે કરી તેમણે રણમાં તણોતનો કીલ્લો બાંધ્યો તથા તેને પોતાની રાજધાની બ-નાવી. થોડી મુદતમાં આસપાસના લુંટારાઓએ ભેગા થઈ તણોતના કીલ્લાને ઘેરો ઘાલ્યો, એટલુંજ નહી પણ કીલ્લામાં બાખું પાડી અંદર પેઠા અને જે ભાટીઓ હાથ આવ્યા તેમને કતલ કર્યા તથા કીલ્લાનો નાશ કર્યો. આ વખત લુંટારાઓએ જે કતલ ચલાવી તેમાંથી રાવળ દેવરાજ અને તેમની ટોળીના ભાટીઓ બચ્યા. તેમણે ત્યાંથી નાશી બીજો કીલ્લો બાંધ્યો, જેનું નામ પોતાને નામે નામ "દેવરાવળ" એવું પાડ્યું. રાવળ દેવરાજ બહાદુર અને પરાક્રમી રાજા હતા. તેમણે લોદ્રા રાજપુતોની રાજધાનીનું લોદરવા નામનું નગર હતું, તેને ઘેરો ઘાલી જીતી લીધું અને પોતાનું રેહાણ કેટલોક વખત સુધી એ નગરમાં રાખ્યું હતું.

રાવળ દેવરાજથી છઠ્ઠા પુરૂષ જેયસલ થયા, તેમના સમજવામાં આવ્યું કે દેવરાવળનો કીલ્લો સારા બચાવ વાળી જગામાં નથી, તેથી તેમણે ઇ. સ. ૧૧૫૬ માં એ કીલ્લાથી ૧૦ મૈલને છેટે નવો કીલ્લો બાંધ્યો તથા તેનું નામ પોતાના નામ ઉપરથી "જેયસલમેર" એવું પાડ્યું, જે જેયસલમેર આજ સુધી તેમના વંશજોની રાજધાનીનું શેહેર છે.

રાવળ જેયસલ ઈ. સ. ૧૧૬૮ માં મરણ પામ્યા. તેમના પછી સલભાણ ગાદીએ બેઠા. સલભાણ એ એક બહાદુર લડવૈયા હતા, પરંતુ તેમની ગેરહાજરીમાં તેમના કુંવર બીજલે રાજ્યનો કબજો લઈ લીધો. સલભાણ બલુચીલોકો સાથે લડવામાં મરાયા અને તે પછી બીજલ ઈ. સ. ૧૨૦૦ માં મરણ પામ્યા. તેમના પછી તેમના (બીજલના) કાકા કલ્યાણસિંહ ગાદીએ આવ્યા. આ રાજાએ પેલા બલુચીલોક ઉપર હુમલો કરી તેમનો નાશ કર્યો અને પોતાના ભાઇને માર્યાના વેરનો બદલો લીધો. તે ઈ. સ. ૧૨૧૯ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર ચચીકદેવ ગાદીએ બેઠા. રાવળ ચચીકદેવ બહાદુર પુરૂષ નીકળ્યા, તેમણે આસપા-સના જે લોકો બંડ કરતા હતા તેમને હરાવી પોતાની બહાદુરી જણાવી.

ચચીકદેવ ઈ. સ. ૧૨૫૧ માં મરણ પામ્યા, તેમના પછી તેમના પૌત્ર કરણ ગાદીએ બેઠા. આ રાવળ પણ પોતાના વડુવાના જેવાજ બહાદુર નીકળી આવ્યા હતા. તે ઈ. સ. ૧૨૭૯માં મરણ પામ્યા. કરણ-

તેના પછી લખુઢસેન ગાદીએ બેઠા. લખુઢસેન એ દયાળુ પણ વહેમી હતા. જંગલમાં રાતે શીઆળવાં બોલતાં, તેથી તેમના સમજવામાં એમ આવ્યું કે તે જનાવરોને ટાઢ વાયછે અને તેથી બુમો પાડેછે; આથી તેમણે તે જનાવરોને માટે ગોદડાં બનાવ્યાં અને તેમની રેહાણ આગળ મુકાવ્યાં, તોપણ તે બોલતાં બંધ રહ્યાં નહી; ત્યારે છેવટ તેમને રહેવા માટે મકાન બંધાવ્યાં હતાં. આ પ્રમાણેના ચાલતા વહેમમાં તે ફક્ત ૪ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૨૮૩ માં મરણ પામ્યા. તેમના પછી કુંવર પુંપલ ગાદીએ બેઠા. આ રાજાએ પોતાના રાજ્યના સરદારો સાથે એવી ખરાબ રીત ચલાવી કે જેથી કરીને તે બધાએ ભેગા થઈ તેમને પદભ્રષ્ટ કરી ગાદીએથી ઉડાડી મુક્યા અને લખુઢસેન પેહેલાંના રાવળ કરણના ભાઈ જેતસીને ગાદીએ બેસાડ્યા.

રાવળ જેતસીએ ૧૮ વરસ સુધી રાજ્ય કર્યું. આ રાવળે અલ્લાઉદ્દીન પાદશાહના બેટાના બેટાને લુંટ્યો હતો, તે ઉપરથી પાદશાહી લશ્કરે ઈ. સ. ૧૨૯૫માં જેયસલમેરના કીલ્લાને ઘેરો ઘાલ્યો. ઘેરો આઠ વરસ સુધી રહ્યો હતો. આ ઘેરાના વખતમાં મુસલમાનો સાથે લડતાં રાવળ જેતસીનું મરણ થયું, અને તેમના પછી કુંવર મુળરાજ ગાદીએ બેઠા. પાદશાહી લશ્કરના ઘેરાએ મુળરાજના ગાદીપર બેસતી વખત કીલ્લો તોડવા માટે ઊપરા ઉપરી તોપ ચલાવી હતી, પરંતુ અંદરના લશ્કરે તેમના ઉપર તોપો અને બંદુકો છોડી તેમને પાછા હડાવ્યા હતા. આથી પાદશાહી ઘેરો નાહીંમત થવાને બદલે ઓર વધારે મજબુત થતો ગયો. રાજપુતોએ તેમના ઉપર વારંવાર હલ્લા કર્યા, પણ ફાવ્યા નહી. કીલ્લાની અંદર અનાજ ખુટ્યું, એટલુંજ નહી પણ યુદ્ધ સામગ્રીમાં દારૂ ગોળો જોઇએ તે પણ ખુટ્યો. રાજપુતો ગભરાયા અને છેવટ કેશરીયાં કરવા ધાર્યું. પ્રથમ પોતાની રાણીઓ અને કુંવરીઓ મુસલમાનોને હાથ જાય નહી, તેથી કીલ્લાની અંદર એક બાજુ ચીતા સળગાવી તેમાં કેટલીકને હોમી દીધી અને કેટલીકને રાજપુતોએ પોતાને હાથે તલવારોથી કતલ કરી. આ પ્રમાણે કરી અગ્નિ અને ચળકતી તલવારોને બળીદાન આપ્યું. આ બળીદાનમાં રાજપુતાણીઓની એટલી બધી સંખ્યા હતી કે તે જાણીને કોઈ પણ માણસને અચંબો લાગ્યા વગર રેહેજ નહી. એ સંખ્યા ૨૪૦૦૦ (ચોવીશ હજાર)ની હતી.

હવે રાજપુતોએ સ્નાન કરી કેશરીયા રંગના વાગા પેહેર્યા અને સિંહની માફક લાલચોળ આંખો કરી હાથમાં તલવારો લઈ કીલ્લાના

દરવાજા ખુલ્લા મુકી મુસલમાનો ઉપર કુદી પડ્યા. લડાઈ બહુ જોસમાં ચાલી. શરણાઈઓ, નગારાં અને રણસીંગાના નાદ થવા લાગ્યા. મારો! મારો! એમ પોકારે થવા લાગ્યા અને મુસલમાનો ઉપર ઘા કરવા લાગ્યા. ઘણા મુસલમાન અને જુજ શિવાયના તમામ રાજપુતો કપાઈ મુઆ. લોહીની નીકો ચાલી અને રણક્ષેત્ર મહા ભયંકર થઈ પડયું. રાવળ મૂળરાજને મુસલમાન લશ્કર તરફથી તીર વાગ્યો તેથી તે ઘાયલ થઈ રણમાં પડ્યા, પણ ઉઠી હાથમાં તલવાર લઈ મુસલમાનોને કાપવા માંડ્યા; છેવટ પોતે કતલ થયા તેમ છતાં પણ તેમનું માથા વગરનું ધડ હાથમાં તલવાર લઈને જેયસલમેરના દરવાજા પાસે લડયું હતું.

ઉપલા રણસંગ્રામમાંથી રાવળ મુળરાજના કુંવર દેવરાજ નહી પણ તેમના સરદારી નીચેના રાજપુતો તથા મુળરાજના બે ભત્રીજા, કે જેમાંનો એક ગારસી અને બીજાનું નામ કેહર હતું તે બચ્યા. પાદશાહી લશ્કરે બે વરસ સુધી ઉજ્જડ થઈ પડેલા જેયસલમેરને પોતાના કબજામાં રાખ્યું, પણ પછીથી છોડી દીધું. જેયસલમેરના ખંડેરોનો કબજો મુસલમાનોએ છોડ્યો, એટલે મેહવોના રાઠોડો આવી તેમાં વસ્યા. થોડા દિવસમાં મુળરાજના કુટુંબી જેસરના કુંવર દુદો કે જેમણે રાજ્ય વગર "ભાટીઓના રાજા;" એવું પદ ધારણ કર્યું હતું, તેમણે રાઠોડોને હાકી કહાડ્યા અને પોતે જેયસલમેરમાં ગાદીએ બેઠા.

અલ્લાઉદ્દીન પાદશાહના ઘોડાઓને રાવળ દુદાએ પરબાર્યા જેયસલમેર આણ્યા, આથી પાદશાહ ફરીથી કોપાયમાન થયો અને તેણે પોતાનું લશ્કર ફેર પાછું જેયસલમેર ઉપર મોકલ્યું. પાદશાહી લશ્કરે જેયસલમેરને ઘેર્યું. આ વખત પણ પ્રથમની માફક રાજપુતાણીઓનું બળીદાન આપી રાજપુતો કેશરીયા બની મુસલમાનો ઉપર તુટી પડ્યા અને તેમાંના ઘણા ખરા કપાઇ મુઆ હતા. ઈ. સ. ૧૩૦૧.

આપણે ઉપર વાંચી ગયા કે પ્રથમના યુદ્ધ વખત મુળરાજના બે ભત્રીજાઓ રણસંગ્રામમાંથી બચી ગયા હતા. આ બંનેને પાદશાહી લશ્કર દિલ્હી પકડી ગયું હતું, તેમણે પાદશાહની સારી નોકરી બજાવ્યાથી તેમાંના વડા ગારસીને તેમના વડીલોના જેયસલમેરના રાજ્યને ફરીથી આબાદ કરવા પરવાનગી આપી. ગારસી પ્રથમ પોતાના સગા અને સ્નેહી મેહવોના જગમાલની મદદ લઈ જેયસલમેર આવ્યા તથા ઘણું જલદીથી પોતાની સત્તા બેસાડી. ગારસીએ જોઇતું લશ્કર રાખ્યું અને

રાજ્ય કરવા માંડ્યું. થોડી મુદતમાં તેમને પેલા દુદાના સગાઓએ હુમલો કરી મારી નાખ્યા.

રાવળ ગારસીના મરાયા પછી તેમના ભાઈ કેહર (કેશર) ગાદીએ બેઠા. પણ તેમના ગાદીપર બેસતી વખત ગારસીની વિધવા અને તેમની વચ્ચે એવો ઠરાવ થયો હતો કે—તેમના પછી ગાદીને માટે રાવલ મુળરાજના પૌત્ર હમીરના કુટુંબમાં વારસો ચલાવવો; તે પ્રમાણે કેહરના મરણ પછી કેપલમ, અને તેમના પછી ચચીકદેવ, બરસી, જેત, નુનકરણ, ભીમ અને મનોહરદાસ; એ અનુક્રમે એક પછી એક એમ ગાદીએ બેઠા.

મનોહરદાસ એ ભીમના ભાઈ થતા હતા અને તેમણે ભીમના કુંવર, એટલે પોતાના ભત્રીજાને મારી ગાદીનો કબજો લઈ લીધો હતો. મનોહરદાસ વગર કુંવરે મરણ પામ્યા. તેમના પછી ઉપર બતાવેલા નુનકરણના વંશજ સબળસિંહ ગાદીએ આવ્યા. રાવળ સબળસિંહના રાજ્યના વખતમાં જેયસલમેરનું રાજ્ય ઉત્તરમાં સતલજ નદી સુધી, પશ્ચિમમાં સિંધુ નદી સુધી, દક્ષિણે મારવાડ અને પૂર્વે મારવાડ તથા વિકાનેર સુધી ફેલાયલું હતું. હાલ મારવાડમાં જે પોકર્ણની જાગીર છે, તે એ વખત જેયસલમેર તાબામાં હતી. તેને મારવાડના એક પેટા સરદારે તેમની સારી નોકરી કરવાથી તેના બદલામાં ઇનામ તરીકે આપી હતી.

સબળસિંહના મરણ પછી તેમના કુંવર અમરસિંહ ગાદીએ બેઠા. આ રાજા જોરાવર હતા. વિકાનેરના રાજા અનોપસિંહે જેયસલમેરના રાજ્ય ઉપર હુમલો કર્યો. અમરસિંહ તેના સામે જઈને બેટ્યા અને તેને હરાવી નસાડી મુક્યો. આસપાસના લુંટારાઓ જેયસલમેરના મુલકમાં આવી લુંટો ચલાવતા હતા, તેમના ઉપર અમરસિંહ, સિંહની માફક ઉડી પડ્યા અને તેમનો નાશ કર્યો.

પાદશાહી લશ્કર મારવાડના રાજા અજીતસિંહના બહારવટાના વખતમાં મારવાડ ઉપર હુમલા કરી તે મુલક જીતતું હતું. તે પ્રસંગમાં પાદશાહી સુબો ખવાજાસાલ મંડોરમાં છાવણી કરી પડ્યો હતો, તેના ઉપર અમરસિંહે હુમલો કર્યો અને તેને નસાડી મુક્યો તથા નગરી આગળ મુસલમાનનાં ૧૦૦૦ માણસ કાપી નાખ્યાં હતાં. આ લડાઇમાં તેમના બે બહાદુર સરદાર, રામસિંહ અને સામતસિંહ મરાયા હતા.

રાવળ અમરસિંહ ઇ. સ. ૧૭૦૨ માં મરણ પામ્યા, તેમના પછી જસવંતસિંહ ગાદીએ આવ્યા. આ રાજા નહોતા બહાદુર કે નહોતા બુ-

હિશાળી. તેમના વખતમાં આ રાજ્યનાં પુંગલ, બાલમેર અને ફીલોડા એ ત્રણ પ્રગણાં અને કેટલાંએક શેહેર રાઠોડોએ જીતી લીધાં હતાં, વળી ઉત્તર તરફ કેટલોએક ભાગ સિંધમાંના સીકારપુરના એક અફગાન સરદાર દાઉદખાંને જીતી લીધો.

જસવંતસિંહના મરણ પછી કુંવર અખેસિંહ અને તેમના કાકાઓ વચ્ચે લડાઇનો દેવ જાગ્યો. તેઓ રાજગાદીના હક માટે અંદર અંદર ઘણી લડાઇઓ લડ્યા, પણ છેવટ અંદર અંદર સલાહ થઇ. ઇ. સ. ૧૭૨૨ માં અખેસિંહ મુકરર થયા. અખેસિંહ પણ તેમના બાપના જેવા દમ વગરના રાજા હતા. તેમણે ઘણો દેશ ખોયો. ભાવલપુરના રાજ્યની સ્થાપના કરનાર ભાવલખાને જેયસલમેરના તાબાનો દેવરાવળ અને ખાદાલનો પ્રાંત જીતી લીધો. દેવરાવળ, એ આ દેશની જુની રાજધાનીનું નગર હતું.

અખેસિંહ ઈ. સ. ૧૭૬૨ માં મરણ પામ્યા, તેમના પછી મુળરાજ ગાદીએ આવ્યા. આ રાજાના વખતમાં જેયસલમેરના રાજ્યમાં રાજાનો માનીતો એક સરૂપસિંહ નામનો દિવાન હતો; જેણે રાજા અને રાજ્યના અમીરો તથા કુંવર રાયસિંહ એમની વચ્ચે અણબનાવ કરાવી રાજ્યની ખરાબી કરી. આ કારણથી એક વખત રાયસિંહે પોતાના બાપ રાવળ મુળરાજની રુબરૂ સરૂપસિંહને કતલ કર્યો. રાવળ મુળરાજે સરૂપસિંહના દીકરા સાલમસિંહને દિવાન બનાવ્યો. આથી વધારે અંધેર ચાલ્યું, એટલે રાજ્યના સરદારોએ મુળરાજને પદભ્રષ્ટ કરી કુંવર રાયસિંહને રાવળ બનાવવા વિચાર કર્યો. રાયસિંહે આ વાત કબુલ નહી કરતાં દેશવટો લીધો. હવે સાલમસિંહ દિવાને અતિ પાપનાં અને અઘોર કર્મો કરવા માંડ્યાં. તે પ્રજા ઉપર શેર (વાઘ)ના જેવું ઘાતકીપણું ચલાવતો અને નાગના જેવું ઝેર રાખતો હતો. કુંવર રાયસિંહ દેશવટામાં હતો તે વખત તેને સાલમસિંહે બીજાઓ પાસે મારી નંખાવવા વિચાર કર્યો અને તેટલા માટે મારા મોકલ્યા હતા, પણ એક સરદારના વચ્ચે પડવાથી તે બચી ગયો. પરંતુ થોડા દિવસ પછી કુંવર રાયસિંહ પોતાના ભાઇ અને સ્ત્રી સહીત એક નિર્ભય જગાએ રેહેતો હતો, તે જગામાં સાલમસિંહે અગ્નિ મુકાવી તેમને બાળી મુકાવ્યાં. તેમનાં બાળ બચ્ચાંને રામગઢના કીલ્લામાં કેદ કર્યાં અને ત્યારપછી ત્યાંજ તેમને પણ મારી નાખ્યાં. મુરખ રાજા મુળરાજે પોતાના દિવાનના હાથથી પોતાના કુળનો ક્ષય થતો નજરે

જોયા કીધો. મુળરાજના પૌત્ર ગજસિંહ (ત્રીજા કુંવરનો કુંવર) કે જેના ઉપર સાલમસિંહની મેહેરબાની હતી, તે શિવાયના બીજા કુંવરો કે જે હયાત હતા તેમને કેદ કરવા માટે સાલમસિંહે ઇરાદો કર્યો, તેથી તેઓ નાશી છુટ્યા. સાલમસિંહે બીજા કેટલાએક લોકો, કે જેમનાથી તેને હમેશાં દેશત રેહેતી હતી તેમને કતલ કર્યા. આથી જયસલમેરનો દેશ ઉજ્જડ જેવો થઈ ગયો, એટલુંજ નહી પણ તેના જુલમથી દેશનો વેપાર બંધ પડી ગયો. આવા બારીક સમયમાં જેયસલમેરના રાજ્યને ઇ. સ. ૧૮૦૮ માં ઈંગ્રેજો સાથે સંબંધ બંધાવાનો પ્રસંગ હતો પણ કેટલાંક કારણોને લીધે તે વિચાર બંધ રહ્યો.

ઇ. સન ૧૮૧૮ માં આ રાજ્ય ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું અને તા. ૧૨ મી ડીસેમ્બરના રોજ કોલકરાર થયા. આ વખત જે કોલકરાર થયા, તેમાં એમ ઠર્યું હતું કે જેયસલમેરની ગાદી મુળરાજના વંશમાં ચલાવવી અને જો એ રાજ્ય ઉપર બીજા કોઈ દુશ્મનો હુમલા કરે, પણ તેમાં જેયસલમેરના રાજ્યકર્તાને માથે ગુન્હો આવે તેવું કૃત્ય નહી બન્યું હોયતો ઈંગ્રેજ સરકાર લશ્કરી મદદ કરી તે હુમલા કરનારાને હરાવી પાછા કહાડે; વળી તેમણે ઈંગ્રેજ સરકારના ઉપરીપણા નીચે સલાહ અને સંપથી વર્તીને રેહેવું. ખંડણી આપવી નહી.

રાવળ મુળરાજ ઈ. સ. ૧૮૨૦ માં મરણ પામ્યા, તેમના પછી તેમના પૌત્ર ગજસિંહ ગાદીએ બેઠા. આ રાજાને સાલમસિંહનાં બધાં નિર્દય કૃત્યની ખબર હતી અને તેથી તેમને સાલમસિંહથી ડરીને અને તેની મરજીને અનુસરીને ચાલવું પડતું હતું. સાલમસિંહે વિકાનેરના નૈરૂત્યકોણ તરફના ભાગ ઉપર હુમલો કરી તે ભાગ ઉજ્જડ કર્યો, તેથી વિકાનેર સાથે તેમને લડાઇનું વાદળ ઘેરાયું; પણ તેનો ઘણું જલદીથી નીકાલ આવી ગયો. સાલમસિંહે આ રાજ્યના તાબાના સરદારોની જાગીરો ઉપર નવા હક બેસાડવા માંડ્યા, અને તેમને દેશત બતાવતો હતો કે હું ઈંગ્રેજો પાસે જઈ તમારો ઘાટ ઘડું છું. રાવળ ગજસિંહે એક વખત હીંમત પકડી સાલમસિંહને કહ્યું કે આ સરદારો સાથેની ખટપટમાં કંઈ ફાયદો નથી માટે તે છોડી દેવી જોઇએ; પરંતુ તે વાતને તેણે પસંદ કરી નહી. આથી રાવળ ગજસિંહે તેનું ખુન કરવા વિચાર કર્યો. આ વાત સાલમસિંહના જાણવામાં આવી જવાથી પ્રથમ તેણે પોતાના કુટુંબ કબીલાને પોતાની જાગીરમાં મોકલી દીધું અને પોતે હુંશીયારીથી રેહેવા લાગ્યો, પણ તેજ

વરસમાં એટલે ઈ. સ. ૧૮૨૪ માં તેનું મરણ થયું. મરતા પેહેલાં તેણે કોટાની માફક તેનાજ વંશજો જેયસલમેરનો રાજકારભાર કરે એમ રાવળ ગજસિંહ પાસે કરાર લખાવી લીધો હતો. સાલમસિંહના પછી તેનો વડો દીકરો દિવાન બન્યો પણ તેનો નાનો દીકરો કે જે તેના બાપ સાલમસિંહની માનીતી સ્ત્રીથી ઉત્પન થયો હતો. તેને પણ પોતાની સાથે દિવાનગીરીમાં સામેલ કરવો પડ્યો હતો. પેલી બાઈ (સાલમસિંહની વિધવા) તેના એક વિશ્વાસુ નોકર સાથે ખરાબ ચાલ ચાલેછે, એમ વહેમ આવવાથી સાલમસિંહના વડા દીકરાએ તેણીને મારી નાખી. આ ગુન્હા બદલ રાવળ ગજસિંહે તેને કેદ કર્યો, પરંતુ તેની પક્ષના લોકે રાજ્ય સામે બળવો કરવાથી રાવળે ઈંગ્રેજ સરકારની મદદ માગવાની જરૂર પડી. ઈંગ્રેજી મદદથી તે લોકનો બળવો બંધ થયો. આ વખતથી રાજ્યની લગામ સ્વતંત્ર પણાથી રાવળ ગજસિંહના હાથમાં આવી, તથા બહુ ડહાપણ ભરેલી રીતે રાજ્ય ચલાવ્યું.

ઈ. સ. ૧૮૨૮ ની સાલમાં વિકાનેરની ગાદીએ રતનસિંહ બેઠા હતા. તેમના તાબાના જેયસલમેરની સરહદ તરફના મુલકમાં જેયસલમેરના તે તરફના લોકોએ લુંટો કરી, તેથી વિકાનેરનો રાજા રતનસિંહ જેયસલમેરના દરવાજા સુધી ચઢી આવ્યો. આ વખત રાવળ ગજસિંહ પોતાનું લસ્કર લઈને તેના સામે ખડા થયા. જેયસલમેરની તરફમાં મારવાડના રાજા અને વિકાનેરની તરફમાં જેયપુરના રાજા થયા હતા. આથી રાજપુતાણાના મોટા ભાગની ખરાબી થવા વખત આવ્યો, પણ બ્રિટિશ સરકાર વચ્ચે પડી અને મેવાડના રાણા જુવાનસિંહને પંચ નીમી તેમની મારફત તકરારનો છેડો આણ્યો. આ વખતથી રાવળ ગજસિંહને વિકાનેર સાથે જે ઘણા વખતથી દુશ્મની ચાલતી હતી તેનો અંત આવ્યો અને સલાહ થઈ.

ઈ. સન ૧૮૩૮-૩૯ માં ઈંગ્રેજ સરકારને સિંધ તરફ પોતાનું લસ્કર મોકલવાની જરૂર પડી, તે વખત એ લસ્કરને ઊંટ વિગેરેની રાવળ ગજસિંહે સારી મદદ આપી હતી. ઈ. સ. ૧૮૪૪ માં સિંધની જીત પછી શાહગઢ, ગરસીઆ અને ગતુડાના કીલ્લા કે જે પ્રથમ આ દેશના તાબામાં હતા, અને તેને સિંધના અમીરોએ જીતી લીધા હતા, તે ઈંગ્રેજ સરકારે અમીર અલીમોરાદ પાસેથી જીતી રાવળ ગજસિંહને પાછા સોંપ્યા.

રાવળ ગજસિંહ ઈ. સ. ૧૮૪૬ માં મરણ પામ્યા, તેમને કુંવર નહોતો

તેથી વિધવા રાણીએ પોતાના કુટુંબમાંના ઠાકોર કેશરીસિંહના કુંવર રણુ-જીતસિંહને દત્તક લઈ ગાદીએ બેસાડ્યા. આ રાજાના વખતમાં ઈ. સ. ૧૮૬૨ માં આ રાજ્યને નજરાણો લીધા શિવાય જરૂર પડતો ગાદીને માટે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકારે આપી.

રણજીતસિંહ ઇ. સ. ૧૮૬૪ માં કૈલાસવાશી થયા, તેમને પણ કુંવર નહોતો; પરંતુ વૈરીસાલ નામના તેમના ભાઈ હતા તેમણે ગાદીએ બેસવા પોતાની ના ખુશી બતાવી. તેમણે કારણ એમ બતાવ્યું કે જેયસલ-મેરના રાજા થઇને કંઈ પણ સુખ ભોગવવાનું નથી, કેમકે દેશ રેતીનો દ-રીયો હોવાથી પેદાશ થોડી અને દેશ બહોળો, તેથી દેશનું રક્ષણ કરવામાંજ તેટલી પેદાશ પુરી પડે નહી, તો પછી રાજ્ય સાહેબીની ચીજો પુરી પાડ-વાને ક્યાંથી બને? માટે બેતર છે કે રાજા નહી થવું એજ સારૂં છે. આ વાતને મરનાર રાજા રણજીતસિંહની વિધવા અને ઇંગ્રેજ સરકારે અવિ-ચારી ગણી તેમનું ગાદીપર બેસવું બંધ રાખ્યું તથા તુરતને માટે એટલે બીજો રાજા મુકરર થતા સુધી રાજ્યકારભાર તેમના (વૈરીસાલજીના) પીતા ઠાકોર કેશરીસિંહને સોંપ્યો. પછવાડેથી વૈરીસાલજી ના વહેમ જતા રહ્યા, તેથી ગવરનરજનરલના રાજપુતાણા ખાતેના એજંટે તેમને જેયસ-લમેરના મહારાવળ બનાવ્યા અને ગાદીએ બેસાડ્યા. આ વખત તેમની ૧૬ વરસની ઊંમર હતી, તેથી રાજકારભાર તેમના પીતા કેશરીસિંહે ચલાવ્યો.

તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ મહારાણી વિ-ક્ટોરિયાએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું અને તે તારીખે હિંદના વાઇસરાય લૉર્ડ લીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો, તે દરબાર તરફથી એક પાદશાહી વાવટો જેયસલમેરના રાજ્યમાં લશ્કરી દમામ સાથે એજંટ મારફત પહોંચાડવામાં આવ્યો છે. મહારાવળ વૈરીસાલજીની ઊંમર હાલ ૩૯ વરસની છે. તેઓ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવે છે.

---

# સિરોહી.

આ રાજ્ય "સિરોહીનું રાજ્ય," એ નામથી ઓળખાય છે. તેના રાજ્યકર્તા ચહુઆણ જાતના રાજપુત અને તે "મહારાવ"ની પદવિથી ઓળખાય છે. **સિમા**—ઇશાનકોણે ઇરનપુરા, પૂર્વે મેવાડનું રાજ્ય, દ-

ક્ષિણે પાલનપુર તથા ‡દાંતાનાં રાજ્ય અને પશ્ચિમ તથા વાયવ્યકોણે મારવાડનું રાજ્યછે.

આ રાજ્યનો **વિસ્તાર**—૩૦૦૦ ચોરસ મૈલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૫૫૦૦૦ (પંચાવન હજાર) માણસની છે. **વારશિક પેદાશ**—રૂ.૧૨૫૦૦૦ (સવા લાખ)નિ આશરે થાયછે. આ રાજ્ય ઈંગ્રેજ સરકારને ખંડણી આપેછે. **દેશનું સ્વરૂપ**—આ રાજ્યના પૂર્વ ભાગમાં આરાવલ્લી પર્વતની એક લાંબી ઓળ છે તથા તેના ફાંટા આખા રાજ્યમાં પથરાઈ ગયાછે, જેથી મુલક પહાડી અને ખરબચડો છે. ઝાડી

‡ દાંતા—એ ગૂજરાત પ્રાંતના મહીકાંઠા એજન્સિ તાબામાં બીજા વર્ગનું રાજ્ય છે. તે ગૂજરાતનું રાજ્ય હોવા છતાં તેની બધી રીતભાત રાજપુતાણાનાં રાજ્યો જેવી છે તથા તેના રાજ્યકર્તા જે પરમાર (પુંવાર) કુળના રાજપુત છે, તેમનો લગ્ન સંબંધ રાજપુતાણાનાં રાજ્યો સાથે છે, એ રાજ્યની દિનપરદિન રાણાશ્રી જસવંતસિંહના સારા અમલને લીધે આબાદી વધતી જાયછે. સને ૧૮૭૯ ની સાલના દાખલા પ્રમાણે તે વખત ૭૮ ગામ આબાદ હતાં; હાલ આબાદ ગામ આશરે ૧૬૦ છે તથા તે શિવાય બીજાં ઉજ્જડ ગામ પણ ઘણાંછે. એ રાજ્યનું ક્ષેત્રફળ જમીનની વર્ગવારીની ઘુંચવણીને લીધે "ગૂજરાત રાજસ્થાન"માં બરાબર લખાયું નથી. હાલ ઘણી ચોકસાઈ કરવાથી કુલ ક્ષેત્રફળ આશરે ૨૩૦૦ ચોરસ મૈલનું જણાઈ આવ્યું છે. વારસિક પેદાશ સને ૧૮૭૯ ની સાલના દાખલા ઉપરથી તે વખત રૂ.૫૦ હજારની હતી. જો કે તે પછી દેશની વધારે આબાદીને લીધે હાલ પેદાશમાં ઘણો વધારો થએલો હોવો જોઇએ, પણ રાણાશ્રી જસવંતસિંહની પ્રજાપર દયાળુપણાની નજર હોવાથી વારસિક પેદાશમાં સરાસરી જોઇએ તેટલો વધારો થયો નથી. આબાદીને લીધે વસ્તીમાં (પણ) ઘણો વધારો થયોછે. હાલ આશરે ૧૯૦૦૦ માણસની વસ્તી છે. આ શિવાય દાંતાના રાજ્ય વિશે ઐતિહાસિક હકીકત ઘણી લાંબી અને વિગતવાર જાણવા જેવીછે. પણ એ રાજ્ય રાજપુતાણાના રાજકિય ભાગની અંદરનું નથી, તેથી તે વિશે આ પ્રસંગમાં વધારે બતાવી શકાતું નથી. એ રાજ્યનો ઐતિહાસિક હેવાલ, "રાસમાળા," "બોમ્બે ગેજીટીયર પુસ્તક પાંચમું" અને "ગૂજરાત રાજસ્થાન"માં બતાવેલો છે. પણ તે બધો હેવાલ ટુંકોછે. દાંતાનો ઇતિહાસ અને તે દેશનો હેવાલ એટલો બધો જાણવા જેવો અને અગત્યનો છે કે તે વિશે એક નવું પુસ્તક તૈયાર કરી બહાર પાડવા મારો વિચાર છે.

પુષ્કળ અને ભયંકર છે. વાયવ્ય અને નૈરૂત્યકોણ તરફનો ભાગ જરા ખુલ્લોછે. બાકીનો આખો દેશ પહાડી અને મોટાં અરણ્યવાળોછે. આબુ નામનો પ્રસિદ્ધ પહાડ આ દેશના ઘણુંકરીને નૈરૂત્યકોણના ભાગમાં છે. **નદી**—બનાસ, એ નદી આ રાજ્યના ઇશાનકોણ તરફના ડુંગરમાંથી પ્રસિદ્ધ થઈ નૈરૂત્યકોણ તરફ પાલનપુર એજન્સી તાબાના મુલકમાં થઈને કચ્છના રણમાં જાયછે. બીજી નાની નદીઓ ઘણી છે પણ તે પ્રસિદ્ધ નથી. **હવા**—આ દેશની હવા સાધારણ પણ આબુ ઉપરની ઘણી શ્રેષ્ટ છે. વરસાદ નૈરૂત્યકોણ તરફથી હોયછે અને તે ઘણો વરસે છે. **જમીન તથા નિપજ**—આખા દેશની જમીન પહાડી અને ખરબચડી છે. કેટલીએક જગાએ ખીણોમાં ખેતી થાયછે. ખીણોની જમીન ઘણી રસાળ હોયછે. નિપજ—કપાસ, શેરડી, તમાકુ, અફીણ, ઘઉં, ચણા, જુવાર, અને તમામ જાતનાં કઠોળની થાયછે. **ખનીજ**—ડુંગરોમાં અબરખ અને ગંધકની ખાણો છે પણ તેને કહાડવાનો યત્ન દરબાર તરફથી થતો નથી. જંગલમાં સાગ, સીસમ, વાંસ અને બીજાં ઘણી જાતનાં ઝાડો થાયછે. જેમાંનાં કેટલાંએક ઇમારતી કામમાં અને બાકીનાં બાળવાના ઉપયોગમાં આવેછે. **જનાવર**—ઘણું ખરૂં આખા દેશમાં ડુંગરો અને ઝાડીના અંદર વાઘ, ચીત્રા, વરૂ, સાબર અને હરણ વિગરે અનેક જાતનાં જંગલી જનાવરો હોયછે. આ દેશના વાઘ ઘણા ક્રૂર હોયછે. દેશમાં ગાયો, ભેંશો, બળદ અને ઘેટાં વિગરે ઉછેરવામાં આવેછે. **લોક તથા ભાષા**—મેણા, ભીલ, રાજપુત, ચારણ, મુસલમાન અને થોડા હિંદુ કારીગરોની વસ્તી છે. દેશની ભાષા મેવાડી, મારવાડી અને ગૂજરાતી મળીને થએલી તે છે,પણ મુખ્ય બોલી મારવાડી છે. **રેલવે**—અમદાવાદથી અજમેર સુધીનો જે રેલવે લાઇન છે અને તે "રાજપુતાણા-માળવા રેલવે" ને નામે ઓળખાયછે, તે લાઈન આ રાજ્યમાં દક્ષિણે પાલનપુર તરફથી આવી ઉત્તરે પસાર થઈ અગાડી અજમેર તરફ ગઇછે. **મુખ્ય શેહેર સિરોહી**, એ આ દેશની રાજધાનીનું શેહેર છે. તેમાં મહારાવના મ્હેલ છે. એ શેહેર આ દેશના ઘણું કરીને ઉત્તર ભાગમાં છે તથા તે પીંડવાડા રેલવે સ્ટેશનથી પશ્ચિમમાં ૧૦ મૈલને છેટેછે. આ શેહેમાં પોસ્ટ ઓફીસછે. અહીંના લોકની કેટલીક રીતભાત વિચિત્ર છે. બ્રાહ્મણો હુકા પીએછે. રાજ્યમાં નોકરી કરનારા વાણીયાઓ રાજપુતો પાસે રસોઈ કરાવી જમેછે; તેમને કોઇ પુછેછે કે તમે આમ કેમ કરોછો? ત્યારે તેઓ

કહેછે કે "જોકે આબુજીરી છાયા, વકે પ્રભુજીરી માયા" વળી એમ પણ કહેછે કે "આગએ આબુ તો બનગએ બાબુ". આબુ એ સિરોહીના મુલકમાં એક પ્રખ્યાત ડુંગર છે અને તે તેની શ્રેષ્ઠ હવા તથા જુની જગાઓને માટે પ્રખ્યાતછે. એ ડુંગર ઉપર રાજપુતાણા ખાતેના મુખ્ય બ્રિટિશ અધિકારી એજંટ ટુ ધી ગવરનર જનરલનું સદરસ્ટેશન છે, જે "આબુરોડ" નામના રેલવે સ્ટેશનથી પશ્ચિમમાં ૧૫ મૈલને છેટેછે. આબુ ઉપર ચડવાનું મારવાડ તરફથી ઘણું સહેલુંછે. અંબાભવાનીના દેવળ આગળ થઇને જવાનો રસ્તો કેટલેક સુધી ઊંચાણની વિચિત્ર રચનામાં થઇને એકાંતમાં પર્વતના વેધવાના પટને આકારે છે. "આબુરોડ" એ રેલવે સ્ટેશન, કે લોકો જેને ખરેડીનું સ્ટેશન કહેછે. ત્યાંથી આબુ ઉપર જવાનો રસ્તો સુધારેલો છે. ઘોડેસ્વાર થઇને ત્યાંથી ઉપર જઇ શકાય છે. ખરેડીથી આબુ ઉપર એજંટનું સ્ટેશન ૧૫ મૈલને છેટે છે. હાલ સરકારે ડુંગરા કાપીને એક નવો રસ્તો બનાવ્યોછે, જે ૯ મૈલનો છે પણ હજી સુધી તેને ખુલ્લો મુકયો નથી. આબુરોડ અથવા ખરેડીથી આબુ ઉપર જતાં પ્રથમ ૪ મૈલને છેટે ઋખીકીશનનું દેવળ આવેછે. ત્યાંથી અગાડી આરણાચોકી ૯ મૈલને છેટે આવેછે અને ત્યાંથી આબુ ઉપર એજંટનું સ્ટેશન ૫ મૈલને છેટે છે. આબુ ઊપર જે સ્ટેશન છે, તે બાંધવા માટેની જગા ઇ. સ. ૧૮૪૫ માં સિરોહીના રાવ શિવસિંહે બ્રિટિશ સરકારને આપી છે. એ સ્ટેશનની હદના લોકો ઉપરની ફોજદારી હકુમત બ્રિટિશ સરકારના તાબામાં અને દિવાની હકુમત સિરોહીના દરબાર સાહેબના તાબામાંછે. ઉપર એક નાનું સરખું બજાર, એજંટ ટુ ધી ગવરનર જનરલનો બંગલો લશ્કરી માણસોને રહેવાને સારૂં બરાખો, મુસાફરી બંગલો તથા હોટેલછે. સરકારી તાર ઓફીસ અને પોસ્ટ ઓફીસ પણ છે. ડુંગર દેખાવમાં ઘણો લાંબો, પણ સાંકડો છે. લંબાઈ ૧૪ મૈલની અને પોહોળાઇમાં તે ૨ થી તે ૪ મૈલ સુધી છે. એ ડુંગરની ટોચ જે "ગુરૂશીખર" ને નામે ઓળખાયછે, તે દરીયાની સપાટીથી ૫૬૫૩ ફીટની ઊંચાઇ ઉપરછે. નૈરૂત્યકોણ તરફના ભાગમાં જ્યાં વસ્તી છે તે જગા દરીયાની સપાટીથી ૪૦૦૦ ફીટની ઊંચાઈની ગણાયછે. આબુ ઉપરનો દેખાવ ઘણો રળીયામણો અને ભભકાબંધ છે. ઉપર રહીને ઉતારની બાજુ ઘણી ભયંકર જણાયછે. જે મુસાફર આ ડુંગર ઉપર ચડતો હોય તેને તેનાથી ડુંગરની શોભા જોઈ શકાતી નથી,કેમકે ચડતી વખત વચમાં જે ડુંગરીયો આવેછે,

તે ઘણીજ તેજદાર હોયછે.ડુંગરીયોનો દેખાવ કેટલીક જગાએ ગુફાઓ જેવો જણાયછે અને તેથી ગુફાઓ ઉપરનાં ઝાડથી વાદળી રંગ જેવું જણાય છે. નખીતળાવ કે જે સીવિલ સ્ટેશનની પાસેછે, તે ઘણુંજ મોટું અને ભભકાદાર છે. તે લંબાણમાં અરધો મૈલ અને પોહોળાણમાં પા મૈલછે. આબુની હવા લોકોની તનદુરસ્તી માટે ઘણીજ વખાણાયછે. અહીંની ગરમી ૨૮ ડીગરીની છે, પણ ઘણો તાપ પડે ત્યારે ૯૦ ડીગરી સુધી જાય છે, પરંતુ ડુંગર ઉપર હવા વિશેષ હોવાથી તાપ વધારે લાગતો નથી. આ ડુંગર ઉપર જે દેવાળયો છે, તેમાંનાં મુખ્ય ગુરૂશીખર, અચલગઢ, ગાઉમુખી અને દેલવાડા; એ જગાઓ ઉપર છે. ગૂરૂશીખર ઉપરનાં દેવાળય માટે એટલું જાણવાજેવું છે કે વરસાદ બંધ થાયછે, ત્યારે ચઢાણની વખતે તેનો દેખાવ ઘણોજ ભભકાબંધ માલમ પડેછે. અચલગઢનાં દેવળો પણ ઘણાં જોવા જેવાં છે. ગાઉમુખી ઊપર જે દેવાળયછે તે દક્ષિણ તરફના ઉતાર તરફ છે. ત્યાંથી જે ઉતારની જગાછે, તે ઘણીજ ખરબચડી અને ભયંકર છે, જ્યાં આગળ ગાઉમુખીનું દેવાળય છે. એ ઠેકાણે ગાયના મોઢાં જેવો એક પથ્થરછે, તેમાંથી પાણીનો ધોધવો પડેછે. દેલવાડાનાં દેવાળય જોવા જવા માટે આબુ ઉપરના માજીસ્ટ્રેટ તરફથી પરવાનગી મેળવવી પડેછે. નખીતલાવની પાસે દેલવાડાનાં દેવાળય છે. તેજપાળ અને વિમળશાહે બે મુખ્ય દેવાળય બંધાવ્યાં છે. શિવાયનાં બીજાં પણ છે. આ મુખ્ય બે દેવાળય પ્રાચિન છે, તે ધોળા આરસ પહાણનાં છે. દરેક દેવાળયમાં દેવને બેસવાના ગંભારની આગળ સભામંડપ છે, તેના ઉપર અષ્ટકોણ ઘુંમટ છે. તેજપાળના દેવળના ઘુંમટની વચ્ચેની કારીગરી ઘણીજ વખાણવા જેવી છે. ફારબસ પોતાની રાસમાળાના પુસ્તકમાં લખેછે કે તે અર્ધ ખીલેલા કમળના ગુચ્છા જેવું દેખાયછે, તેનો કટોરા જેવો વળેલો ભાગ એવો પાતળો, એવો પારદર્શક અને એવો બારીકીથી કોતરેલોછે કે આંખને વિસ્મય પમાડીને સ્તબ્ધ કરી દેછે.આ દેવળોમાં કોરણી, નિર્જીવ સ્વભાવિક વસ્તુઓના ચીત્રની કરી છે, એટલુંજ નહી પણ સંસાર વ્યવહારના દેખાવ, વ્યાપાર અને નૌકા શાસ્ત્રના પ્રયત્ન તથા રણક્ષેત્રના યુદ્ધનું આલેખન કર્યું છે.

આબુ ઉપર વશીષ્ટ મુનીનો આશ્રય છે. મુનીના દેવાળયમાં તેમની મૂર્તિ કાળા રંગના આરસ પહાણની છે. આ મુનીએ આબુ ઉપરના અગ્નિકુંડમાંથી રાજપુતોને ઉત્પન કર્યા એમ કહેવાય છે. મુનીના દેવળ પાસે

સવાર, બપોર અને સાંજે નોબત થાય છે. ધારાવર્ષ પરમારની ધાતુની મૂર્તિ મુનીના પ્રાર્થના કરતી હોય એવી ઢબમાં બેસાડેલી છે. આ જગાએથી આબુના પૃષ્ટ ભાગના મેદાનમાં જવાય છે. અહીં ખડકોનો કીલ્લોછે, જે અચળગઢને નામે ઓળખાય છે. જે કેટલાએક મૈલના ઘેરાવમાં છે. ત્યાં ગામડાં છે. એક ઉચામાં ઊંચું શીખરછે, તે તેના ઉપરના દેવાળય ઉપરથી "ઋષિશૃંગ" અથવા ગુરૂશીખર કહેવાય છે. ઉપર આપણે નખીતળાવ વાંચી ગયા, તે દેલવાડાની પાસે છે. તે ઘણું રળીયામણું છે. સીવિલ સ્ટેશન એ તળાવની પાસે છે. એક ખ્રીસ્તિ ધર્મનું દેવાળય છે. ઋષિ શૃંગથી ઉતરતાં નજીકમાં અગ્નિકુંડ અને અચળેશ્વરનું દેવળ આવેછે. કુંડની ઉત્તર તરફના નાકા ઉપર પાંડવનાં નાનાં દેવળો ખંડેર થઈ ગએલાં માલમ પડે છે. પશ્ચિમ બાજું અચળેશ્વરનું દેવાળય છે. રાવ ભાણના છત્રી કુંડની છેક ધાર ઉપર છે. કુંડની પૂર્વ બાજુએ પરમાર વંશના મૂળ પુરૂષનું દેવળ જીર્ણ થઈ ગએલું છે. ખેરડી—એ ગામની પાસે આબુરોડનું સ્ટેશન છે. સ્ટેશનની પાસે એક બજાર છે, જે ઘણું રળીયામણું છે. જેમને શ્રી અંબાજી જવું હોય તે ઘણાખરા અહીંથી જાય છે. **દત્તકનીસનંદ**—આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારેસ ન હોયતો વગર નજરાણો આપે હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઇંગ્રેજ સરકાર તરફથી મળી છે, વળી "કૈસરેહિંદ" તરફથી **પાદશાહીવાવટો** પણ મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજાની લશ્કરી પધ્યતી ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. ૩૫૦ પેદલ અને ૩૭૫ સ્વાર રાખવાની સત્તા છે.

**ઇતિહાસ**—સિરોહીના રાજકર્તા "મહારાવ"ની પદવિથી ઓળખાય છે અને તે ચહુઆણ જાતના રાજપુત છે. દિલ્હીના છેલા રાજપુત રાજા પૃથુરાજ ચહુઆણનો રાજકવિ ચંદ લખી ગયો છે કે—આબુ પર્વત ઉપર જ્યારે મુનીઓ (ઋષિઓ)નાં સ્થાન હતાં અને તેઓને રાક્ષસો દુઃખ દેવા લાગ્યા, ત્યારે વસીષ્ટ મુનીએ આબુ ઉપરના *અગ્નિકુંડમાંથી પરમાર, સોલંકી, પડીહાર અને ચહુઆણ; એ ચાર ક્ષત્રી ઉત્પન કર્યા અને પછવાડેથી એ ચારમાંથી છત્રીશ જાતના ક્ષત્રી (રાજપુત) થયા. એમાંનો જે **ચહુઆણ** હતો તેનું બીજું નામ **અણહલ** હતું. અણહલના

*અગ્નિકુંડ આશરે ૯૦૦ ફુટ લાંબો અને ૨૪૦ ફુટ પોહોળો છે, જેને નક્કર ડુંગરમાંથી કોરી કહાડીને મોટી મોટી છાટો જડી લીધેલી છે.

કુંવર અજયપાળે અજમેર વસાવ્યું અને ત્યાં પોતાની સ્થાપના કરી. આબુ અને તેની આસપાસના દેશ ઉપર પરમાર વંશજો રાજ્ય કર્યા હતા. આબુ ઉપરથી ચહુઆણ ઉત્પન થયા હતા, જ્યાં (સિરોહીમાં) હાલ પણ તેમનાજ વંશજ એટલે ચહુઆણ રાજપુત રાજ્ય કરે છે, એ તેમના મૂળ પુરૂષના નામની નિશાની છે. રાસમાળા ઉપરથી જણાય છે કે આબુ પર્વત ઉપર ઘણા વરસ સુધી પરમારોએ રાજ્ય કર્યું. તેમની રાજધાની પર્વતની તળેટીથી ૧૨ મૈલને છેટે ચંદ્રાવતિ નામના નગરમાં હતી. એ નગરનાં જીર્ણ થઈ પડેલાં ખંડેર આજપણ નજરે પડે છે. હાલ તેમાં ભારે જંગલ થઈ ગએલું છે. તેમાં કુવા, તળાવો, દેવાળયો અને ભાગ્યા તુટ્યા ભાગ ઉપરથી એમ સમજાય છે કે એ શેહેર પ્રથમ મોટા વિસ્તારવાળું હશે. પરમાર વંશમાં પેહેલાં નામ શ્રીધુમરાજ અને તેના પછી ધુંધુક, ધ્રુવ અને ભદ્દનાં બહાર પડી આવ્યાં છે. તેઓ મહા બળવાન હોઈને પોતાના શત્રૂઓને જીતતા હતા. તે પછી રામદેવ અને તે પછી યશોધવળ થયો. આ છેલાને ધારાવર્ષ અને પ્રલ્હાદનદેવ એ નામના બે કુંવર હતા. ધારાવર્ષને શ્રીસોમસિંહદેવ નામનો કુંવર હતો. અણહિલવાડપાટણમાં ઇ. સ.૧૨૩૧ માં સોલંકી રાજા ભીમદેવ (બીજો) હતો તે વખત ચંદ્રાવતિમાં આ શ્રીસોમસિંહદેવ (મહા મંડળેશ્વર) રાજ્ય કરતો હતો. તેના વખતમાં નાંદોલના ચહુઆણોને તેણે આ રાજ્યમાં થઈને અગાડી જવા માટે રસ્તો આપ્યો, તેથી તેઓમાંના એક લુંડ અથવા લુનીગ નામના પુરૂષે ઇ. સ. ૧૨૨૨ માં પરમાર રાજાને માર્યો અને આબુનું રાજ્ય જીતી લીધું. લુનીગ પછી કુંવર તેજસિંહ, અને તે પછી કાંહરદેવે રાજ્ય કર્યું. આ છેલા રાજા ઇ. સ. ૧૩૩૮ માં હયાત હતા; એમ વસીષ્ટ મુનીના દેવળના લેખથી જણાય છે. નાંદોલના ચહુઆણ વંશના દેવડા શાખાના રાજપુતોની તવારીખમાંથી એમ નીકળી આવે છે કે રાવ લુંભાએ આબુ અને ચંદ્રાવતી જીતમાં તથા બારેલીના ગામ પાસે લડાઈ થઈ, તે વખત પરમારોનું રાજ્ય તેમણે પોતાને સ્વાધિન કરી *લીધું. આ આધાર પ્રમાણે છેલી લડાઈ ઈ. સ. ૧૩૦૩ માં થઈ. આથી ચંદ્રાવતી

*અનુમાન એમ થાય છે કે પ્રથમ પરમારો પાસેથી ચહુઆણ રાજાએ રાજ્ય જીતી લીધું, પણ થોડાવખતમાં પરમારે પાછું જીત્યુ, અને ત્યાર પછી રાવ લુંભાએ પરમારવંશ પાસેથી એ રાજ્ય જીત્યું, જે આજ સુધી ચહુઆણ વંશમાં ચાલે છે.

દેવડા ચહુઆણોને તાબે થઈ અને આબુ તો તેના પેહેલાં સાત વરસ અગાઉ તેઓએ જીત્યો હતો. આ વખતથી ચહુઆણોએ ધીમે ધીમે પરમારોની જમીનદારીઓનો નાશ કરવા માંડ્યો અને જેમ જેમ તેમની દરેક જીત થતી ગઈ, તેમ તેમ તેમના (ચહુઆણના) કુટુંબની એક એક નવી શાખા વધતી ગઇ.

આ વખત પછીનાં ૨૦૦ વરસ સુધીની કંઈ પણ તવારીખ જાણવામાં આવી નથી, પરંતુ એવી હકીકત બહાર આવીછે કે રાવના તાબાની પ્રજા અને સરદારોએ રાજ્યની તેમજ પોતાના હકની સ્વતંત્રતા જાળવવાને ઘણી કાળજી રાખી છે. મારવાડના રાજાઓએ આ દેશ ઉપર ઘણી વખત હુમલા કીધેલા, પણ દેશ પહાડી તથા ઝાડીવાળો અને પ્રજા તથા સરદારો શૂરવિર હોવાથી તે રાજાઓ ફાવી શકેલા નહી. એક વખત મારવાડનો રાજા માલદેવ કે જે ઈ. સ. ૧૫૩૨ માં જોધપુરની ગાદીએ બેઠો હતો, અને તે ઈ. સ. ૧૫૬૯ માં મરણ પામ્યો હતો, તેનું મોસાળ સિરોહીમાં હતું. તેણે એક મોટા લશ્કર સાથે સિરોહી ઉપર આવી લડાઇનો આરંભ કીધો. આ લડાઇમાં તેના ઘણા રાજપુત મરાયા, પણ તેણે સિરોહીને જીતી લીધું હતું. માલદેવ સિરોહીમાં પોતાના તરફથી થાણું મુકી પાછો ગયો, એટલે ચહુઆણ સરદારો અને ભીલ તથા મીણા પ્રજાએ મારવાડી થાણદારને માર્યો અને રાજ્યને સ્વતંત્ર કર્યું.

ઈ. સ. ૧૫૭૨ માં પાદશાહી લશ્કર લઇને મીરમહમદખાન સિરોહી ઉપર ચઢી આવ્યો, તેથી રાવ સુરતનસિંહના વકીલે તેની પાસે જઈ વિનંતી કરી કે અમારા રાવસાહેબ પાદશાહને તાબે થવા રાજી છે, તેથી મીરમહમદે તેની મુલાકાતલીધી. આ વકીલ કંઈ કલમવાળો નહોતો, તે તો તલવારીયો બહાદુર એક રાજપુત હતો. તેણે પોતાની પાસેનો કટાર કહાડી મીરમહમદની છાતીમાં માર્યો, તેથી તે સખત ઘવાયો. મુસલમાનોએ તે વકીલને તેજ વખત કાપી નાખ્યો. અકબરશાહને ખબર થઈ, એટલે આ ઘવાયલા મુસલમાન સરદારની ખબર લેવા મીર લશ્કરખાન બક્ષી નામના સરદારને મોકલ્યો. હકીમોએ મીરમહમદને પંદર દિવસમાં સાજો કર્યો, તથા અકબરશાહ પંડે સિરોહી ઉપર ચઢી આવ્યો. આ વેળા ૮૦ રાજપુતો એક દેવળમાં અને ૭૦ રાજપુતો રાવના મેહેલમાં કેશરીયાં કરવાને માટે તૈયાર થઈ રહેલા હતા. મોગલ ફોજ ઉપર તે સિંહની માફક કુદી પડ્યા અને ઘણા મુસલમાનોને કાપી તે તમામ કપાઈ મુઆ. આ

વખત રાવ તાબે થયા નહોતા. હવે અકબરે સિરોહીના રાવ તથા રાજપુતો અને ભીલ તથા મીણા લુંટારાઓને પકડી સજા કરવા તથા દેશનો બંદોબસ્ત રાખવા શાહદતખાનને સિરોહીનો થાણુદાર નીમ્યો અને પોતે અજમેર ગયો, પણ શાહદતખાનને સિરોહીમાંથી નસાડી મુક્યો.

હવે સિરોહીના રાવ સુરતનસિંહ ઉપર અકબરશાહ તરફથી મારવાડનો રાજા સુરસિંહ એક મોટા સૈન્ય સાથે ચઢી આવ્યો. સુરસિંહે રાજ્યને લુંટ્યું પણ જીતી શક્યો નહી; પરંતુ એ વખત રાવે પાદશાહને તાબે થવા કબુલ કર્યું, પણ ખરા તાબે થયા નહોતા. રાવ સુરતનસિંહ ફેર પાછા પાદશાહ સામે બાંધી બેઠા, અને તેથી પાદશાહના હુકમથી મારવાડ તરફના કુંપાવત સરદાર મુકુંદદાસની સરદારી નીચે મારવાડી લશ્કર સિરોહી ઉપર ચઢી આવ્યું. લશ્કરની શંખ્યા ઘણી મોટી હતી. તેથી સુરતનસિંહ પોતાના દેશના પહાડોમાં ભરાઈ પેઠા. એક દીવસ રાત્રે પહાડોની ખોમાં પોતે સુઈ રહ્યા હતા; ત્યાં ઊંઘમાં તેમને રાઠોડોએ બાંધી લીધા. ચહુઆણો જાગ્યા અને તલવારો સંભાળી સામે થયા, પણ મુકુંદસિંહે કહ્યું કે રાવની જીંદગી અમારા હાથમાં છે, માટે જો તલવાર ચલાવશો તો પ્રથમ રાવને કતલ કરવામાં આવશે; આથી તે અટક્યા અને મુકુંદસિંહે રાવને પ્રથમ જોધપુર લઇ જઈ ત્યાંથી પાદશાહ પાસે લઈ ગયો. મુકુંદસિંહે રાવને પાદશાહ પાસે રજુ કરતા પેહેલાં કહ્યું કે પાદશાહને નમી નમીને સલામો કરવી, પરંતુ રાવે કહ્યું કે મારી જીંદગી પાદશાહના હાથમાં છે, પણ મારી આબરૂ તેના હાથમાં નથી. મેં કોઇને માથું નમાવ્યું નથી અને નમાવિશ પણ નહી. આથી પાદશાહી દરબારમાં પેસતાં એક નીચી બારી રાખી તેમાં થઇને નમીને જવા માટે રસ્તો કરી યુક્તિ રચવામાં આવી હતી, પણ રાવ સુરતનસિંહે પોતાના પગ બારીમાં પ્રથમથી કહાડ્યા તથા ત્યાર પછી માથું કહાડ્યું, અને તેમની રચેલી યુક્તિ પાર પડવા દીધી નહી. રાવના આકૃત્યથી પાદશાહે ગુસ્સે નહી થતાં તેમના ઉપર સારી પ્રીતિ બતાવી. આ વખત પાદશાહે રાવને સિરોહીને બદલે બીજી જે જગા પસંદ આવે તે આપવા કહ્યું, પણ તેના જવાબમાં રાવ સુરતનસિંહે કહ્યું કે આપ અચળગઢ (આબુ અથવા સિરોહીનું રાજ્ય) જેવું બીજું શું આપી શકવાનાછો, માટે મારા તાબામાં જે પહાડી મુલક છે તેજ રહેવાદો. આથી પાદશાહે તેમને તેમના પોતાના સિરોહીના રાજ્યમાં પાછા આવવાની રજા આપી. રાવ કોઈ વખત પાદશાહને નમ્યા નથી,

તેમજ તેના તાબેદાર થયાજ નથી. રાવ સુરતનસિંહ એ એક બહાદુર અને અભિમાની રાજા હતા. તેમને માટે એમ કહેવાય છે કે સુરજ પોતાના ઉપર ગરમી કરેછે એમ જાણી તેના સામે પોતે આકાશમાં બાણ ફેંક્યું હતું.

સિરોહી અને મારવાડના રાજાઓને ભારે વેર બંધાયાં હતાં, તેથી મારવાડનો રાજા અભયસિંહ પાદશાહ તરફથી ઇ. સ. ૧૭૩૦ માં ગૂજરાત ઉપર જવા માટે તૈયાર થયાં અને રસ્તામાં સિરોહીને પાયમાલ કરવું એમ વિચાર હતો. આ ખબર સિરોહીના બહાદુર રાવે જાણી, પરંતુ રાવનો મુલક પહાડી અને દેશનો બચાવ કરનારા તેમની પ્રજામાંના ભીલ તથા મીણા લોકો કે જે લોકો લડવામાં ઘણા બહાદુર હતા. તે ઉપરથી પોતે લશ્કરી કંઇ પણ તૈયારીયો નહી કરતાં એશઆરામમાં પડયા હતા, એવા વખતમાં મીણાઓએ મારવાડનાં ઢોર વાળ્યાં, જેથી અભયસિંહ વધારે ગુસ્સે થયો અને પોતાની ફોજ લઇ જોધપુરથી નીકળ્યો. તે સિરોહીના મુલકમાં આવ્યો એટલે રાવના તાબાના લડવૈયાઓ ડુંગરા છોડી આજુ બાજુના મુલકમાં જતા રહ્યા, જેથી રાવે અભયસિંહ સાથે પોતાની કુંવરી પરણાવી સલાહ કરવાની જરૂર પડી.

ઈ. સનના ચાલતા સૈકામાં સિરોહીની ગાદી ઉપર રાવ ઉદયભાણુજી હતા, તેમણે પોતાના દેશના સરદારો તથા ભીલ અને મીણા વિગરે પ્રજા ઉપર તેમના હક છીનાવી લેવા માટે જુલમ કરવા માંડયો. સરદારો અને પ્રજા કે જે બધા સિરોહીના પહાડી દેશના રહેનારા હતા, એટલુંજ નહી પણ તેઓ સ્વતંત્ર જેવી સત્તા ભોગવતા હતા, તેથી તેમનાથી તે જુલમ સહન થઈ શકયો નહી. આથી ઘણાખરાઓએ બંડ કર્યાં અને છેવટ રાવ ઉદયભાણજીને પદભ્રષ્ટ કરી કેદ કર્યા, તથા પોતાના ઉપર રાજ્ય ચલાવનાર તરીકે ઉદયભાણના ભાઈ શિવસિંહ ને ઠરાવ્યા. ઉદયભાણે જોધપુરના રાજા માનસિંહ તરફ હલકારો મોકલ્યો અને તેને પોતાની મદદમાં આવવા માટે કહેરાવ્યું. માનસિંહે સિરોહી ઉપર લશ્કર મોકલ્યું પણ સિરોહીના રાજ્યના સરદારો અને પહાડી લોકો આવેલા લશ્કર સામે થયા, સરદારોએ તલવાર અને બંદુકોથી, તથા પહાડી લોકોએ પહાડોમાં રહીને પથરા મારી રાઠોડોનો ઘાણ કહાડી નાખ્યો.

થોડા દિવસ પછી રાજપુતાણાના રાજાઓએ ઈ. સ. ૧૮૧૭-૧૮ માં ઈંગ્રેજ સરકાર સાથે સલાહના કૉલકરાર કર્યા અને મરેઠા તથા પીં-

હરાઓ તેઓનાં રાજ્યો ઉપર ચઢી આવતા હતા, તે ભયમાંથી તેમને બચાવ્યા. પરંતુ સિરોહીના રાવે તે વખત પોતાના પહાડી બચાવને લીધે ઇંગ્રેજોની ઉપરી સત્તા કબુલ કરી નહી. પણ પછવાડેથી જ્યારે તેમના સમજવામાં આવ્યું કે બીજા રાજાઓને ઇંગ્રેજોના આશ્રય નીચે જવાથી ઘણો ફાયદો થયો છે, ત્યારે પોતે પણ તા. ૧૧ મી ડીસેમ્બર સને ૧૮૨૩ ના રોજ કોલકરાર કરી ઇંગ્રેજોની ઉપરીસત્તાના રક્ષણ નીચે આવ્યા. જેમ બીજા રાજાઓ સાથે ઠરાવ થયા હતા, તેમ તેમની અને ઇંગ્રેજો વચ્ચે પણ થયા. આ વખત સિરોહીના રાજ્ય ઉપર ખંડણીનો આંકડો રાજ્યની ઉપજના $\frac{3}{8}$ ભાગ જેટલો ઠર્યો હતો. આ વખત એમ પણ ઠરાવ થયો હતો કે રાવ શિવસિંહની હયાતી પછી પદભ્રષ્ટ થએલા રાવ ઉદયભાણને કુંવર હોયતો તે સિરોહીની ગાદીએ બેસે.

પદભ્રષ્ટ રાવ ઉદયભાણ વગર કુંવરે ઈ. સ. ૧૮૪૭ માં મરણ પામ્યા, એટલે રાવ શિવસિંહ મુકરરર રાજા થયા. મારવાડના રાજા માનસિંહના હુમલાનેજો કે તેમણે હરાવીને પાછો કહાડ્યો હતો, તોપણ તેથી દેશની આબાદીને ભારે નુકશાન લાગ્યું હતું; વળી તાબાના સરદારોએ પોતાના હક બાબત રાજ્ય સામે બહારવટાં કરવા માંડ્યાં. અને તે સરદારોની પક્ષમાં પ્રખ્યાત મીણા જાતના લુંટારા અને ભીલ લોક હતા, તેથી તેમને વશ કરવા, એ કામ કંઈ સહેલું નહોતું, જેથી તેમના સામે થવાને મદદગાર ઇંગ્રેજી લશ્કર રાખવાની જરૂર પડી. આ લશ્કરી ખરચને માટે રાવ શિવસિંહે ઇંગ્રેજ સરકાર પાસેથી રૂ. ૧૫૦૦૦૦ ( દોઢ લાખ ) ઉછીના લીધા, ઇંગ્રેજ સરકારે પેલા સરદારો અને મીણાઓને વશ કરવા માટે લશ્કર મોકલ્યું, પણ તે લશ્કરનો કંઇપણ ઉપયોગ કરવાની જરૂર પડી નહી કેમકે ઇંગ્રેજ સરકારે વચ્ચે પડી સમાધાન કરાવી આપ્યું. આ વખતના સમાધાનનો છેડો એવો આવ્યો કે ઉદયભાણને પદભ્રષ્ટ કીધા પછી જે સરદારોએ પોતાના સામે બંડ કીધાં હતાં, તેમણે રાજા સાથે સલાહથી ચાલવું, તેમજ રાજાએ પણ તે લોકને કંઈ નુકશાન નહી કરતાં સલાહથી વર્તવું.

ગવરનર જનરેલ તરફના રાજપુતાણા ખાતેના એજંટનું સદર સ્ટેશન બાંધવા માટે ઈ. સ. ૧૮૪૫ માં રાવ શિવસિંહે આબુના ડુંગર કે જેના ઉપર સારી હવા અને આરોગ્યતા સચવાય તેમ હોવાથી બ્રિટિશ સરકારને તે ઉપરની કેટલીએક જગા આપી. આ વખત રાવ અને

બ્રિટિશ સરકાર વચ્ચે કેટલીએક સરતો થઇ હતી, જેમાંની એક એવી હતી કેઃ—એ જગાએ અગર તેની આસપાસ સિરોહીની હદમાં ગાય મારવી નહી. આ સરત ક્ષત્રી (રાજપુત) જાતને બરાબર શોભે એવી હતી. આ સરત રદ કરવા ઇંગ્રેજ સરકાર તરફથી ઘણી વખત કહેવામાં આવ્યા છતાં રાવે તે વાત કબુલ રાખી નથી.

ઈ. સ. ૧૮૫૪ સુધીમાં રાજ્યને માથે રૂ.૨૦૦૦૦૦ (બે લાખ) ની રકમ જેટલો કરજનો બોજો થઈ પડ્યો હતો, જેથી સિરોહીનું રાજ્ય ઇંગ્રેજ સરકારે જપ્તીમાં લઈ તે કરજ ટાળવા રાવ તરફથી અરજ કરવામાં આવી. આ તેમની અરજ ઉપર ધ્યાન આપવામાં આવ્યું અને જપ્તી મુકી. જપ્તીવહીવટમાં એમ જણાયું કે તે વખત રાજ્યની પેદાશ રૂ.૮૦૦૦૦(એંશી હજાર) ની થતી હતી, તેથી કરાર પ્રમાણે ખંડણીના રૂ.૩૦૦૦૦ (ત્રીશ હજાર) થાય, તે રકમ ભારે જણાઈ, તેથી તેમાંથી નીમો નીમ કમી કરી. ઈ. સ. ૧૮૫૭ માં હીંદમાં બળવો થયો, તે વખત શિરોહી ઉપર ઇંગ્રેજ સરકારની જપ્તી હતી; તોપણ રાવે ઇંગ્રેજોને ઘણી સારી મદદ આપી હતી, તેથી ખંડણીમાંથી ફેર કમી કીધું અને દર વરસે રૂ.૭૫૦૦ (સાડા સાત હજાર) ભરવા ઠરાવ્યા.

રાવ શિવસિંહ વૃદ્ધ થવાથી પોતે રાજ્યના માનમરતબા અને "રાવ" એવો કિતાબ પોતે રાખી રાજકારભાર પોતાના કુંવર ઉમેદસિંહને ઈ. સ. ૧૮૬૧ માં સોંપ્યો. એજ સાલમાં રાવ મરણ પામ્યા, એટલે ઉમેદસિંહ રાવ થયા. કરજ ઈ. સ. ૧૮૬૫ માં વળી રહ્યું, એટલે ઇંગ્રેજ સરકારે પોતાની જપ્તી ઉઠાવી લીધી.

રાવ ઉમેદસિંહ ગાદીએ બેઠા; તેજ વરસમાં તેમના ત્રણ ભાઈઓએ તેમને તેમના પિતાની હયાતીમાં જે જાગીરો આપી હતી, તેથી અસંતોષ માની બંડ ઉઠાવ્યું, પણ તે બંડ ઘણું જલદીથી બંધ પડી ગયું.

રાવ ઉમેદસિંહ ઈ. સ. ૧૮૭૫ ની સાલ ( સંવત ૧૯૩૧ ભાદરવો માસ) માં કૈલાસવાશી થયા. તેમના પછી કુંવર કેશરીસિંહ ગાદીએ બેઠા; જે સિરોહીના હાલના મહારાવ છે. તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ મહારાણી વિકટોરીયાએ "કૈસરેહીંદ"નું પદ ધારણ કર્યું અને તે તારીખે હીંદના વાઇસરાય લૉર્ડ લીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો, તે દરબાર તરફથી એક પાદશાહી વાવટો સિરોહીના રાજ્યમાં લશ્કરી દમામ સાથે એજંટ મારફત પહોંચાડવામાં આવ્યો.

મહારાવ કેશરીસિંહજી બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવેછે. મહારાવ કેશરીસિંહજીની હાલ ૩૦ વરસની ઉંમર છે.

---

# ડુંગરપુર.

આ રાજ્ય રાજપુતાણાના દક્ષિણ ભાગમાં છે. તેના રાજકર્તા મેવાડના રાણાજીના કુટુંમી સાસોદીયા રાજપુત અને તે "મહારાવળ"ની પદવિથી ઓળખાય છે. **સીમા**—ઉત્તર અને ઈશાનકોણ તરફ મેવાડ (ઉદયપુર)નું રાજ્ય; અગ્નિ કોણ તરફ વાંસવાડાનું રાજ્ય; દક્ષિણે રેવાકાંઠા એજન્સિનું લુણાવાડાનું રાજ્ય તથા મહીકાંઠા એજન્સિનું પોળનું નાનું રાજ્ય; નૈરૂત્ય કોણ તરફ ઈડરનું રાજ્ય અને વાયવ્ય કોણ તરફ મેવાડનું રાજ્ય છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૦૦૦ ચોરસ મૈલ જમીન જેટલો છે અને તેમાં **વસ્તી**—આશરે ૧૦૦૦૦૦ ( એકલાખ ) માણસની છે. **વારસિક પેદાશ**—રૂ.૨૦૦૦૦૦(બે લાખ) ને આશરે થાય છે. આ રાજ્ય ઇંગ્રેજ સરકારને ખંડણી આપે છે. **દેશનુંસ્વરૂપ**—આ રાજ્યનો મુલક પહાડી અને અઘોર જંગલ વાળો છે. દેશમાં ઠામ ઠામ ડુંગરા અને ઝાડો છે. **નદી**—મહી, એ માળવામાં અમઝરા ગામ પાસેથી નીકળી ત્યાંથી ઉત્તર તરફ ધાર અને રતલામનો મુલક પસાર કરી વાંસવાડ અને પરતાપગઢની સરહદ ઉપર થઈ વાંસવાડાની ઉત્તર સરહદ કરી ત્યાંથી નૈરૂત્ય કોણ તરફ વળી, આ રાજ્ય અને વાંસવાડાની સરહદ કરી ત્યાંથી આગાડી ગૂજરાતમાં થઇને ખંભાતના અખાતને મળે છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઇશાન કોણ તરફથી વરસે છે અને તે ઘણો હોય છે. **જમીન તથા નિપજ**—જમીન જોકે ડુંગર અને જંગલવાળી છે, પણ તે રસાળ છે. તેમાં કપાસ, શેરડી, તમાકુ, અફીણ, ઘઉં, ચણા, જુવાર, ડાંગર, મકાઇ, બાજરી તલ અને તમામ જાતનાં કઠોળની નિપજ થાય છે. જંગલમાં સાગ વિગેરે ઇમારતી અને બીજાં ઘણી જાતનાં ઝાડ થાય છે. **જનાવર**—ડુંગરની ખોપો અને ઘટઝાડીવાળા ભાગમાં વાઘ, ચીત્રા, વરૂ, સાબર, હરણ અને બીજાં ઘણી જાતનાં જંગલી જનાવર હોય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્ય કરીને ભીલ અને રાજપુતોની છે, તથા થોડા મુસલમાન અને પરચુરણ જાતના હિંદુઓ પણ વસે છે. દેશની ભાષા મેવાડી છે. મુખ્ય

**શેહેર—ડુંગરપુર,** એ આ દેશની રાજધાનીનું કીલ્લાવાળું શેહેર ઘણું કરીને દેશના વાયવ્ય કોણ તરફના ભાગમાં છે; તેમાં મહારાવળનો રાજગઢ અને રાજમેહેલ છે. એ શેહેરમાં પોસ્ટ ઓફીસ છે. **દત્તકની સનંદ**—આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ ઇંગ્રેજ સરકાર તરફથી મળી છે; વળી **પાદશાહી વાવટો**—નામદાર "કૈસરે હિંદ" વિક્ટોરિયા તરફથી મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્ધતી ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૧૦૦૦ પેદલ, ૪૦૦ સ્વાર અને ૪ તોપ રાખવાની સત્તા છે.

**ઈતિહાસ**—ડુંગરપુરના રાજ્યકર્તા મહારાવળ, મેવાડ (ઉદયપુર)ના રાણાજીના કુટુંબની જુની શાખામાંના સૂર્યવંશી સીસોદીયા રાજપુત છે. એમ કહેવાયછે કે મેવાડના રાણા અજયસિંહ કે જે ઈ. સનના ચૌદમા સૈકાની શરૂઆતમાં રાજ્ય કર્તા હતા તેમને કોઈ મુજ નામના દુશ્મન સાથે લડાઇમાં ઉતરવું પડયું હતું. એ વખત રાણાએ તેને હરાવીને નસાડી મુકયો હતો. અજયસિંહને બે કુંવર હતા, તેમને કહ્યું કે "તમે મુજ પછાડી જઇ તેનું માથું કાપી લાવો ત્યારે મારા કુંવર ખરા," આ બંને જણાની હીંમત ચાલી નહી પણ રાણાના ભત્રીજા હમીરે તે વાત કબુલ કરી મુજ પછાડી જઈ તેનું માથું કાપી લાવી રાણા આગળ રજુ કર્યું. રાણાએ બંને કુંવરોનો તીરસ્કાર કર્યો, તેથી તેમાંનો એક તેજ વખત આપઘાત કરી મરણ પામ્યો અને બીજો ડુંગરપુર આવતો રહ્યો. આ આવનારા કુંવરના નામ વિશે બે મત છે. કેટલાએક પુસ્તકોમાં લખ્યુંછે કે તેનું નામ સુજનસિંહ હતું અને કેટલાએકમાં લખ્યું છે કે જે કુંવર ડુંગરપુર આવ્યો તેના વંશમાં તેરમો પુરૂષ સુજનસિંહ થયો. તેણે ડુંગરપુર છોડયું અને દક્ષિણમાં બીજાપુર ગયો તથા તેના વંશમાં મરેઠી રાજ્ય સ્થાપનાર પ્રખ્યાત સીવાજી થયો. ડુંગરપુરના રાજ્યની સ્થાપના માટે એમ પણ કહેવાય છે કે ઈ. સના તેરમા સૈકાની શરૂઆતમાં રહપ નામના ભાઇએ મેવાડની ગાદીનો હક પોતાના નાનાભાઈ મહપને આપ્યો અને પોતે મોરી જાતના પરમારો પાસેથી ડુંગરપુર જીતી ત્યાં સ્થાપના કરી; જેમના વંશમાં ડુંગરપુરના હાલના રાજકર્તા છે.

અકબર પાદશાહના વખત પેહેલાં ડુંગરપુરના રાજ્યકર્તા સ્વતંત્ર હતા. ઇ. સ. ૧૭૦૭ માં ઓરંગજેબ પાદશાહનું મરણ થયું, અને તે પછી

પાદશાહી નબળી પડવા લાગી. એ વખત સુધી તેઓ મોગલ પાદશાહના તાબેદાર હતા. તે પછી મરેઠાઓના જોરાવર હુમલાઓને લીધે તેઓ મરેઠાના તાબેદાર થયા અને ઈ. સ. ૧૮૧૮ માં ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યા.

ડુંગરપુરના રાજ્યની આગલી વિગતવાર તવારીખ જાણવામાં આવી નથી. ઇ. સ. ૧૫૨૮ માં મેવાડના રાણા સાંગા અને બાબર પાદશાહ વચ્ચે કનુવા આગળ એક ભયંકર યુદ્ધ થયું. એ યુદ્ધમાં ડુંગરપુરના રાવળ ઉદયસિંહ અને બીજા સરદારો રાણા તરફથી બહુ બહાદુરીથી લડ્યા. તેમણે બાબરને હરાવ્યો હતો. એ વખત બાબરનાં ૧૫૦૦ લશ્કરી માણસોને કાપી નાખ્યાં હતાં; ત્યાર પછી બાબરે બીજી વધારે ફોજ મોકલી. આ વખત રાજપુતોએ તેને ફેર હઠાવ્યો, પણ ચાલતી લડાઇમાં રાયસિનનો તુંવાર રાજા ફુટી બાબરને મળી ગયો, જેથી મોગલો જોરપર આવ્યા. રાજપુતો બહુ બહાદુરીથી લડ્યા પણ ભોંમીયો ફુટ્યો એટલે તેમને પાછું હઠવું પડ્યું. આ વખતની લડાઇમાં ડુંગરપુરના રાવળ ઉદયસિંહ પોતે અને તેમના તાબાના ૨૦૦ રાજપુતો કપાઈ મુઆ હતા.

ઈ. સ. ૧૫૭૭ માં ડુંગરપુરમાં રાવળ **આશકરણજી** રાજ્યકર્તા હતા. તેમના ઉપર અકબરશાહ પાદશાહ ચઢી આવ્યો. આ વખત સુધી ડુંગરપુરના રાજા પાદશાહના તાબેદાર થયા નહોતા. આશકરણજી અને પાદશાહ વચ્ચે ભારે લડાઈ થઈ. રાજપુત અને મુસલમાન જેમ શસ્ત્રથી એક બીજા સામે લડતા હતા, તેમ આ દેશના ભીલ લોકો ડુંગરાઓ ઉપર રહી મોગલ ફોજ ઉપર પથરા તથા તીરનો વરસાદ વરસાવતા હતા, પરંતુ છેવટ આશકરણજીએ પાદશાહને તાબે થવાની જરૂર પડી.

મરેઠી અમલમાં ડુંગરપુરના રાવળ ધારના પુંવારને દર વરસે રૂ.૩૫૦૦૦ (પાંત્રીશ હજાર) ખંડણીના આપતા હતા, પણ ઈ. સ. ૧૮૧૮ ના કોલ કરારથી આ રાજ્ય ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું, ત્યારથી એ ખંડણી ઈંગ્રેજોને આપવા ઠર્યું હતું. આ વહીવટ ત્રણ વરસ સુધી ચાલ્યો, ત્યાર પછી તે પાંત્રીશ હજારમાંથી કમી કરી રૂ.૨૦૩૮૭ કંપની સીક્કાના આપવા ઠર્યા. ઈ. સ. ૧૮૧૯ માં રાજ્યની ઉપજ છેક કમી થઈ ગઈ હતી, તેથી જમાબંદીમાં વધારો કરવા યત્ન કર્યા પણ તેમાં કંઈ વળ્યું નહી. આ વખત ડુંગરપુરમાં રાવળ **જસવંતસિંહ** રાજ્યકર્તા હતા. જસવંતસિંહે પોતાના રાજ્યના સરદારો તથા રાજ્યની મંત્રી-

માંનો ઘણો ભાગ જે ભીલ લોકોનો હતો, તે લોકના ઉપર જુલમ કરી તેમના હક છીનાવી લેવા માંડ્યા. હવે સરદારો તથા ભીલ પ્રજાએ મળી રાજધાની ઉપર હુમલો કરવા તૈયારી કરી તથા તે લોક ચઢી આવ્યા; જેથી રાવળ જસવંતસિંહે ઈંગ્રેજી ફોજની મદદ માગી. ઈંગ્રેજી ફોજ પણ આવી પહોંચી. લડાઈની તૈયારી હતી, પણ તેવામાં અંદર અંદર સમાધાન થવાથી આવેલું લશ્કર પાછું ગયું. ઈ. સ. ૧૮૨૪ માં રાવળે ફેર જુલમ કરવા માંડ્યો, જેથી ફેર પાછો ઝઘડો ખડો થયો. આ વખતના ઝઘડામાંથી સરદારો અને ભીલ પ્રજાએ ઈ. સ. ૧૮૨૫ માં રાવળ જસવંતસિંહને પકડ્યા તથા પદભ્રષ્ટ કર્યા. જસવંતસિંહે પોતાને કુંવર નહી હોવાથી પ્રથમથી પરતાપગઢના રાજા સામતસિંહના પૌત્ર દલપતસિંહ કે જેમને દત્તક લીધા હતા, તેમને રાજ્ય ચલાવવા માટે નીમ્યા. દલપતસિંહના અમલમાં રાજ્યનાં કેટલાંએક સાધનો ઘટી ગયાં હતાં, જેથી તે પોતાના તાબાના સરદારોને કબજામાં રાખી શકે એવી તેમનામાં શક્તિ નહોતી. સરદારો તેમની તાબેદારી નહી ઉઠાવતાં સ્વતંત્રપણે વરતવા લાગ્યા, તેથી ઈ. સ. ૧૮૩૧ માં દલપતસિંહને ઈંગ્રેજી લશ્કરની મદદ માગવા જરૂર પડી. ઈંગ્રેજોએ કહ્યું કે કોઈપણ રાજાઓએ પોતાની સત્તા જાળવી રાખવાને માટે, તથા સલાહ શાન્તીથી રાજ્ય ચલાવવાને માટે જે જે સાધનો જોઈએ, તે પોતે પોતાની મેળે કરી લેવાં જોઈએ. આ પ્રમાણે કહ્યા છતાં ભીલ અને બીજા જે લુંટારા લોકો દેશને નુકશાન કરતા હતા તેમને તાબે કરવા માટે કેટલીએક વખત ઈંગ્રેજોએ તેમને લશ્કરી મદદ આપી હતી.

પરતાપગઢના રાજા સાંમતસિંહ ઈ. સ. ૧૮૪૪ માં મરણ પામ્યા, જેથી દલપતસિંહ કે જે તેમના પૌત્ર થતા હતા, તેથી તે પરતાપગઢના રાજા થયા. પરતાપગઢ અને ડુંગરપુર એ બંને રાજ્ય ઉપર દલપતસિંહનો અમલ થયો, તેથી ડુંગરપુરના સરદારોએ તકરાર ઉઠાવી કે દલપતસિંહ એ પરતાપગઢના રાજા થયા, તેથી ડુંગરપુરનું રાજ્ય તેમના તાબામાંથી જાુદું પાડવું જોઈએ. આ તકરારનો છેડો એવી રીતે આવ્યો કે દલપતસંહે ડુંગરપુરને માટે દત્તક લઈ તેને ડુંગરપુરનો રાજા બનાવવો અને પોતે ફક્ત પરતાપગઢ જઈ ત્યાં રાજ્ય કરવું. દલપતસિંહે સાબલીના ઠાકોરના બાળ કુંવર ઉદયસિંહને દત્તક લીધા અને તેમને ડુંગરપુરની ગાદીએ બેસાડ્યા. ઉદયસિંહની નાની ઉમરને લીધે દલપતસિંહે થોડો થોડો વખત

ડુંગરપુરમાં રહેવા માંડ્યું અને વાલી તરીકે રાજકારભાર કરતા હતા. આ ગોઠવણ પદભ્રષ્ટ થએલા જસવંતસિંહને પસંદ આવી નહી, તેથી પોતે "રાવળ"નું પદ ધારણ કરવા તથા પોતાની પછી ગાદીએ બેસવા માટે કુટુંબમાંના બીજા કોઇને દત્તક લેવા યત્ન કીધા, પણ તે ફોગટ ગયા. બ્રિટિશ સરકારે જસવંતસિંહને ડુંગરપુરમાંથી દેશપાર કરી હિંદુઓની પવિત્ર જગા જે મથુરાં, ત્યાં મોકલી દીધા તથા તેમના ભરણપોશણને માટે ડુંગરપુરના રાજ્યમાંથી દર વરસે રૂ.૧૨૦૦ બાંધી આપ્યા.

દલપતસિંહ જ્યારે ડુંગરપુરમાં રહીને રાજકારભાર કરતા હતા, ત્યારે પોતાના પરતાપગઢના રાજ્યમાં અંધેર ચાલતું હતું, અને તે જ્યારે પરતાપગઢમાં રહેતા હતા ત્યારે ડુંગરપુરમાં તેમ ચાલતું હતું. આ પ્રમાણે બંને રાજ્યમાં અંધેર ચાલવા લાગ્યું અને તે પ્રમાણે આઠ વરસ સુધી ચાલ્યું. જ્યારે છેક અંધેર ચાલ્યું ત્યારે ઇંગ્રેજ સરકારે છેવટ ઈ. સન ૧૮૫૨ માં દલપતસિંહનો ડુંગરપુરનો કારભાર બંધ કરી ત્યાં એક દેશી અમલદારને એજંટનો હોદ્દો આપી તેની મારફત વહીવટ ચલાવ્યો. જ્યારે રાવળ ઉદયસિંહ જુવાન ઉંમરમાં આવ્યા, ત્યારે એજંટને બંધ કરી ડુંગરપુરનું રાજ્ય તેમને સ્વતંત્ર રીતે સોંપવામાં આવ્યું.

ઈ. સ. ૧૮૫૭ માં હિંદમાં મોટો બળવો થયો, તે વખત ડુંગરપુરમાં દેશી એજંટ રાજકારભાર કરતો હતો. તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ મહારાણી વિકટોરિયાએ "કૈસરેહિંદ" એ પદ ધારણ કર્યું, અને તે બાબત તે તારીખે હિંદના વાઈસરાય લૉર્ડ લીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો. એ વખતના દરબારમાંથી ડુંગરપુરના રાજ્યને માટે એક પાદશાહી વાવટો લશ્કરી દમામ સાથે એજંટની મારફત પહોંચાડવામાં આવ્યો. મહારાવળ ઉદયસિંહજી બ્રિટિશ છાવણીમાં જાય, તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવેછે. મહારાવળ ઉદયસિંહજીની હાલ ૪૯ વરસની ઉમર છે.

---

## પરતાપગઢ.

આ રાજ્ય રાજપુતાણાના દક્ષિણ ભાગમાં છે. તેના રાજકર્તા મેવાડના રાણાજીના કુટુંબી જાતના સીસોદીયા રાજપુત અને તે "મહારાજા" ની પદવિથી ઓળખાય છે. **સીમા**—આ રાજ્યની ઉત્તર અને વાયવ્ય

કોણ તરફ મેવાડનું રાજ્ય; પુર્વે મંદુસર અને જાવરા તથા રતલામનાં રાજ્ય; અને નૈરૂત્ય કોણ તરફ વાંસવાડાનું રાજ્ય છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૧૪૬૦ ચોરસમૈલ જમીન જેટલો છે અને તેમાં **વસ્તી**—આશરે ૧૫૦૦૦૦ (દોઢલાખ) માણસની છે. **વારસિકપેદાશ** રૂ.૭૦૦૦૦૦ (સાતલાખ) ને આશરે થાય છે. આ રાજ્ય ઇંદોરના મહારાજા હોલકરને ખંડણી ભરે છે. **દેશનુંસ્વરૂપ**—આ રાજ્યનો મુલક પહાડી અને ઘટઝાડી વાળો છે. દેશમાં ઠામ ઠામ ડુંગરા અને વિકટ વન છે. **નદી**—મહી છે, એ માળવામાં અમઝરા ગામ પાસેથી નિકળી ત્યાંથી ઉત્તર તરફ ધાર અને રતલામનો મુલક પસાર કરી આ રાજ્યની નૈરૂત્ય કોણ તરફ આ રાજ્ય અને વાંસવાડાની સરહદ કરી ત્યાંથી પશ્ચિમ તરફ વળી નૈરૂત્ય કોણ તરફ જઈ રાજપુતાણાની હદ છોડ્યા પછી ગૂજરાતનો ભાગ પસાર કરી ખંભાતના અખાતને જઈ મળે છે. **હવા**—સાધારણ છે. વરસાદ ઈશાન કોણ તરફથી અને તે ઘણો વરસે છે. **જમીન** તથા **નિપજ**—જમીન પહાડી હોવા છતાં ઘણી રસાળ છે. તેમાં કપાસ, શેરડી, અફીણ, ઘઉં, ચણા, જુવાર, મકાઈ, બાજરી, અને તલ તથા તમામ જાતનાં કઠોળ નિપજે છે. જંગલમાં સાગ વિગેરે ઇમારતી અને બીજાં ઘણી જાતનાં ઝાડો થાય છે. **જનાવર**—ડુંગર અને ઝાડી જે ભાગમાં વધારેછે, ત્યાં વાઘ, ચીત્રા, વરૂ, સાબર, હરણ અને ઘણી જાતનાં જંગલી જનાવર હોય છે. **લોક** તથા **ભાષા**—વસ્તી મુખ્ય કરીને ભીલ તથા રાજપુત અને તે શિવાય મુસલમાન તથા વાણીયા વિગેરે પરચુરણ જાતના લોકોની છે. દેશની ભાષા માળવી છે. મુખ્ય શેહેર—**પરતાપગઢ**, એ આ દેશની રાજધાનીનું કીલ્લાવાળું શેહેર ઘણું કરીને આ દેશની ઈશાન કોણ તરફના ભાગમાંછે. તેમાં મહારાજાનો રાજગઢ અને રાજમેહેલ છે. અહીં પોષ્ટ ઓફીસ પણ છે. એ શેહેર મંડીસર (મંદુસર) ના રેલવે સ્ટેશનથી આશરે ૨૫ મૈલને છેટે પશ્ચિમમાં છે. **દત્તકનીસનંદ**— આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોય તો વગરનજરાણો આપે હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળી છે; વળી પાદશાહીવાવટો નામદાર "કૈસરેહિંદ" તરફથી મળ્યો છે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્ધતી ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૯૫૦ પેદલ, ૨૭૫ સ્વાર, ૧૨ તોપ અને ૪૦ ગોલંદાજ રાખવાની સત્તા છે.

**ઈતિહાસ**—પરતાપગઢના રાજકર્તા એ મેવાડના રાણાજીના કુટુંબી સીસોદીયા જાતના સૂર્યવંશી રાજપુત છે. પરતાપગઢના રાજ્ય કર્તાના વડીલોમાંના ઘણા ખરા દિલ્હીની પાદશાહીમાં મોટા મોટા હોદ્દા ભોગવતા હતા. **સાલમસિંહ** નામના રાજા મહમદશાહ પાદશાહના વખતમાં ( ઈ. સ. ૧૭૧૯ થી તે ૧૭૪૮ ) તેના એટલા બધા માનીતા થઈ પડયા હતા કે પાદશાહે તેમને પરતાપગઢના રાજ્યમાં તેમના (સાલમસિંહના) નામથી સીક્કો (રૂપીઆ) પાડવાની રજા આપી. આથી તેમણે પોતાની રાજધાનીના શેહેર પરતાપગઢમાં ટંકશાળ સ્થાપી અને રૂપીઆ પાડવા માંડયા. આ રૂપીઆ "સાલમશાહી" ને નામે આજપણ ઓળખાય છે અને તે પરતાપગઢ તથા તેની આસપાસના માળવા વિગેરે દેશમાં ચાલે છે. તેની કીંમત કંપની રૂ.૪ ની બરાબર સાલમશાહી રૂ.૫ થાય છે; એટલે એક સાલમશાહી રૂપીઓ તે કંપની રૂ. ૦-૧૨-૬ ની બરાબર થવા જાય છે.

મોગલાઈ રાજ્યની પડતીના વખતમાં સાલમસિંહ મરણ પામ્યા અને તેમના કુંવર **સાંમતસિંહ** ગાદીએ બેઠા. સાંમતસિંહના વખતમાં મરેઠાઓ આ દેશ ઉપર ઉપરા ઉપરી ચઢી આવવા લાગ્યા. તેમણે દેશને લુંટી પાયમાલ કરવા માંડ્યો, તેથી સામતસિંહે હોલકરનું ઉપરીપણું કબુલ કર્યું અને તેને ખંડણી ભરવાને બંધાયા. ખંડણી વસુલ કરવા મરેઠા ફોજો લઇને આવતા અને જ્યાં સુધી ખંડણીની રકમ આપવાને વીલમ થતી ત્યાં સુધી દેશને લુંટતા. તેથી તે આફતમાંથી છુટવા માટે ઇ. સ. ૧૮૦૪ માં ઇંગ્રેજ સરકારની ઉપરી સત્તા કબુલ કરી તેમના રક્ષણ નીચે આવ્યા. આથી તેમણે જે ખંડણી હોલકરને આપવી પડતી હતી તેને બદલે ઇંગ્રેજોને આપવી એમ ઠર્યું. આ કોલકરાર થયા પણ લૉર્ડ કોર્ન વાલીસનો રાજપુત રાજાઓ સાથે દોસ્તી બાંધવાનો વિરૂદ્ધ પક્ષ હોવાથી પાછળથી તે કરાર રદ થયા. આથી પરતાપગઢનું રાજ્ય ૧૪ વરસ સુધી મરેઠાઓના હુમલાઓથી વખતે વખત ઘેરાઇને ઉજ્જડ જેવું થઈ ગયું. ઇ. સ. ૧૮૧૮ માં ઇંગ્રેજો સાથે ફેર કોલકરાર થયા અને તે વખતથી હમેશને માટે આ રાજ્ય ઇંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. આ વખતથી ખંડણીની રકમ રૂ.૫૬૮૮૭ ઇંગ્રેજ સરકારને આપવી ઠરી હતી. રાજા સાંમતસિંહે પોતાની હયાતીમાં રાજ્યનો કારભાર કુંવર દીપસિંહને સોપ્યો હતો. દિપસિંહે પોતાના રાજ્યમાંના પોતાના દુશ્મનોમાંના કેટલાએકને મારી

નાખ્યા. તેનો આ જુલમ ઈ. સ. ૧૮૨૩ થી શરૂ થયો હતો, આથી બાપ દિકરા વચ્ચે ભારે ખટપટ ચાલી અને તે વાત ઠેઠ સરકારના કાન સુધી ગઈ; જેથી સરકારે ઈ. સ. ૧૮૨૬ માં તેને દેશપાર કરવા રાજા સાંમતસિંહને કહ્યું. સાંમતસિંહે તે પ્રમાણે કુંવર દીપસિંહને દુર કર્યો અને દેવળાના કીલ્લામાં રાખ્યો. તે થોડા દિવસમાં પાછો પરતાપગઢ આવ્યો અને જુલમ કરવા લાગ્યો. આ વખત ઈંગ્રેજ સરકારે તેને પકડ્યો અને કરનોરાના કીલ્લામાં ઈંગ્રેજી લશ્કરના જાપતા નીચે એક રાજકીય બંધવા તરીકે રાખ્યો. એ કીલ્લામાં તે તા. ૨૧ મી માહે મે સને ૧૮૨૬ ના રોજ મરણ પામ્યો. આ કુંવરના મરણ પેહેલાં તેને છુટો કરવા માટે સાંમતસિંહે પોતાના પીતાપણાના માયાળુ ગુણને લીધે ઈંગ્રેજ સરકારને અરજ કરી. તે અરજ મંજુર થઈ પણ તેનો અમલ થતાના દરમીયાનમાં તેના મરણની ખબર બહાર પડી.

રાજા સામતસિંહના ઘરડપણના વખતમાં પોતાની અશક્તીને લીધે રાજકારભાર ઘણો બેઢંગો ચાલવા લાગ્યો. ભીલ અને બીજા ઠગ તથા લુંટારા લોકોએ દેશમાં લુંટફાટ ચલાવવી શરૂ કરી, પણ ઈંગ્રેજી લશ્કરની મદદથી તે લોકને નરમ પાડ્યા. આ વખતથી પરતાપગઢનું રાજ્ય આબાદ સ્થીતિમાં આવવા લાગ્યું.

સામતસિંહના પૌત્ર દલપતસિંહને ઈ. સ. ૧૮૨૫ ની સાલમાં ડુંગરપુરની ગાદીને માટે દત્તક લઇ ડુંગરપુર લઈ ગયા હતા, પણ સામતસિંહ ઈ. સ. ૧૮૪૪ માં મરણ પામ્યા, ત્યારે **દલપતસિંહ** પાછા આવી પરતાપગઢની ગાદીએ બેઠા અને ડુંગરપુરને માટે જુદો દત્તક લીધો. દલપતસિંહને માટે આપણે ડુંગરપુરના ઇતિહાસમાં આ પુસ્તકમાં અગાડી વાંચી ગયા છીએ.

રાજા દલપતસિંહના કૈલાસવાસ ( સાલ જણાઈ નથી ) પછી **ઉદયસિંહ** પરતાપગઢની ગાદીએ બેઠા, જે હાલના મહારાજા છે. આ રાજ્યને માટે જો કદી પછાડી કુંવર વારસ ન હોય તો વગર નજરાણો આપે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળીછે.

તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ મહારાણી વિક્ટોરિયાએ "કૈશરેહિંદ"નું પદ ધારણ કર્યું તથા તે બાબત તે તારીખે હિંદના વાઈસરાય લૉર્ડ લીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો. એ વખતના દરબારમાંથી પરતાપગઢના રાજ્યને માટે એક પાદશાહી વાવટો લ-

શ્કરી દમામ સાથે એજંટની મારફત પહોંચાડવામાં આવ્યો. મહારાજા ઉદયસિંહજી બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૫ તોપ ફોડી માન આપવામાં આવે છે. મહારાજા ઉદયસિંહજીની હાલ ૪૨ વરસની ઊંમર છે.

---

# વાંસવાડા

આ રાજ્ય રાજપુતાણાના છેક દક્ષિણ ભાગમાં છેવાડું છે. તેના રાજકર્તા મેવાડના રાણાજીના કુટુંબી સીસોદીયા રાજપુત અને તે "મહારાવળ"ની પદવિથી ઓળખાય છે. **સીમા**—ઉત્તરે મેવાડનું રાજ્ય, ઇશાને અને પૂર્વ દિશાએ પરતાપગઢનું રાજ્ય, દક્ષિણે ઈંદોરના હોલકર મહારાજાના તાબાનો મુલક તથા ગૂજરાતપ્રાંતમાંનુ રેવાકાંઠા એજન્સિ તાબાનું સુંથનું રાજ્ય; અને વાયવ્ય કોણ તરફ ડુંગરપુરનું રાજ્ય છે.

આ રાજ્યનો **વિસ્તાર** ૧૫૦૦ ચોરસ મેલ જમીન જેટલો છે, અને તેમાં **વસ્તી** આશરે ૧૫૦૦૦૦ (દોઢ લાખ) માણસની છે. **વારસિક પેદાશ** રૂ.૩૦૦૦૦૦ (ત્રણ લાખ)નેં આશરે થાયછે. આ રાજ્ય ઇંગ્રેજ સરકારને ખંડણી આપેછે. **દેશનું સ્વરૂપ**—આ રાજ્યનો મુલક પહાડી અને જંગલો વાળો છે. દેશમાં ઠામ ઠામ ઝાડી અને ડુંગરા નજરે પડેછે. **નદી**—મહી એ માળવામાં અમઝરા ગામ પાસેથી નીકળી ત્યાંથી ઉત્તર તરફ ધારે અને રતલામનો મુલક પસાર કરી આ રાજ્યની પૂર્વ, ઉત્તર અને વાયવ્ય કોણની સરહદ ઉપર થઇને નૈરુત્ય કોણ તરફ જઈ ગૂજરાતનો મુલક પસાર કરી ખંભાતના અખાતને મળેછે. **હવા**—સાધારણ છે; વરસાદ ઈશાનકોણ તરફનો અને તે ઘણો વરસેછે. **જમીન** તથા **નિપજ**—જમીન ડુંગર અને જંગલો વાળીછે, પરંતુ તે સાધારણ રીતે રસાળ છે. તેમાં કપાસ, શેરડી, તમાકુ, અફીણ, ઘઊં, ચણા, જુવાર, ડાંગર, મકાઈ, બાજરી, તલ અને તમામ જાતનાં કઠોળની નિપજ થાયછે. જંગલમાં સાગ, વિગરે ઈમારતી અને બીજી ઘણી જાતનું ઝાડ થાયછે. **જનાવર**—ડુંગરની ખોયો અને ઘટ ઝાડી વાળા ભાગમાં વાઘ, ચીત્રા, વરૂ, સાબર, હરણ અને બીજાં ઘણી જાતનાં જંગલી જનાવર હોયછે. **લોક** તથા **ભાષા**—વસ્તી મુખ્ય કરીને ભીલ અને તેથી ઓછા રાજપુતોની છે. શિવાય થોડા મુસલમાન અને પરચુરણ જાતના હિંદુઓ પણ વસેછે. દેશની ભાષા મેવાડી છે.

મુખ્ય શેહેર—વાંસવાડા. એ આ દેશની રાજધાનીનું કીલ્લા વાળું શેહેર ઘણું કરીને દેશના પૂર્વ તરફના ભાગમાં છે. તેમાં મહારાવળનો રાજગઢ અને મેહેલછે. એ શેહેરમાં પોસ્ટ ઓફીસછે. એ શેહેર જાવરાના રેલવે સ્ટેશનથી ૫૦ મૈલને છેટે પશ્ચિમમાં છે. **દત્તકની સનંદ**—આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણો આપે હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળીછે, વળી પાદશાહી વાવટો નામદાર "કૈંસરેહિંદ" વિકટોરિયા તરફથી મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પધ્યતી ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતી ફ્યુડલ ધારાને લગતી છે. રાજ્યના લશકરમાં ૫૦૦ પેદલ, ૬૦ સ્વાર, ૩ તોપ અને ૨૦ ગોલંદાજ રાખવાની સત્તા છે.

**ઈતિહાસ**—વાંસવાડાના રાજ્યની સ્થાપના કરનાર, એ મેવાડના રાણાજીના કુટુંબી સીસોદીયા રાજપુત તથા તે ડુંગરપુરની સ્થાપના કરનારના નાનાભાઈ થતા હતા. એ મૂળ પુરૂષે ભીલ લોકોને વશ કરી પોતાનું જુદુ રાજ્ય બાંધ્યું. વાંસવાડાના રાજ્ય કર્ત્તાઓ અકબર પાદશાહના વખતમાં મોગલના તાબેદાર થયા, ત્યાં સુધી તેઓ સ્વતંત્ર હતા.

ઈ. સ, ૧૫૭૭માં વાંસવાડામાં રાવળ પ્રતાપસિંહ રાજ્યકર્ત્તા હતા. એ સાલમાં અકબરશાહ પાદશાહ જાતે વાંસવાડા ઉપર ચઢી આવ્યો. પ્રતાપસિંહ અને અકબર વચ્ચે થોડીવાર લડાઈ ચાલ્યા પછી પ્રતાપસિંહ ડુંગરોમાં ભરાઈ પેઠા. પાદશાહ છાવણી નાખીને પડયો હતો, તેથી પ્રતાપસિંહે છેવટ પાદશાહને તાબે થવા જરૂર પડી અને તેની ઉપરી સત્તા કબુલ કરી. ઈ. સ. ૧૫૭૮ માં મેવાડના રાણાનો કોમલમેરનો ગઢ પાદશાહની વતી જેયપુરના રાજા ભગવાનદાસ અને તેના કુંવર માનસિંહે જીત્યો, ત્યારે રાણો પ્રતાપ વાંસવાડાનો પહાડી મુલક તથા તેના ઉપર રાજ્ય કરેતા રાવળ પ્રતાપસિંહ બળવાન હોવાથી તેમના આશ્રય નાચે આવી સંતાયો હતો. ઈ. સ. ૧૬૦૩ માં વાંસવાડાના રાવળે પાદશાહના મુલકમાં બંડ ઉઠાવ્યું, જેથી પાદશાહી સૈન્ય લઇને મીરજા શાહરૂખ વાંસવાડા ઉપર ચઢી આવ્યો, પણ દેશ પહાડી અને રાવળ જોરાવર હોવાથી પોતાના માણસોની ખુવારી સાથે તેણે પાછા નાશી જવું પડયું.

ઔરંગજેબ પાદશાહનું ઈ. સ. ૧૭૦૭ માં મરણ થયું; ત્યાં સુધી વાંસડાના રાવળ પાદશાહના તાબેદાર રહ્યા, અને ત્યાર પછી તેમના દેશ ઉપર મરેઠા ઉપરા ઉપરી હુમલા કરવા લાગ્યા, તેથી તેમણે મરેઠાનું ઉપ-

રીપણું કબુલ કર્યું. વાંસવાડાના રાજાઓએ મરેઠાઓનું ઉપરીપણું કબુલ કર્યું, તો પણ મરેઠી ફોજ આ દેશ ઉપર ચઢી આવતાં અટકી નહી અને દેશમાં લુંટફાટ કરતી હતી તેથી દેશ ઉજ્જડ થવા માંડ્યો. આથી રાવળ ઉમેદસિંહે બ્રિટિશ સરકારના ઉપરીપણાના રક્ષણ નીચે આવવા ઈ. સ. ૧૮૧૨ માં વડોદરાના રેસીડેન્ટ મારફત બ્રિટિશ સરકારને દરખાસ્ત કીધી. આ દરખાસ્તમાં તેમનું માગણું એવું હતું કે સિંધિયા, હોલકર અને ધારના પુંવાર, વિગેરે મરેઠાઓ કે જેઓ વખતે વખત વાંસવાડાના દેશમાં આવી દેશની ખરાબી કરેછે, તેમને બ્રિટિશ સરકારે અટકાવવા અને તેના બદલામાં બ્રિટિશ સરકારને પોતે ખંડણી આપવા રાજીછે. વડોદરાના રેસીડેન્ટે દિલ્હીના રેસીડેન્ટ તરફ તે દરખાસ્ત વાંસવાડાના એક વકીલ સાથે મોકલી. દિલ્હીમાં તે દરખાસ્ત લઇને જનારે વકીલનો સારો આદર સત્કાર થયો, પરંતુ તે વિશે તુરત કંઈ બંદોબસ્ત થયો નહી. પાંચ વરસ પછી એટલે ઈ. સ. ૧૮૧૮ ના સપટેમ્બર માસમાં બ્રિટિશ સરકાર અને વાંસવાડાના રાવળ વચ્ચે કોલકરાર થયા તથા તે વખત વાંસવાડાનું રાજ્ય ઈંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણ નીચે આવ્યું. એ વખત ઠરાવ થયો હતો કે વાંસવાડાના રાજ્યનું ઈંગ્રેજ સરકાર રક્ષણ કરે, તેના બદલામાં રાજ્યની વારસીક પેદાશના $\frac{3}{8}$ ભાગ જેટલી ખંડણી ઈંગ્રેજ સરકારને આપવી, પણ તુરતજ રાવળ ઉમેદસિંહે વિચાર્યું કે હવે ભયનો વખત ગયોછે, એટલુંજ નહી પણ જે ખંડણી આપવા કબુલ કરી છે તે રકમ ભારેછે. આ કારણોથી થએલા કરાર રદ કરવા રાવળે ઈંગ્રેજ સરકારને જણાવ્યું. સરકારે હઠ પકડી કે તમે જે કરારની સરતો કબુલ કરી બંધાયાછો, તે પાળ્યા વગર ચાલશે નહી; એવામાં ડુંગરપુરના રાવળ અને રાવળ ઉમેદસિંહે ધારના રાજા સાથે કોલકરાર કરવા તથા ધારના રાજાને ખંડણી આપવા વિચાર કર્યો. આથી બ્રિટિશ સરકારે તેમની સાથે ફરીથી કરાર કરવા મરજી બતાવી અને તેથી ઇ. સ. ૧૮૨૫ ના નવેમ્બર માસમાં ફરીથી કરાર થયા. આ કરારથી બ્રિટિશ સરકાર વાંસવાડાના રાજ્યનો બચાવ કરે, તેના બદલામાં રાવળ અગર તેમના વંશજો કોઈ સગા કે સ્નેહી, અથવા ધાર કે બીજા કોઈ રાજ્ય સાથે રાજકીય સંબંધ રાખે નહી, અને ઈંગ્રેજ સરકારને રાજ્યના બચાવનો ખરચ પુરો પાડવામાં ઉપજના $\frac{3}{8}$ કરતાં વધારે નહી લેતાં બચાવ કરે. પાછળથી નક્કી આંકડો રૂ.૩૫૦૦૦ (પાંત્રીશ હજાર)નો ઠર્યો. આ આંકડો ત્રણ વરસ

સુધી ધીમે ધીમે આપવો અને ત્યાર પછી બરાબર વખતસર આપતા જવું એમ ઠર્યું.

ભીલ અને બીજા લુંટારા કે જેઓ નજીકના રાજ્યોના જંગલો-માંથી આવીને વખતે વખત લુંટ તથા ખુન કરતા હતા, તેમને અટકાવવાના કોશીસો થવા માંડી; અને તેમાં તે ફતેહ પામ્યા. આથી રાજ્યની પેદાશમાં વધારો થવા માંડ્યો, પરંતુ થોડીજ મુદતમાં કુંવર ભવાનીસિંહ—કે જેમના હાથમાં એ વખત રાજ્યગાદી આવી હતી, તેમણે અને તેમના દિવાને મળી વ્યભિચારનો દુર્ગુણ પકડ્યો. આ કારણથી ભારે ખરચને લીધે ખંડણી બરાબર ભરી શકાઈ નહી. આ બાબત પોલીટીકાલ એજંટે ઈ. સ. ૧૮૩૫માં સરકારમાં લખ્યું, અને સરકારથી ઠરાવ આવ્યા પ્રમાણે તે અમલદારે સકત ઉપાયો કામે લગાડવા માંડ્યા. એજંટે પ્રથમ રાવળ ભવાનીસિંહ અને દિવાનને ખરાબ ચાલ છોડવા સમજુત કરી પણ તે સમજુતને અમલમાં આણી નહી. હવે એજંટે દિવાનને દુર કરાવ્યો અને ખંડણી બદલના કરજને માટે ઘટતી ગોઠવણો કરી. રાવળ ભવાનીસિંહ તેમના પ્યારા દિવાનના દુર થયા પછી થોડા દિવસમાં મરણ પામ્યા.

રાવળ ભવાનીસિંહને કુંવર નહોતો, તેથી રાજ્યના સરદારોએ પોલીટીકાલ એજંટની સંમતીથી કુટુંબાંના એક સરદારને પસંદ કર્યા અને તેને ગાદીએ બેસાડ્યો. આ સરદારનું નામ બહાદુરસિંહ હતું. બહાદુરસિંહનો વાંસવાડાની ગાદીપર વાજબી રીતે હક પહોંચતો હતો. બહાદુરસિંહ પણ વગર કુંવરે મરણ પામ્યા. તેમના પછી તેમના કુટુંબમાંના એક લક્ષમણસિંહ ને દત્તક લઈ ગાદીએ બેસાડ્યા. લક્ષમણસિંહના ગાદીએ આવવાના હકની વિરૂદ્ધમાં ખાંડુનો ઠાકોર માનસિંહ સામે થયો; તેણે તકરાર એમ ઉઠાવી હતી કે ગાદીને માટે તેનો કુંવર વધારે હકદાર છે. પછવાડેથી એ બાબતનો ખાનગી રીતે નીકાલ આવ્યો, જેમાં એમ ઠર્યું કે લક્ષમણસિંહ વાંસવાડાની ગાદીએ કાયમ રહે અને ખાંડુનો ઠાકોર વાંસવાડાના રાજ્યને જે ખંડણી ભરે છે, તેમાંથી દર વરસે રૂ.૧૩૦૦ ઓછા ભરે. આ પ્રમાણે થવાથી તેણે પોતાનો દાવો પાછો ખેંચી લીધો અને લક્ષમણસિંહ નિર્ભયપણે રાજ્યકર્તા થયા, જેઓ વાંસવાડાના હાલના રાજા અથવા મહારાવળ છે.

તા. ૧ લી જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ મહારાણી વિક્ટોરિયાએ "કૈસરેહિંદ" એ પદ ધારણ કર્યું અને તે બાબત તેજ તારીખે

હિંદના વાઇસરાય લૉર્ડ લીટને દિલ્હીમાં પાદશાહી દરબાર ભર્યો હતો. એ વખતના દરબારગાંથી વાંસવાડાના રાજ્યને માટે એક પાદશાહીવાવટો લશ્કરી દમામ સાથે એજંટની મારફત પહોંચાડવામાં આવ્યો. મહારાવળ લક્ષમણસિંહજી બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવે છે. મહારાવળ લક્ષમણસિંહજીની હાલ ૫૪ વરસની ઉંમર છે.



# આ ગ્રંથને અગાઉથી આશ્રય આપનાર સરદારો તથા સદ્ગૃહસ્થોના નામની યાદી.

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૫૦ | કચ્છાધિપતિ મહારાજાધીરાજ મીરજાં મહારાવ શ્રી ખેંગારજી સવાઈ બહાદુર... | ભુજ. |
| ૫૦ | હિઝ હાઈનેસ મહારાજા જામ શ્રી વીભાજી બહાદુર. કે. સી. એસ. આઈ. | જામનગર. |
| ૨૫ | હિઝ હાઈનેસ નવાબ સાહેબ શ્રી બહાદુરખાનજી... | જુનાગઢ. |
| ૨૫ | હિઝ હાઈનેસ મહારાજા શ્રી કેશરીસિંહજી... | ઈડર. |
| ૨૫ | મી૦ જેષ્ટારામ મુકુંદજી બુકસેલર | મુંબાઈ. |
| ૨૦ | હિઝ હાઈનેસ મહારાજા શ્રી વખતસિંહજી... | લુણાવાડા. |
| ૧૦ | હિઝ હાઈનેસ મહારાજા શ્રી નારણદેવજી.. | ધરમપુર. |
| ૧૦ | કવિરાજ શ્યામલદાસજી, મેમ્બર રૉયલ કૌંસિલ મેવાડ. | ઉદયપુર. |
| ૧૦ | રાવ બહાદુર વરજલાલ પુરૂષોત્તમરાયજી મેહેતા, દફ્તરદાર રેવાકાંઠા. | ગોધરા. |
| ૭ | કવિ ગોવિંદ ગીલાભાઈ... | સિહોર. |
| ૬ | ઉપાધ્યા શ્રી જેરાજ મેરજી | ભૂજ. |
| ૫ | હિઝ હાઈનેસ મહારાજા શ્રી મોતીસિંહજી... | છોટા ઉદેપુર. |
| ૫ | હિઝ હાઈનેસ મહારાજા રાણાશ્રી વીકમાતજી | પોરબંદર. |
| ૫ | ખાન શ્રી શહામતખાનજી બાંટવા ભાગદાર અને ગીદડ દરબાર... | ગીદડ. |
| ૫ | કુમાર શ્રી કેશરીસિંહજી ભાવસિંહજી... | જામનગર. |
| ૫ | ખવાસ રાઘવજીભાઈ જેઠાણી વજીર | ,, |
| ૫ | ખવાસ કરશનજી પુંજાણી મુસાહેબ... | ,, |
| ૫ | ફરાસઅલી અભરામ દરોગા... | ,, |
| ૫ | હિઝ હાઈનેસ મહારાજા રાણાશ્રી જસવંતસિંહજી. | દાંતા. |
| ૫ | શેઠજી દીનશાહજી માણેકજી પીટિટ. જસ્ટીસ ઑફ ધી પીસ... | મુંબાઈ. |
| ૪ | સુબા ફતેહજંગ ખાનજી બહાદુર | રાધનપુર. |
| ૩ | નેકનામ ઠાકોર સાહેબ શ્રી મોહોડજી... | માળીઆ. |
| ૨ | નેકનામ દરબાર શ્રી ખાચર આલા ચેલા.. | જસદણ. |

| | | |
|---|---|---|
| ૨ | નેકનામ ખાન શ્રી અમીરખાનજી ... ... ... | બાંટવા. |
| ૨ | નેકનામ ઠાકોર સાહેબ શ્રી કેશરીસિંહજી. ... ... | માણસા. |
| ૨ | નેકનામ કુમાર શ્રી રાયધણજી .. ... ... ... | તેરા (કચ્છમાં). |
| ૨ | વાઘેલા શ્રી પૃથ્વિરાજજી અભેરાજજી તાલુકદાર .. | થરા. |
| ૨ | સુબા નંદેઅલીખાનજી બહાદુર... ... ... ... | રાધનપુર. |
| ૨ | રા. રા. દેશાઈ રૂદરજી ખંડુજીભાઈ ઇનામદાર. (ગાયકવાડી) | મહુવા. |
| ૧ | કુમાર શ્રી ભગવાનસિંહજી ગજાભાઈ ... ... | જામનગર. |
| ૧ | જાડેજા રામસિંહજી ભૂપતસિંહજી ... ... ... | ,, |
| ૧ | ચાવડા લાલસિંહજી ... ... ... ... ... | ,, |
| ૧ | સોઢા ભાવસિંહજી હમીરજી ... ... ... ... | ,, |
| ૧ | વાઢેર બાલુભા દાદાભાઈ ... ... ... ... | ,, |
| ૧ | પંચોળી મોહનલાલ અચળદાસજી ... ... ... | ,, |
| ૧ | શેઠ. ટેમુલજી આધારજી મીરજાં ... ... ... | ,, |
| ૧ | શેઠ. એદલજી ખરશેદજી મીરજાં ... ... ... | ,, |
| ૧ | ભટ. કરૂણાશંકર વિઠ્ઠલજી વૈદ્ય ... ... ... | ,, |
| ૧ | ગીરનારા. નારણજી વાલજી .. ... ... ... | ,, |
| ૧ | માસ્તર. વસનજી હંશરાયજી ... ... ... ... | ,, |
| ૧ | મીયાં. પીરખાનજી ... ... ... ... ... | ,, |
| ૧ | મીયાં. સાલેમીયાં કચ્છી ... ... ... ... | ,, |
| ૧ | મેહેતા. પોપટ છબીલદાસ ... ... ... ... | ,, |
| ૧ | મેહેતા. ગીરજાશંકર જુગતરામ ... ... ... | ,, |
| ૧ | મોઢ. જેઠા ભનજી ... ... ... ... ... | ,, |
| ૧ | કુમાર શ્રી નહારસિંહજી જેઠીજી ... ... ... | ,, |
| ૧ | માસ્તર. રતનજી વેલજી ... ... ... ... | ,, |
| ૧ | શેઠ. પાલનજી રતનજી ... ... ... ... | ,, |
| ૧ | બાવા. રામપ્રસાદજી મહંત ... ... ... ... | ,, |
| ૧ | કંદોઈ. મુળજી કલ્યાણજી. ... ... ... ... | ,, |
| ૧ | શેઠ. શંકરજી ગોવીંદજી .. ... ... ... ... | ,, |
| ૧ | ભટજી શ્રી ત્રીકમલાલા ગોપાળભટજી ... ... | ,, |
| ૧ | ભટજી શ્રી કૃષ્ણજીવણજી શ્રીકૃષ્ણભટજી ... | ,, |
| ૧ | ખવાસ. ગોકળ કરસનભાઈ ખજાનચી ... ... | ,, |

૧ ખવાસ. મેહેર મહાવજી કોટવાળ ... ... ... ,,
૧ બાવા. સુખલાલદાસજી, ખીજડા મંદીરના મહંત... ,,
૧ ભગવાનજી રામજી કપટા ... ... ... ... ,,
૧ મેહેતા. નારણજી દુર્લભજી રેવીન્યુ કમીશનર. ... ,,
૧ નાથોરી. હંશરાજ પુરૂષોતમ ઝવેરી ... ... ... ,,
૧ મી. અબદલ શકુર મુસા ... ... ... ... ,,
૧ રા. રા. વકીલ છગનલાલ શુંદરજી જોશી ... ... વઢવાણ શેહેર.
૧ વકીલ બેહેચરલાલ કાશીરામ... ... ... ... રાજકોટ.
૧ વકીલ. શવજી વહાલજી ... ... ... ... ,,
૧ વકીલ. જાદવજી વહાલજી .. ... ... ... ,,
૧ નેકનામ ખાનશ્રી ફતેહખાનજી તાલુકદાર ખડીઆ ,,
૧ નેકનામ કુમારશ્રી સામતસિંહજી ... ... ... પાલીતાણા.
૧ નેકનામ કુમારશ્રી દોલતસિંહજી ... ... ... ધ્રોળ.
૧ શેઠ. લક્ષ્મીચંદ ભગવાનજી ... ... ... ... ,,
૧ રા. વિશ્વનાથ વિઠ્ઠલજી વૈદ્ય ... ... ... ... ,,
૧ ખાનશ્રી શેરખાનજી .. ... ... ... ... બાંટવા.
૧ ખાનશ્રી ઈમામખાનજી ... ... ... ... ,,
૧ રા. રા. હેમતરામ હરખલાલ ન્યાયાધિશ ... ... ,,
૧ રા. રા. નથુભાઈ ગૌરીશંકર... ... ... ... ,,
૧ બાંટવા ધનજીશાહ લાયબ્રેરી ... ... ... ,,
૧ રાણા શ્રી વેરસિંહજી રામાભાઈ તાલુકદાર... ... વણા.
૧ ગોહેલ શ્રી ભાવાભાઈ ખેંગારજી તાલુકદાર... ... ગઢાલી.
૧ ગોહેલ શ્રી અમરસિંહજી હઠીભાઈ તાલુકદાર ... ,,
૧ સેતા શ્રી ફરીદભાઈ સાહેબખાનજી તાલુકદાર ... અમરાપુર.
૧ નેકનામ કુમારશ્રી ભાવસિંહજી ... ... ... પોરબંદર.
૧ કુમાર શ્રી ગગુભા ... ... ... ... ... સાપર.
૧ દવે. ડાહ્યા વી. ખીમજી સુરગ ગાંગાના હજુર કારકુન જેતપુર.
૧ રા. મણીશંકર રતનજી મેહેતાજી ... ... ... ખાખરેચી.
૧ પ્રાણજીવન હરદેવ આસીસ્ટંટ ... ... ... ,,
૧ રાણા શ્રી રવાજી ગોવિંદજી... ... ... ... ઢુવા.
૧ રાઓળશ્રી મોતીભાઈ અભેરાજજી ... ... લાખણકા.

